# ब्रह्मोतरखंड भाषान्तर.

અને

## શિવલીલામૃત અથવા સ્તુતિમાળા.

---

ગદ્ય પદ્યાત્મક બન્ને ગ્રંથો સાથે

સર્વે શિવભક્તો માટે

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

મહાભારત અધ્યાત્મરામાયણ, ભોજપ્રબંધ, દ્વારકામાહાત્મ્ય, શ્રીકૃ-
ષ્ણજન્મખંડ, વલ્લભદિગ્વિજય, વ્યવહારદર્પણ, સતીધર્મ પતિસેવા
ઇત્યાદિ ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્ત્તા—નિવાસી—જામનગર.

આવૃત્તિ બીજી, સુધારા વધારા સાથે.

---

અમદાવાદ—યુનાઇટેડ કંપની પ્રેસ.



---

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મૂલ્ય રૂ. ૧-૦-૦

# ब्रह्मोतरखंड भाषान्तर.

અને

## શિવલીલામૃત અથવા સ્તુતિમાળા.

ગદ્ય પદ્યાત્મક બન્ને ગ્રંથો સાથે

સર્વ શિવભક્તો માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

મહાભારત અધ્યાત્મરામાયણ, ભોજપ્રબંધ, દ્વારકામાહાત્મ્ય, શ્રીકૃ-
ષ્ણજન્મખંડ, વલ્લભદિગ્વિજય, વ્યવહારદર્પણ, સતીધર્મ પતિસેવા
ઇત્યાદિ ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્તા—નિવાસી—જામનગર.

આવૃત્તિ ત્રીજી, સુધારા વધારા સાથે.

અમદાવાદ—યુનાઇટેડ કંપની પ્રેસ.



સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મૂલ્ય રૂ. ૧-૦-૦

जय जय देव महेश धूर्जटे
जय जय विश्व विधानदक्ष शिक्ष
जय विश्रुतवेद गीतकीर्ते
जय जय भक्तजनार्पितैकसुमे.

# અર્પણ પત્રિકા.

## રા. રા. સ્વધર્મનિષ્ઠ ઠાકર વાલજી જીવરાજ

મુ૦ ખંભાલીયા હાલ મુંબઈ.

### શાર્દૂલ વિક્રીડિતવૃત.

શ્રદ્ધાળુ શિવ ધર્મમાં શુભમતિ, પર્માર્થિ દાનેશ્વરી,
શ્રી શંભુ ગુણગાનમાં મગન છો, ચર્ણાબ્જ ધ્યાને ધરી;
સારાસાર વિચારી સાર ગ્રહિને, નિઃસાર નોખો કરી,
હોંસે વાલજીભાઇ શિવ ભજવા, શ્રી રંગ ચિત્તે ધરી. ૧
માથે લેઇ મહાન કાર્ય સહસા, તે સાધ્ય બુદ્ધિ શ્રમે,
એવું કાર્ય કરી પ્રભુ ગુણ રૂડો, દેખાડિયો છે તમે;
દેશોત્કર્ષ સહર્ષ આશ્રય તમે, દોછો ત્રિધા સર્વદા,
એ આશ્ચર્યનિ વાત આપ કુળની, એવી પ્રથા છે સદા. ૨
માનો પૂજ્ય અતિથી કોવિદ કવિ, સૌને બહુ સ્નેહથી,
પૂર.છોાજ પ્રવીણ તેગનું. રૂડું, આતિથ્ય કર્વે અતિ;
નેહે નિત્ય નિમગ્ન કાવ્યરસમાં, સંપૂર્ણ સર્વાંગથી,
સંસ્કારિ સુવિચારી સુજ્ઞજનછો, શ્રીગર્વ સ્વપ્ને નથી. ૩
મારા પ્રેમિ હિતેચ્છુ રંગિ રસિલા, સન્મિત્ર હેતસ્વિછો,
આ ગ્રંથાર્પણ કેરિ શુભ ગણના, અભ્યાંતરે તો પ્રિછો;
આ **બ્રહ્મોતર** ખંડ આશ્રયતણો, સર્વોપમા જોગનો,
પેખે સૌ પરિણામ આમ સુખદા, સત્પ્રીતિ સંયોગનો. ૪
એ સૌ હેતુ ઉચિત આપ ગુણના, આનંદ દાતા અતિ,
સર્વે લોક હિતાર્થ કીર્તિ પદને, દાતા સદા સન્મતિ;
માની શંભુતણા સુભક્ત તમને, સત્પાત્ર સંસારમાં,
રે'વા સ્મર્ણ સનેહનું સમરપું, આ ગ્રંથ આભારમાં. ૫

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

# પ્રસ્તાવના.

આપણા આર્ય ધર્મમાં પ્રાચીન કાળથીજ શ્રી **શંકરની** ભક્તિ અને ઉપાસના મુખ્ય છે, એમ વેદો, ઉપનિષદો અને સઘળાં પુરાણાદિ ગ્રંથો સાક્ષી આપે છે, તેમજ પરમાત્મા શ્રી **રામચંદ્રજી** પણ શ્રી શંકરનાજ ઉપાસક હતા. એમ વાલ્મીકી રામાયણ તેમજ મહાભારતમાં પ્રત્યક્ષ છે કે શ્રી **રામચંદ્રજી** સતી સીતાજીની શોધ માટે પધાર્યા ત્યારે શ્રી સેતુબંધ **રામેશ્વરના** પ્રસાદથીજ વિજય મેળવી સીતાજી સાથે પાછા ફર્યા, ત્યારે સતીને શ્રી **રામેશ્વરનાં** દર્શન કરાવી કહ્યું કે **अत्र पूर्वं महादेवः प्रसाद मकरोत्प्रभुः ।** અહિં આગળ શ્રી મહાદેવે મારા ઉપર કૃપા કરી હતી. ઉપલા વાક્યથી એમ સિદ્ધ થાય છે કે મ્હોટા મ્હોટા મુનીશ્વરો પણ શ્રી **શંકરની** ઉપાસના કરતા. એટલુંજ નહિ પણ **વિશ્વામિત્રે** જે શસ્ત્ર અસ્ત્રો મેળવ્યા તે પણ શ્રી **સદાશિવની** ઉપાસનાથીજ એટલું નહિ પણ મહાભારતના યુદ્ધમાં સંબંધીઓના સંહાર સમય અર્જુનને જે વ્યામોહ પ્રાપ્ત થયો તેથી તે મોહ મુકાવવા પરમાત્મા શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે **ईश्वरः सर्व भूतानाम् हृद्देशे ऽर्जुन तिष्ठति ॥** હે અર્જુન ઇશ્વર (શ્રી મહાદેવ) સર્વ ભૂતોના હૃદયને વિષે રહેલા છે. વેદોમાં પણ શ્રી સદાશિવનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે શ્રી રૂદ્ર એ યજુર્વેદના પ્રધાન દેવ છે, તેથીજ તેમનું પૂજન **રૂદ્રાધ્યાયથી** કરવામાં આવે છે. વળી પરમાત્મા શ્રી મહાદેવના સ્વરૂપ વિષે કૃષ્ણ યજુર્વેદમાં **શ્વેતાશ્વતર** ઉપનિષદ્‌માં કહ્યું છે કે—**यदा तमस्त न्न दिवा न रात्रिर्न सन्नचा च्छिव एव केवलः** આ સૃષ્ટિની પહેલા સર્વ જગત્ અજ્ઞાનમય પ્રકૃતિથી આવૃત હતું, અને દિવસ તથા રાત્રિનો વિભાગ તથા સત્ (કારણ) અને અસત્ (કાર્ય) રૂપ વિભાગ પણ ન

હોતો તે પરમાત્મા સદાશિવજ અદ્વૈત રૂપે હતા. વળી પણ શ્રી **કૃષ્ણે, અર્જુને,** અને **અશ્વત્થામાએ** પણ શ્રી સદાશિવની ઉપાસના કરી તેમની પાસેથી શસ્ત્ર અસ્ત્રો મેળવ્યાં હતાં. તેમ એજ યુદ્ધ પ્રસંગમાં અર્જુને પૂછ્યું કે-હે શ્રી કૃષ્ણ ? મારી નજદીક આ શ્યામવર્ણ યુક્ત હાથમાં ખડગ લઇ ચાલે છે તે કોણ છે ? ત્યારે પરમાત્મા શ્રી કૃષ્ણ ચંદ્રે ઉત્તર આપ્યો કે, પ્રથમ તેં જેની ઉપાસના કરી પાશુપત વીગેરે અસ્ત્રો મેળવ્યાં છે, જેની તેં સ્થાપના કરી છે અને વળી જેના હણેલાને તું હણે છે તે રૂદ્ર છે. યુદ્ધને અંતે અશ્વત્થામા પોતાના અસ્ત્ર પ્રયોગમાં શિથીલ થઇ ગયા ત્યારે તેણે શ્રી **સદાશિવની** સ્તુતિ કરી, તે વખતે શ્રી **શંકરે** પ્રગટ થઇ કહ્યું હતું કે—

**यथावदह-माराद्धः क्लिष्टेना-क्लिष्ट कर्मणा ।**

**तस्मादिष्ट तमः कृष्णा-दन्यो मम न विद्यते ॥**

પુણ્ય કર્મ કરનારા શ્રી કૃષ્ણે મારી જે આરાધના કરી છે, તેથી મને શ્રી કૃષ્ણ શિવાય અન્ય ઇષ્ટ નથી, ( અર્થાત્ હરિ અને હર એ બન્ને એકજ સ્વરૂપ છે; તેમાં કોઇ પણ પ્રકારનો ભિન્ન ભાવ નથી ) તો પણ શ્રી **શંકર** ભગવાન અજન્મા છે, એટલે અનાદિ છે; તેથી શિવ એ પ્રથમ પદે ગણાય છે,

શ્રી **સદાશિવ** અનેક નામથી પૂજાય છે. તેના સહસ્ત્ર નામ છે જેવાં કે—શિવ કલ્યાણ કરનાર મહાદેવ—મહેશ્વર, (કાળ, અગ્નિ, વરૂણ, સૂર્ય, યમ, બ્રહ્મા, વિષ્ણુ અને નારાયણને રૂપે મનાય છે.) વિશ્વેશ્વર–જગતના ઇશ્વર, મહાકાળ–સર્વનો સંહાર કરનાર,—તમો ગુણ રૂપ ઇશ્વર મનાય છે, એ સર્વ તંત્રના અધિષ્ઠાતા છે. જ્યારે વેદ ચોરાયા ત્યારે **શિવે પાર્વતીને** તંત્રનો બોધ કર્યો હતો. સંહાર કર્યા પછી ફરીથી ઉત્પન્ન કરે છે એથી શિવ, **લિંગ**

રૂપે પૂજાય છે. એ યોગી રૂપે ચિરકાળ યોગાભ્યાસ કરે છે. એ ક્રોધી છે તેમ ભોળાને વર આપને અતિ ઉદાર છે. એને બે સ્ત્રીઓમાં **પાર્વતી** અર્દ્ધાંગે અને **ગંગા** જટામાં એનો કર્પુરવર્ણ છે. મૃત્યુંજય–મૃત્યુને જીતનાર રૂદ્ર—મનુષ્યનાં આંસુ લુછનાર, અને દૈત્યોને રડાવનાર, નીલકંઠ—દેવતાઓએ સમુદ્ર મથન કરતાં નીકળેલ વિષને શિવે ગળે ઉતાર્યું પણ પાર્વતીએ ગળુ દાબી ઉદરમાં જવા ન દીધું તે લીલું વિષ ગળે લપટાઇ રહ્યું માટે નીલકંઠ, ત્રિલોચન ત્રણ નેત્રોમાં બે ભવાની વચ્ચ અને એક લલાટ વચ્ચે કે જે થકી તપ છોડવવા મથન કરતા કામ દેવને બાળી ભસ્મ કર્યો. ચંદ્રમૌલિ શશિ શેખર, વૃષભવાહન તેને નંદિનું વાહન છે, વૃષધ્વજ, જટિલ–જટાધારી, ધુર્જટિ વ્યોમકેશ–આકાશના રંગ જેવા કેશ છે માટે. ત્રિશૂલિ, શુલ પાણી, પિનાકી, પશુપતિ, ભૂતનાથ–ભૂત અને પિશાચના ઉપરી ગંગાધર–જટામાં ગંગાજી ધારણ કર્યાં છે માટે કપાલી–રાક્ષસોનાં ગળાની માળા ધારણ કરે છે. ત્રિપુરારી–ત્રિપુર દૈત્યને હણ્યો માટે ત્રિપુરારિ, ત્ર્યંબક–વેદ અથવા ત્રણ વર્ણના પ્રણવ ઓંકારના અધિષ્ટાતા વાસ્તે ત્ર્યંબક પંચાનન–જેને પાંચ મ્હોંડાં છે, સ્મર હર, ગીરીશ, કૈલાશનિકેતન–કૈલાસવાસી દક્ષયજ્ઞ વિનાશી, વન્હિ રેતા–શિવે પોતાનુ વીર્ય અગ્નિમાં નાંખ્યું એથી વન્હિરેતા. બ્રહ્મ મુર્દ્ધભૃત–બ્રહ્માનું એક માથુ કાપી નાખ્યું તેથી, અંધકરિપુ, દિગંબર–નાગા. નન્દીશ–નંદીગણુના ઇશ્વર ઇત્યાદિ ઇત્યાદિ શ્રી સદાશિવનાં અનેક નામો છે. એવા શ્રી સદાશિવના માહાત્મ્ય રૂપ શ્રી **બ્રહ્મોતરખંડની** અપૂર્વ કથાના બાવીશ અધ્યાયમા પંચાક્ષર વર્ણન, ગોકર્ણ મહિમા, શિવ ચતુર્દશી (શિવરાત્રી) મહાત્મ્ય શિવપૂજન મહીમા, પ્રદોષ મહીમા, સોમવાર વ્રત વર્ણન, સીમંતીની. પ્રભાવ, ભદ્રાયુ આખ્યાન, ઋષભોપદેશ, શીવકવચ કથન, ભદ્રાયુ

વીત્રાહ, ભદ્રાયુ મહાત્મ્ય, ભસ્મ મહાત્મ્ય કથન. ઉમા મહેશ્વર વ્રતા ચરણ, શારદાખ્યાન, રૂદ્રાક્ષ મહિમાં, પુરાણ શ્રવણ મહાત્મ્ય. રૂદ્રાધ્યાય મહાત્મ્ય, ત્રિપુંડ મહાત્મ્ય, શીવલીંગ મહાત્મ્ય અને શીવ કથા શ્રવણ મહીમા ઇત્યાદી સર્વોત્કૃષ્ટ કથાઓ આ ગ્રંથમાં સમાએલી છે. આ ગ્રંથને કેટલાએક મનુષ્યો નાનું શીવપુરાણ પણ કહે છે. એ ગ્રંથ શીવાય "**શિવલીલામૃત** યાને શીવ સ્તુતી માળા"માં ઋષિ મુનિઓ અને આદી કવિ **વાલ્મીકિ** શંકરસ્વામી તુલસીદાસ, નરસીમેતા, દીવાન રણછોડજી વીગેરે અનેક આધુનીક કવીઓના રસમય શિવ સ્તુતિનાં ગાયનો જુદી જુદી રાગ રાગણીમાં ગવાતાં અસરકારક આશરે ૨૫૦ દાખલ કરવામાં આવ્યાં છે.

આ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર, સ્થિતિમાં રાખનાર, પાલન કરનાર અને સંહાર કરનાર પરમ કૃપાળુ શ્રી શાંબસદાશિવ છે તેની શ્રદ્ધા પૂર્વક ઉપાસના, સ્તુતી અને પ્રાર્થના કરવી એ મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય છે. તે તજી કેટલાંએક સ્ત્રી પુરૂષો અવકાશની વેળાએ કંગાલ શૃંગાર રસથી ભરપૂર ગાયનો (નાટકનાં) મોટા અવાજથી ગાય છે, તેવા અનીતિ ભર્યાં ગાયનો ન ગાતાં જો આવાં ભકિત રસનાં શ્રેષ્ટ સ્તુતિનાં ગાયનો ગાયતો પરમ કૃપાળુ શદાશિવ પ્રસન્ન થયા વગર કેમ રહે ? વાંચકોને ગાતાં પ્રેમ ઉપજે એટલા માટે આમાં નાટકી ગાયનો તથા સંગીતના રાગોમાં પ્રાચીન કવીઓએ રચેલા ગાયનોનો રસમય ભિન્ન ભિન્ન રાગથી સંગ્રહ કરવામાં આવ્યો છે.

સર્વે શિવ ભકતોનું સદાશિવ શિવ (કલ્યાણ કરો) એવી મારી પ્રાર્થના છે.

જામનગર.
શ્રાવણ સુદ ૨ રવિવાર.
તા૦ ૧૧—૮—૧૯૦૭

વિ૦ ગો૦
પ્રસિદ્ધ કર્ત્તા.

# અનુક્રમણિકા.



## શિવલીલામૃત તથા સ્તુતિમાળા.

# પ્રશ્નોત્તર ખંડનું ગુજરાતી ભાષાંતર.

# अध्याय पहेलो.

## ज्योतिर्मात्र स्वरूपाय, निर्मलज्ञान चक्षुषे ।
## नमः शिवाय शांताय, ब्रह्मणे लिंग मूर्तये ॥

**પ્રકાશ** જેનું સ્વરૂપ છે, નિર્મલ જ્ઞાનરૂપી જેનાં નેત્ર છે, અને લિંગજ જેની મૂર્તિ છે એવા શાંત પરબ્રહ્મ જે શિવ, તેને નમસ્કાર કરીએ છીએ. ઋષિઓએ પૂછ્યું કે–હે સૂત ? તમે સર્વ પાપને હરનાર અને પવિત્ર, વિષ્ણુનું ઉત્તમ મહાત્મ્ય, સંક્ષેપથી કહ્યું તે અમે સાંભળ્યું. હવે સદાશિવનું અને તેના ભકતોનું સર્વ પાપને હરનાર ઉત્તમ માહાત્મ્ય સાંભળવાને ઇચ્છીએ છીએ, તેમજ તેના મંત્રોનું માહાત્મ્ય અને તેની કથાનો તથા ભકિતનો જે પ્રભાવ હોય તેનું પણ વર્ણન કરો. સૂત બોલ્યા કે ઇશ્વરની કથામાં નિષ્કામ ભક્તિ થાય એટલુંજ મનુષ્યોનું ઉત્તમ અને અવિચળ કલ્યાણ છે, એટલા માટે તેની ભક્તિના લેશનું માહાત્મ્ય હું કહું છું. બાકી વિસ્તારથી તો કલ્પસુધી આયુષ્ય હોય તો પણ કોઈ કહેવાને સમર્થ નથી. સર્વ પુણ્ય, સર્વ કલ્યાણ અને સર્વ યજ્ઞોમાં પણ જપરૂપ યજ્ઞ ઉત્તમ કહેલ છે. તેમાં પ્રથમ જપરૂપ યજ્ઞનું કલ્યાણ આપનાર અને મોટું માહાત્મ્ય કહું છું. સદાશિવનો છ અક્ષરનો મંત્ર ઉત્તમ છે એમ મોટા ઋષિઓ કહે છે. દેવતાઓમાં જેમ સદાશિવ મોટા દેવ છે તેમ મંત્રોમાં આ છ અક્ષરનો મંત્ર ઉત્તમ છે. જપનારાઓને મુક્તિ આપનાર આ પાંચ અક્ષરના મંત્રને, સિદ્ધિ ઇચ્છનારા સર્વે

મોટા મુનિઓ સેવે છે. આ મંત્રના અક્ષરોનું માહાત્મ્ય કહેવાને બ્રહ્મા પણ સમર્થ નથી, કેમકે, એ મંત્રમાં સર્વ વેદનો સિદ્ધાંત છે. સર્વને જાણનાર પરિપૂર્ણ અને સત્ચિત્ આનંદરૂપ શિવ પણ એ પંચાક્ષર મંત્રમાં રમે છે. સર્વ વેદાંતરૂપ આ ઉત્તમ મંત્રથી, સર્વ મુનિઓ દુઃખ રહિત પરબ્રહ્મને પામેલ છે. આ પરમાત્મા શિવને નમસ્કાર કરવાથી જીવ તેમની સાથે એકતા પામે છે માટે આ મંત્ર પરબ્રહ્મમય છે. સંસારના પાશથી બંધાએલા પ્રાણીઓનું હિત કરવાની ઇચ્છાથી **ॐनमः शिवाय** એ મંત્ર પોતે સદાશિવે કહ્યો-છે. **ॐनमः शिवाय** એ મંત્ર જેના હૃદયમાં છે તેને ઘણા મંત્ર, તીર્થ, તપ તથા યજ્ઞોનું શું પ્રયોજન છે? પ્રાણિઓ જ્યાંસુધી આ મંત્રને એકવાર પણ બોલતા નથી ત્યાં સુધી આ દુઃખ ભરેલા ભયંકર સંસારમાં ભમે છે. આ છ અક્ષરનો મંત્ર, મંત્રોનો રાજાધિરાજ, સર્વ વેદાંતના મુકુટરૂપ, સર્વ જ્ઞાનના ભંડારરૂપ. મોક્ષના માર્ગમાં દીવારૂપ, અજ્ઞાનરૂપી સમુદ્રમાં [1]વડવાનલરૂપ, અને મહાપાપને દાવાનલરૂપ છે.

મોક્ષ ઇચ્છનારાં સ્ત્રી, શૂદ્ર અને વર્ણશંકરોથી પણ આ મંત્ર જપી શકાય છે. આની દીક્ષા નથી, હોમ નથી, સંસ્કાર નથી, તર્પણ નથી, કાલ નથી તેમ ઉપદેશ પણ નથી. આ મંત્ર સઘળો પવિત્ર છે. મોટાં પાપોને છેદવાને વાસ્તે **શિવ** એ બે અક્ષરજ સમર્થ છે. તે નમસ્કારથી યુક્ત થાય એટલે મુક્તિ આપવાને વાસ્તે પુરતા છે. સદ્ગુરૂએ ઉપદેશ કર્યો હોય અને પવિત્ર ક્ષેત્રમાં જપ્યો હોય તો એ મંત્ર તરત મનવાંછિત ફળ આપે એમાં શું આશ્ચર્ય છે?

---

૧ સમુદ્રમાં વડવાનલ નામનો અગ્નિ છે તે સમુદ્રના પાણીને બાળતો જાય છે.

સદ્દગુરૂનો આશ્રય કરીને એનો ઉપદેશ લીધો હોય અને પવિત્ર ક્ષેત્રમાં જપ્યો હોય તો તુરત સિદ્ધિ આપે છે. નિર્મલ, શાંત, સાધુ, થોડું બોલનારા કામક્રોધ રહિત, સારા આચારવાળા અને જિતેંદ્રિય એવા ગુરૂ જોઇએ. એઓએ કરૂણા કરીને આપેલો મંત્ર તુરતજ સિદ્ધ થાય છે. હવે જપ કરવા જેવાં ક્ષેત્રોનાં નામ હું સંક્ષેપથી કહું છું. પ્રયાગ, પુષ્કર, કેદાર, સેતુબંધ ગોકર્ણ અને નૈમિષારણ્ય એ મનુષ્યોને તરત સિદ્ધિ આપનાર છે. આ વિષયમાં સત્પુરૂષો એક જુનો ઇતિહાસ કહે છે. એ ઇતિહાસ ઘણીવાર અથવા એકવાર પણ સાંભળવાથી કલ્યાણ થાય છે. મથુરામાં એક ' दाशार्ह ' એવા નામથી વિખ્યાત યાદવ રાજા હતો તે બુદ્ધિમાન, મોટા ઉત્સાહવાળો, મહા બળવાન શાસ્ત્ર જાણનાર, નીતિવાળો, શૂર, ધીરજવાળો, અપાર કાંતિવાળો, પરાભવ થઈ શકે નહી એવો, ગંભીર, સંગ્રામમાં પાછો ન વળનાર મહારથી, મોટા ધનુષવાળો, અનેક શાસ્ત્રોના અર્થમાં પંડિત, ઉદાર, રૂપાળો જુવાન અને સારાં લક્ષણવાળો હતો. એ રાજા સુંદર મોહોડાવાળી, કાશીના રાજાની દીકરી, સુશોભિત, રૂપશીલ અને ગુણવાળી કલાવતી નામની સ્ત્રીને પરણ્યો. એ રાજાએ તે પછી પોતાને ઘેર આવી રાત્રિમાં શયન ઉપર બેઠેલી તે સ્ત્રીને સંગમને વાસ્તે બોલાવી. ઘણી ઘણીવાર કહેતાં છતાં પણ તેણે મન કર્યું નહી અને પોતાની પાસે આવી નહી. ત્યારે જોરાવરીથી લેવાને વાસ્તે રાજા ઉઠયો. રાણી બોલીકે હે મહારાજ !

---

૧ ओंनमः शिवाय એ છ અક્ષરનો અને नमः शिवाय એ પાંચ અક્ષરનો મંત્ર છે.

બીજા મંત્રોની દીક્ષા લેવી પડે છે તથા હોમ વગેરે કરવાં પડે છે.

હું વ્રત કરું છું માટે મને અડશો નહી. તમે ધર્મ અધર્મને જાણો છો માટે મારા ઉપર સાહસ કરશો માં. જે વસ્તુ પ્રીતિથી ભોગવાય તેજ બુદ્ધિમાનોને ગમે છે. પ્રસન્નપણાથી સ્ત્રી પુરૂષનો સમાગમ થાય તે ઠીક લાગે માટે મારૂં જ્યારે પ્રિય થાય ત્યારે સંગ કરજો. સ્ત્રીને બલાત્કારથી ભોગવવામાં શી પ્રીતિ અને શું સુખ છે ? પ્રીતિ વગરની, રોગવાળી, ગર્ભવાળી, વ્રતવાળી, રજસ્વલા અને કામના વિનાની સ્ત્રીને બળાત્કારથી પુરૂષે ભોગવવી નહી. સંતોષવું, લડાવવું, પોષણ, કોમળપણું અને દયા કરીને પ્રેમવાળા પતિએ જુવાન સ્ત્રીનો સંગમ કરવો જોઇએ. સુખની ઇચ્છા રાખતો હોય તેણે સ્ત્રીમાં અને ફુલમાં સરખી રીતે વરતવું જોઇએ એવી રીતે તે ભલી રાણીએ કહ્યું તો પણ કામદેવથી વ્યાકુલ થએલો તે રાજા રમણ કરવાની ઇચ્છાથી બલાત્કારે તેના હાથને ખેંચી આલિંગન કરવા લાગ્યો સ્પર્શ કર્યો ત્યાં એ રાણી ધગાવેલા લોઢાના ગોળા જેવી અને જાણે શરીરને બાળતી હોય એવી લાગી એટલે ભયથી વિહ્વલ થઇને તુરત તેને મુકી દીધી. રાજા બોલ્યો કે–અહો ? હે પ્રિયા ? આજ તારામાં આ મોટું આશ્ચર્ય દીઠું. પાંદડા જેવું કોમળ શરીર અગ્નિ જેવું કેમ થયું ? એવી રીતે વિસ્મય પામેલા રાજાને બીકલાગી ત્યારે તે રાણીએ હસીને નમ્રતાથી કહ્યું કે હે રાજા ! પેહેલાં બાળક અવસ્થામાં મોટા મુનિ દુર્વાસાએ કરૂણાથી મને શિવ પંચાક્ષરની વિદ્યાનો ઉપદેશ કર્યો છે. તે મંત્રના પ્રભાવથી પાપ રહિત થએલા મારા શરીરનો, પાપી અને નિરભાગ્ય પુરૂષોથી સ્પર્શ કરી શકાતો નથી તમે રાજાના સ્વભાવને લીધે મદિરા પીનારી વ્યભિચારણી અને વેશ્યા વગેરે સ્ત્રીઓને નિરંતર સેવો છો નાહાતા નથી પવિત્ર મંત્રનો જપ કરતા નથી અને સદાશિવનું આરાધન

કરતા નથી માટે મારો સ્પર્શ કરવાને કેમ યોગ્ય થાશો ? રાજા બોલ્યો કે હે-પ્યારી ! એ પવિત્ર શિવપંચાક્ષરની વિદ્યા મને બતાવ. હવે વિદ્યાથી નિષ્પાપ થઇને તારી સાથે રમણ કરવાને ઇચ્છું છું. રાણી બોલી કે-હે રાજા ! હું તમને ઉપદેશ નહી કરૂં, કેમ કે તમે મારા ગુરૂ છો. ગર્ગાચાર્ય કે જે મંત્ર જાણનારાઓમાં ઉત્તમ છે તેમની પાસે જાઓ. સૂત સૌનકને કહે છે કે-એ પ્રમાણે વાત કરી તે રાણી અને રાજા ગર્ગાચાર્ય પાસે જઇને હાથ જોડી માથા વતે તેમના ચરણમાં નમ્યાં પછી રાજાએ પ્રસન્ન થએલા ગુરૂને વારંવાર પૂજીને નમ્રતાથી એકાંતમાં પોતાના મનોરથની વાત કહી. રાજા બોલ્યો કે-હે ગુરૂ ? કરૂણા કરીને મને કૃતાર્થ કરો. શિવપંચાક્ષરની વિદ્યાનો ઉપદેશ કરો. મેં રાજાના સ્વભાવથી જાણતાં અજાણતાં કરેલું પાપ જેથી નાશ પામે એવો મંત્ર મને આપો. એમ રાજાએ પ્રાર્થના કરવાથી બ્રાહ્મણોમાં ઉત્તમ ગર્ગાચાર્ય તે બન્નેને યમુનાજીના પવિત્ર તટ ઉપર તેડી ગયા. ત્યાં પવિત્ર ઝાડની નીચે બેસીને ગુરૂએ પવિત્ર તીર્થના જળમાં નાહેલા અને જેણે ઉપવાસ કર્યો છે એવા રાજાને ઉગમણે મોઢે બેસાડી શિવના ચરણારવિંદને નમસ્કાર કરી તેના માથા ઉપર હાથ મુકી શિવરૂપ મંત્ર આપ્યો. તે મંત્રનું ધારણ કરતાં અને તે મુનિના હાથનો સ્પર્શ કરતાંજ તે રાજાના શરીરમાંથી કરોડો કાગડા નીકળી પડ્યા. બળેલી પાંખોવાળા, ચીસો નાખતા અને ધરતીપર પડતા તે હજારો કાગડા ભસ્મ થએલા જોવામાં આવ્યા. એઓને બળી જતા જોઈ રાજા અને રાણીએ વિસ્મય પામીને તે ગુરૂને એનું કારણ પુછ્યું. ગુરૂ બોલ્યા કે હે રાજા, તમે હજારો ભવમાં ભટકતાં ખરાબ પરિણામવાળાં અનેક પાપો કર્યા છે, તેમાં જે તમે પુણ્ય કર્યા હતાં

તેના વધારાથી કોઇ સારા અવતાર તમને આવી ગયા અને પાપના વધારાથી કોઇ નીચ અવતાર પણ આવી ગયા. હમણાં પુણ્ય અને પાપ સરખાં થયાં તેથી મનુષ્ય અવતાર પામ્યા છો. શિવપંચાક્ષરની વિદ્યા જ્યારે તમારા હૃદયમાં આવી ત્યારે તમારાં શરીરમાંથી કરોડો પાપ કાગડાને રૂપે નીકળી ગયાં; કરોડો બ્રહ્મહત્યાઓ, કરોડો અગમ્યાગમન અને બીજાં પણ કરોડો અવતારમાં કરેલાં પાપના સમુહો શિવપંચાક્ષર ધારણ કરવાથી ક્ષણ માત્રમાં ભસ્મ થાય છે. હે મોટા રાજા ! તારાં કરોડો પાપ આજ બળી ગયાં. હવે પવિત્ર થએલા તમે, આ રાણીની સાથે સુખેથી વિહાર કરો. એ પ્રમાણે કહી તે મંત્રનો ઉદેશ કરી વિસ્મય પામેલા તે જોડાંને સાથે લઇ ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા. પછી ગુરૂની આજ્ઞા લઇ પ્રસન્ન થએલાં અને મોટી કાંતિવાળાં તે સ્ત્રી પુરૂષ પોતાને ઘેર આવી સોભવા લાગ્યાં. પ્રસન્ન થએલો રાજા ચંદનના જેવી ટાઢી લાગતી પોતાની સ્ત્રીનું આલિંગન કરી નિર્ધન માણસ જેમ ધન મળવાથી સંતોષ પામે તેમ પરમ સંતોષ પામ્યો. સર્વ વેદ, ઉપનિષદ્, પુરાણ અને શાસ્ત્રના પાપનો નાશ કરનાર અને ઉત્તમ આ પંચાક્ષરનો મહિમા મે સંક્ષેપથી કહ્યો.

**अशेष वेदोपनिषत्पुराण शास्त्रावंतसोऽयम-घातकरी। पंचाक्षरस्यैव महा प्रभावो मया स मासात्कथि तो वरिष्ठ ॥**

એવી રીતે શ્રી સ્કંદપુરાણમાંના બ્રહ્મોતર ખંડનો **પંચાક્ષર વર્ણન** એવા નામનો પેહેલો અધ્યાય પુરો થયો.



# अध्याय बीजो.

## सूत उवाच.

**अथान्यदपि वक्ष्यामि माहात्म्यं त्रिपुर द्विषः।**
**श्रुत मात्रेण येनाशु छिद्यंते सर्व संशयाः॥**

સૂત કહે છે કે—હવે હું બીજુ પણ સદાશિવનું માહાત્મ્ય કહીશ, કે જે સાંભળવાથીજ સર્વ સંશય કપાઈ જાય છે. પાપને મટાડનાર, સર્વ આનંદને કરનાર, શોભાવાળું અને સર્વ મનોરથ તથા ધનને આપે એવું, આ વિના બીજું કાંઇ નથી. એક ભક્તિથી સદાશિવનું આરાધનજ લાંબું આયુષ્ય, જય, આરોગ્ય, ભોગ અને મોક્ષરૂપી ફળને આપે છે. લીલાં, સુકાં, નાહાનાં અને મોટાં પણ સર્વ પાપોનું એજ પ્રાયશ્ચિત કહ્યું છે. મોટા મુનિઓએ કહેલાં મોટાં મોટાં પ્રાયશ્ચિતોથી પણ કોઈ કાળમાં ન મટે એવાં પાપને ત્રાસ આપનાર અને સર્વ શાસ્ત્રોએ નિશ્ચય કરેલું ઉત્તમ કલ્યાણ એજ છે કે જાણતાં અને જે કોઇ કારણથી પણ પરમેશ્વરને વાસ્તે જે કાંઇ કર્મ થાય તે મુક્તિ આપે છે. માઘ મહિનાના કૃષ્ણ પક્ષની ચૌદશ ( મહાશિવરાત્રિ ) ને દિવસ ઉપવાસ થવો દુર્લભ છે તેમાં રાત્રિમાં જાગરણ થવું દુર્લભ છે. તેમાં વળી શિવલિંગનું દર્શન અત્યંત દુર્લભ છે અને તેથી પણ શિવપૂજનને વધારે દુર્લભ માનું છું. તેમાં પણ કરોડો જન્મમાં ઘણાં પુણ્ય કરેલ હો તેના ફલથી બિલી પત્ર મળે છે. દશ હજાર વર્ષ સુધી ગંગાજલમાં નાહાવાથી જે પુણ્ય થાય તે પુણ્યને માણુસ બિલીપત્ર વડે એકવાર પૂજ-

ન કરવાથીજ પામે છે. અહીં જુગોજુગમાં જે જે પુણ્યલીન થઈ ગયાં છે તે સઘળાં માઘ વદ ચૌદશમાં રહે છે. લોકમાં બ્રહ્માદિક દેવતાઓ અને વસિષ્ટાદિક મુનિયો એજ માઘ મહિનાના કૃષ્ણ પક્ષની ચૌદશને વખાણે છે. એ દિવસે કોઇએ પણ **ઉપવાસ** કર્યો હોય તે સેંકડો યજ્ઞ કરતાં પણ અધિક થાય છે. એક બિલીપત્રથી પણ શિવલિંગનું પૂજન કરવામાં આવે તો આખા ત્રૈલોક્યના પુણ્યોમાં પણ તેના બરોબર કોઇ થતું નથી. આ વિષયમાં પવિત્ર અને અતિ સુંદર કથા છે તે ગુપ્ત રાખવા જેવી છે પણ કરૂણાને લીધે **ગૌતમ** ઋષિએ પ્રકાશ કરી છે. ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો, ઉત્તમ ધર્મ પાળનાર, લક્ષ્મીવાળો અને ધનુષવાળાઓમાં શ્રેષ્ઠ, **મિત્રસહ** નામનો રાજા હતો, એ રાજા સર્વ અસ્ત્રને જાણનાર, શાસ્ત્ર જાણનાર, વેદના પારને પામેલો, વીર, અત્યંત બલ તથા ઉત્સાહવાળો, નિરંતર ઉદ્યોગી અને દયાનો ભંડાર હતો. પુણ્યનો જાણે ઢગલો હોય, તેજનું જાણે પાંજરૂં હોય અને આશ્ચર્યોનું જાણે ખેતરજ હોય એવી રીતે તેનું શરીર શોભતું હતું. હૃદયમાં દયા હતી, શરીરમાં શોભા હતી, અને પગમાં ખંડપતિ રાજાઓના મુકુટોના મણિઓની કિરણો પડતી હતી. એક દિવસ મૃગયાની ક્રીડામાં લોભાએલો તે રાજા મોટું સૈન્ય સાથે લઇને ભયંકર વનમાં પેઠો, ત્યાં તેણે બાણથી વાઘ, રોઝ, મૃગ, રૂરૂ, સુવર, પાડો અને ઘણાક સિંહોને પણ વીંધી નાખ્યા. રથમાં બેઠેલા, મૃગયામાં લાગેલા અને બખતર પેહેરીને વનમાં ફરતા એ રાજાએ કોઈ અગ્નિ જેવા તેજસ્વી રાક્ષસને માર્યો. એ જોઇ તે રાક્ષસનો નાહાનો ભાઇ છેટેથી અંતર્ધ્યાન થઇ ગયો. પણ ભાઇને મુવેલો જોઇ ચિત્તમાં શોકથી વિચાર કરવા લાગ્યો કે—આ રાજાને દેવતાથી કે

રાક્ષસોથી પણ પોહોંચી શકાય એમ નથી માટે આને બીજી રીતે નહી પણ કપટથીજ જીતવો જોઇએ. એમ નિશ્ચય કરી જાણે દેહ ધારી ઉત્પાત હોય નહી; એવો એ દુષ્ટ રાક્ષસનું રૂપ ધરી એ રાજા પાસે આવ્યો. તેને સારા આકારવાળો અને ચાકરી કરવા આવેલો જોઇને રાજાએ અજાણતાં રસોડાનો ઉપરી કરી રાખ્યો પછી તે રાજા કેટલી એક વાર સુધી વનમાં વિહાર કરી મૃગયા મુકી દઇને પાછો વળી પોતાની નગરીમાં આવ્યો. અને, **નળ** રાજાને જેવી **દમયંતી** હતી તેવીજ પ્રખ્યાત અને સતી **મદયંતી** નામની રાણી હતી. પછી કોઇ દિવસ શ્રાદ્ધનો સમય આવ્યો ત્યારે રાજાએ નોતરૂં દઇને **વસિષ્ટ**મુનિને ઘેર બોલાવ્યા હતા, તે રસોઇઆ રૂપે રહેલા રાક્ષસે જેમાં માણસનું માંસ ભેળવી દીધું છે એવું શાક પીરસેલું જોઇને બોલ્યા કે હે રાજા! ધિક્કાર છે. તેંજ કપટ કરીને આજ મને માણસનું શાક પીરસ્યું માટે તું રાક્ષસ થાઇશ એ કામ રાક્ષસનું કરેલ છે એમ નહી જાણતાં ગુરૂએ શ્રાપ દીધો પણ પાછો વિચાર કરીને એ શ્રાપની બારવર્ષની અવધી કરી રાજા પણ રીસ કરીને બોલ્યો કે આ કામ મેં કર્યું નથી તેમ મારા જાણવામાં પણ ન હતું, તે છતાં ગુરૂએ મને વૃથા શ્રાપ દીધો માટે હું ગુરૂને શ્રાપ દઉં છું એમ કહી હાથમાં પાણી લઇ ગુરૂને શ્રાપ દેવા તૈયાર થયો ત્યાં **મદયંતી** રાણીએ પગમાં પડીને તેને વાર્યો, પછી રાણીની વાત રાખવા વાસ્તે શ્રાપ દેવો મુકી દઇ રાજાએ તે પાણી પોતાના પગ ઉપર નાખ્યુ એટલે પગ કલ્માષ ( વિચિત્રવર્ણના ) થઈ ગયા ત્યાંથી તેનું નામ **कल्माषांघ्रि** પડી ગયું. એવો તે રાજા ગુરૂના શ્રાપથી વનમાં ફરનાર રાક્ષસ થયો કાળ જેવા રાક્ષના રૂપથી વનમાં ફરતો તે રાજા મનુષ્ય વગેરે અનેક પ્રાણીઓને ખાઇ જવા લાગ્યો તે રાક્ષસે

કોઇ દિવસે કોઇ વનમાં નાહાની અવસ્થાના નવાં પરણેલાં, અને વિહાર કરતાં એવાં એક મુનિ અને તેની સ્ત્રીને દીઠાં તેમાંથી શ્રાપથી પીડાએલા માણસનો આહાર કરનારા તે રાક્ષસે વાઘ જેમ હરણના બચ્ચાંને પકડે તેમ બ્રાહ્મણને પકડયો તે પતિને રાક્ષસે પકડેલો જોઇ બીનેલી, ચીસો નાખતી અને અત્યંત ધ્રુજતી એ બ્રાહ્મણની સ્ત્રી બોલી કે હે સૂર્યવંશના રાજા ! પાપ ન કરો, પાપ ન કરો, તમે મદયંતીના પતિ મોટા રાજા છો. રાક્ષસ નથી. હે રાજા ! પ્રાણ કરતાં પણ વધારે પ્રિય એવા મારા પતિને ખાસોમાં કેમ કે પીડા પામેલા અને શરણાગત પ્રાણીઓના આશ્રયરૂપ તમેજ છો. પતિ વિના પાપ જેવા દુષ્ટ અને જડ પ્રાણનું કે અત્યંત બોજારૂપ દેહનું મારે શું પ્રયોજન છે ? મલિન પાપી અને પચંમહાભૂતથી બનેલા દેહથી શું સુખ છે. આ બ્રાહ્મણ બાલક, વેદ ભણેલ, શાંત, તપસ્વી અને ઘણાં શાસ્ત્રોને જાણનાર છે. એટલા માટે આને જીવિતદાન દેવાથી તમને જગતની રક્ષા કર્યાનું પુણ્ય થશે. હે મહારાજ ! બાલક બ્રાહ્મણી ઉપર દયા કરો અનાથ, કંગાલ અને પીડા પામેલા ઉપર સાધુ પુરૂષો દયા રાખે છે. એવી રીતે પ્રાર્થના કરી તો પણ એ નિર્દય અને દુષ્ટ મનવાળો રાક્ષસ એ બ્રાહ્મણનું માથું કાપીને ખાઇ ગયો. પછી તે દુબળી, દીન અને અત્યંત દુખણી બની સ્ત્રીએ પતિના હાડકાં એકઠાં કરીને ભયંકર ચિતા ( ચેહ ) ખડકી, પતિ પછવાડે જતી અને અગ્નિમાં પ્રવેશ કરતી તે બ્રાહ્મણીએ રાક્ષસ રૂપવાળા તે રાજાને શ્રાપ રૂપી અસ્ત્રથી માર્યો કે હે પાપી રાજા ? તું મારા પતિને ખાઇ ગયો એટલા માટે પતિવ્રતાના ભયંકર શ્રાપને ભોગવ. આજથી માંડી પણ જ્યારે સ્ત્રીનો સંગ કરીશ ત્યારે તારૂં મરણ થશે. એમ કહીને તે સતીએ અગ્નિમાં પ્રવેશ

કર્યો. પછી રાક્ષસપણામાંથી છૂટીને પણ સંતાન રહિત અને રાજ્યના વૈભવમાં વૈરાગ્ય પામેલો તે રાજા સઘળી લક્ષ્મીનો ત્યાગ કરીને બીજીવાર પણ વનમાં ગયો. અને સૂર્યવંશની સ્થિતિ રાખવાને વાસ્તે મોટા મુનિ **વસિષ્ટે** તે **મદયંતી** રાણીમાં પુત્ર ઉત્પન્ન કર્યો. જેણે રાજ્ય મુકી દીધું છે એવો રાજા પણ સઘળી પૃથ્વીમાં ફરતાં પછવાડે આવતી અને ભયંકર રૂપવાળી પિશાચણીને દેખવા લાગ્યો. એ પિશાચણી ભયંકર અને મટાડી મટે નહી એથી દેહધારી બ્રહ્મહત્યા હતી. જ્યારે પોતે શ્રાપથી ખરાબ થયો હતો ત્યારે બ્રાહ્મણના પુત્રને ખાઈ ગએલો, તે કર્મથી પછવાડે આવતી બ્રહ્મહત્યાને તે રાજાએ મોટા મુનિઓના કેહેવાથી ઓળખી. તેના અંતને ઇચ્છતો અને જેનું મન ખેદ પામ્યું છે એવો તે રાજા ઘણાં વર્ષ સુધી અનેક ક્ષેત્રોમાં અને તિર્થોમાં ફર્યો. જ્યારે બધા તિર્થોમાં વારંવાર નાહાતાં છતાં પણ બ્રહ્મહત્યા ન મટી ત્યારે મિથિલા નગરીમાં ગયો. તેની બાહાર વાડીમાં બેઠેલા અને મોટી ચિંતાથી પીડાએલા તે રાજાએ નિર્મળ અંતઃકરણવાળા, અગ્નિ સમાન અને સઘળા તપસ્વિજનોએ સેવેલા એવા **ગૌતમ** મુનિને આવતા દીઠા. જાણે સૂર્ય હોય તેમ અત્યંત ઘાટા અંધારાને મટાડનાર, જાણે ચંદ્રમાં હોય તેમ નિશંક અને અવદાત ( શ્વેત અને શુદ્ધ ) ગુણનો ઉદય કરનાર જાણે સદાશિવ હોય તેમ શોભાયમાન દ્વિજરાજ ( ચંદ્રમા અને ઉત્તમ બ્રાહ્મણ ) ની કળા એક ભાગ અને ગુણને ધારણ કરનાર, શાંત, શિષ્યના ટોળા સહિત, અને તપના મુખ્ય પાત્ર રૂપ તે મુનિની પાસે જઇને તે રાજા વારંવાર પગે લાગ્યો. મુનિઓમાં ઉત્તમ **ગૌતમે** પણ એ સૂર્યવંશી રાજાનો પ્રીતિથી સત્કાર કરીને હસતે મોઢે કહ્યું. **ગૌતમ** બોલ્યા કે હે રાજા ! તમે કુશળ છો ? અને તમારૂં રાજ્ય

કુશળ છે ? તમારી પ્રજા અને રાણીઓ કુશળ છે ? સઘળી લક્ષ્મી-ને મુકીને અહીં શા માટે આવ્યા છો ? હે રાજા ! લાંબા અને ઉના નિસાસા મુકીને શો વિચાર કરો છો ? રાજા બોલ્યો કે—હે મહારાજ ! તમારી કૃપાથી સર્વે અમે કુશળ છીએ ઉત્તમવંશી રાજાઓની સમૃદ્ધિઓ બ્રાહ્મણને સ્વાધીન છે. પરંતુ આ ભયંકર રૂપવાળી પિશાચણી મને દુ:ખ દે છે. મારા શિવાય બીજા કોઈ એને દેખતા નથી અને પગલે પગલે એ તિરસ્કાર કરતી આવે છે. હું આપથી ખરાબ થયો હતો તે સમયે જે મેં મોટું પાપ કર્યું હતું તેની શાંતિ હજારો ઉપાયથી પણ થતી નથી. અનેક પ્રકારના અને સઘળો ભંડાર જેમાં દક્ષિણારૂપે અપાયા એવા યજ્ઞો કર્યા પૃથ્વીમાં વખણાવા યોગ્ય એવાં નદી અને તળાવોમાં નાહ્યો, ફરતાં ફરતાં સર્વે ક્ષેત્રોનું સેવન કરયુ. સર્વ મંત્રોનો જપ કર્યો. સર્વે દેવતાઓનું ધ્યાન કર્યું. મૂલ અને ફુલને ખાઈને વ્રતો કર્યા તો પણ એથી હું સુખી થયો નહીં. આજ મારા જન્મની સફળતા મળી હોય એમ જણાય છે, આપના દર્શનથી મારા આત્માને આનંદ થયો છે. જેને ઇચ્છા હોય તે અનેક વર્ષે કોઇ ઠેકાણે પણ મનવાંછિત ફલ પામે છે. એવું લોકોનું બોલવું મારે વિષે સાચું પડયું છે. આખા જન્મમાં કરેલાં પુણ્યોનો ઉદય થયો કેમકે સંસારથી બીનેલાઓનું રક્ષણ કરનાર જે આપ તેનાં દર્શન થયાં, સંસારના ભયને મટાડનારા આપ કયા દેશથી અહીં આવ્યા છો ? દૂર દેશોમાં ફરવાથી થાકી જઇને આપ અહીં પધાર્યા છો એમ ધારૂંછું. અને કાંઇ આશ્ચર્ય જોઇને રાજી થયા છો એમ આપના મોઢાની શોભા ઉપરથી વરતાય છે. પ્રીતિવડે ભાષણ કરવાથીજ મારા ચિત્તને આનંદ આપો છો. હવે હે મહારાજ ! પાપ કરનાર અને આપના ચરણની શરણે આ-

વેલો જે હું તેને શાંતિ કરો, કે જેથી હું સુખ પામું એવી રીતે તેણે પ્રાર્થના કરતાં કરૂણાના ભંડારરૂપ ગૌતમમુનિએ ભયંકર પાપો મટાડવાનો ઉત્તમ ઉપાય બતાવ્યો, ગૌતમ બોલ્યા કે હે રાજા ! ઠીક છે. તમે ધન્ય છો. મોટા પાપથી પણ બીઓમાં, સદાશિવ ભકતોનું રક્ષણ કરનારછે, ત્યાં શરણું ઇચ્છનારાઓને ભય કેમ હોય ? હે મોટા ભાગ્યશાળી રાજા ! બીજા એક ઉત્તમ ક્ષેત્રની વાત સાંભળો. મહા-પાપને મટાડનાર ગોકર્ણ નામનું રમણીય ક્ષેત્ર છે ત્યાં મોટાંથી મોટાં પાપો પણ રહી શકતાં નથી. સ્મરણ માત્રથીજ સર્વ પાપને હણનાર સદાશિવ ત્યાં પાસેજ રહ્યા છે. કૈલશના શિખરમાં અને આકાશના મસ્તકમાં જેમ સદાશિવનો નિવાસ છે. તેમજ ગોકર્ણ મંડળમાં સ-દાશિવનો નિવાસ છે. અગ્નિ, ચંદ્રમા, તારા અને મોટા ગ્રહોથી પણ તેવું અંધારૂં મટતું નથી. કે જેવું સૂર્યના દર્શનથી મટે છે. તેમજ બીજાં સુંદર તીર્થ કે ક્ષેત્રોથી તરત પાપની શુદ્ધિ થતી નથી કે જેવી ગોકર્ણના દર્શનથી થાય છે. બ્રહ્મહત્યાદિક સેંકડો પાપ કરીને પણ માણસ એકવાર ગોકર્ણક્ષેત્રમાં પ્રવેશ કરે કે પછી પાપની બીક લા-ગતી નથી. તે ક્ષેત્રમાં સર્વે મહાત્માઓ તપ કરીને શાંતિ પામ્યા છે. ઇંદ્ર, વિષ્ણુ અને બ્રહ્માદિક દેવતાઓ સિદ્ધિની ઇચ્છાથી તેને સેવે છે. ત્યાં એક દિવસ પણ જે ઉત્તમ વ્રત કર્યું હોય તે સમાન બીજે ઠેકાણે સો વર્ષ સુધી કરેલું વ્રત પણ થતું નથી. ત્યાં બ્રહ્મા અને વિષ્ણુ ઇત્યાદિક દેવતાઓનું હિત કરવાસારૂ મહાબળ એવા નાગથી સદાશિવ પોતે રહ્યા છે. રાવણ નામના રાક્ષસે ભયંકર તપ કરીને જે મેળવ્યું હતું. તે લિંગ ગણપતિએ ગોકર્ણમાં સ્થાપ્યું છે. ઇંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ, વિશ્વેદેવા, વાયુના ગણ આદિત્યવસુ, અશ્વનીકુમાર, ચંદ્રમા અને સૂર્ય, એ વિમાનમાં બેસનારા ઘણાખરા દેવતાઓ

પાર્ષદોની સાથે દેવતાનાદેવ સદાશિવના ઉગમણા દ્વારને સેવે છે. સાક્ષાત્ મૃત્યુ, સાક્ષાત ચિત્રગુપ્ત અને અગ્નિ એઓ પિતૃ અને રૂદ્રોની સાથે દક્ષિણદ્વારને સેવે છે. નદીઓનો અધિપતિ વરૂણ, ગંગાદિક નદીઓના ટોળાની સાથે પશ્ચિમદ્વારમાં રહીને મહાદેવને સેવે છે. તેમજ વાયુ, કુબેર અને દેવી ભદ્રકર્ણિકા, એઓ ચંડિકા વગેરે માતાઓની સાથે ઉત્તરદ્વારમાં રહ્યાં છે. વિશ્વાવસુ, ચિત્રરથ, ચિત્રસેન અને મહાબળ એઓ, ગંધર્વના વર્ગોની સાથે મહાબળેશ્વરને પૂજે છે. રંભા, ધૃતાચી, મેના પૂર્વચિત્તિ, તિલોત્તમા અને ઉર્વશી ઇત્યાદિક અપ્સરાઓ સદાશિવની આગળ નાચ કરે છે. વશિષ્ટ, કશ્યપ, કણ્વ, મહાતપસ્વી વિશ્વામિત્ર, જૈમિનિ, ભારદ્વાજ, જાબાલિ ક્રતુ અને અંગિરા, એઓ અને અમે સર્વ નિર્મળ બ્રહ્મર્ષિઓ મહાબળદેવની ચારેકોર ઉભા ઉભા ઉપાસના કરીએ છીએ. મરીચિની સાથે અત્રિ દક્ષાદિક મુનીશ્વરો અને સનકાદિક મહાત્માઓ, બેઠા બેઠા ઉપાસના કરેછે. તેમજ મૃગચર્મને ધારણ કરનારા મુનિઓ, સાધ્યદેવ, દંડિઓ વ્રતને લીધે મુંડિત થએલાઓ અને સ્નાતક બ્રહ્મચારિઓ કે જેઓના શરીરમાં હાડકાં અને ચામડીજ બાકી રહી છે અને જેઓનાં પાપ તપથી બળી ગયાં છે. તેઓ સઘળા મોટી ભક્તિથી સદાશિવને સેવેછે. તેમજ ગંધર્વસહિત દેવતાઓ, પિતૃઓ, સિદ્ધ, ચારણ વિદ્યાધર, કિંપુરૂષ, કિન્નર, યક્ષ, પક્ષિઓ, અનેક પિશાચો, વેતાલ, અને મહાબળવાન દૈત્યો પણ એને સેવેછે. અનેક વૈભવોવાળા, અનેક પ્રકારનાં ભૂષણ અને વાહનવાળા લોકો સૂર્ય જેવાં, અગ્નિ જેવાં, ચંદ્રમા જેવાં અને બીજાં વળી વીજળીના પુંજ જેવાં વિમાનોથી ચારેકોર વીંટાએલા સદાશિવની સ્તુતિ કરેછે, ગાય છે. પાઠ કરેછે, નમસ્કાર કરેછે, નાચ કરેછે, રાજી થાયછે, ગન-

વાંછિત ફળ પામેછે અને અનુકૂળ આવે તેમ રમણ કરે છે. ગોકર્ણ જેવું ક્ષેત્ર આખા બ્રહ્માંડમાં નથી, ત્યાં મહાત્મા અગસ્ત્યમુનિએ તપ કર્યું હતું. તેમજ હે રાજા ! સનત્કુમારે, પ્રિયવ્રત રાજાના દીકરાઓએ, અગ્નિએ, કામદેવે, ભદ્રકાળી દેવીએ, શિશુમારે સર્પોના રાજા દુર્મુખ તથા મણિનાગે અને પવિત્ર મહાત્મા વિભીષણે પણ તપ કર્યું હતું. એઓ અને બીજા પણ દેવતાઓ, સિદ્ધ, દાનવો અને મનુષ્યો ગોકર્ણમાં સદાશિવની ભક્તિથી આરાધના કરી પોતપોતાના નામનાં હજારો લિંગ સ્થાપી પરમસિદ્ધિને પામ્યાછે અને તીર્થો કરી ગયાછે. હે રાજા ! એ ક્ષેત્રમાં સર્વે દેવતાઓનાં સ્થાનકછે. દેવનાદેવ વિષ્ણુ, સર્વોત્તમ બ્રહ્મા, કાર્તિકેય સ્વામી, ગણપતિ, ધર્મ, ક્ષેત્રપાળ અને દુર્ગાદેવી પણ ત્યાં રહ્યાં છે. હે મોટી બુદ્ધિવાળા ! ગોકર્ણમાં શિવલિંગ કરોડો છે, પગલે પગલે અસંખ્યાત તીર્થ પણ છે. હે રાજા ! ઘણું કેહેવાથી શું. ગોકર્ણમાં રહેલા સર્વે પાષાણો શિવલિંગ છે અને સર્વે જળ તીર્થ છે. ગોકર્ણમાંના શિવલિંગોનો અને તીર્થોનો ઘણો મહિમા મોટા ઋષિઓએ પુરાણોમાં ગાયોછે. હે રાજા ! ગોકર્ણમાં કોટિ તીર્થ સર્વે તીર્થોમાં મુખ્યછે. સર્વે શિવલિંગોમાં મહાબળ ચક્રવર્તી છે. સત્યયુગમાં મહાબળેશ્વર શ્વેત રહે છે, ત્રેતાયુગમાં રાતા રહેછે. દ્વાપરમાં પીળા રેહેછે. અને કળિયુગમાં શ્યામ થશે. સાત પાતાળને પણ દબાવી રહેલા મહાબળેશ્વર ભયંકર કળિયુગ આવશે ત્યારે કોમળ થઇ જશે. પશ્ચિમ સમુદ્રના તટમાં રહેલું ઉત્તમ ગોકર્ણક્ષેત્ર બ્રહ્મહત્યાદિક પાપોને બાળે એમાં શું આશ્ચર્ય છે. આ સંસારમાં જેઓ બ્રહ્મહત્યા કરનારા, પ્રાણિઓનો દ્રોહ કરનારા, લુચ્ચા, સર્વ ગુણવિનાના, પરસ્ત્રીઓમાં પ્રીતિ રાખનારા, દુષ્ટચાલ તથા દુરાચાર વાળા, નીચ સ્વભાવવાળા, કૃપણ, લોભીઆ, ક્રૂર,

ખળી, મૂઢ, ચોર, અને મહાકામી હતા તેઓ પણ ગોકર્ણને પ્રાપ્ત થઈ તીર્થના જળમાં નાહી અને મહાબળેશ્વરનાં દર્શન કરી સદાશિવના પદને પામી ગયા છે. ત્યાં પવિત્ર તિથીઓમાં, પવિત્ર નક્ષત્રમાં અને પવિત્ર દિવસમાં જેઓ શંકરને પૂજે તેઓ રુદ્ર થાય એમાં સંશય નથી. જ્યારે ક્યારે અને જે કોઈ પણ મનુષ્ય ગોકર્ણમાં આવીને શિવપૂજન કરે તે બ્રહ્માના પદને પામે. રવિ, સોમ અને બુધવારી અમાવાસ્યા હોય, તે દિવસે સમુદ્રમાં સ્નાન, દાન, પિતૃનું તર્પણ, શિવપૂજન, જપ, હોમ, વ્રત કે બ્રાહ્મણોનું પૂજન વગેરે જે કાંઈ કર્મ કર્યું હોય તે અનંતફળ આપેછે. વ્યતીપાત વગેરે યોગમાં, સૂર્યની સંક્રાંતિઓમાં અને મહાપ્રદોષના સમયોમાં શિવપૂજન મુક્તિ આપે છે. હે રાજા ! હવે મુક્તિ આપનારી તિથિ હું તમને એકાંતમાં કહીશ. જે તિથિમાં મોટો પાપી સદાશિવના પરમપદને પામી ગયો છે. માઘ માસ, તેની મહા પવિત્ર કૃષ્ણપક્ષની ચૌદશ, શિવલિંગ અને બીલિપત્ર એ ચાર વાનાં દુર્લભછે. અહો ! માયા બળવાન છે કે જેને લીધે સદાશિવની મોટી તિથિમાં મૂઢ લોકો, મુંગાઓ જેમ ત્રણ વેદનો અભ્યાસ ન કરે તેમ, ઉપવાસ કરતા નથી. ઉપવાસ, જાગરણ, સાક્ષાત્ સદાશિવ અને ગોકર્ણક્ષેત્ર એ મનુષ્યોને શિવલોકમાં જવાની નાસરણી છે. હે રાજા ! સાંભળો ! હું પણ એ શિવરાત્રીની ઉપાસના કરી અને મહોત્સવ જોઈને ગોકર્ણથી હમણાંજ આવ્યોછું એ શિવતિથિ ઉપર સર્વે લોકો મહોત્સવ જોવાની ઇચ્છાથી સર્વ દેશોમાંથી આવ્યા હતા, ચાર વર્ણના મહાજનો, સ્ત્રીઓ, વૃદ્ધ, બાળક અને સંન્યાસીઓ આવી સદાશિવનાં દર્શન કરી કૃતાર્થપણું પામી ગયા. પછી હું આ શિષ્યો, તેમજ બીજા ઋષિઓ રાજર્ષીઓ અને સનકાદિક દેવર્ષિઓ સર્વ તીર્થોમાં નાહી મહાબલેશ્વરની ઉપાસના કરી.

અને જન્મની સફળતા પામી ચારે કોર ચાલી નીકળ્યા. આજ હું આ જનક રાજાએ યજ્ઞ કરવાની ઇચ્છાથી નોતરવાને લીધે શિવ-મંદિરરૂપ ગોકર્ણમાંથી અહીં આવ્યો છું. હે પ્રિય રાજા ! માર્ગમાં એક મોટું આશ્ચર્ય જોઇને આનંદ પામી કૃતાર્થ થયો છું.

निमंत्रितोहंसंप्राप्तोगोकर्णाच्छिवमंदिरात् ॥
प्रत्यागमंकिप्य्यंगदृष्ट्वाश्चर्यमहंपाथि ॥
महानंदेनमसाकृतार्थोस्मिमहीपते ॥ २३९ ॥

એ પ્રમાણે સ્કંધ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો ' **गोकर्णमहिमानुं वर्णन** એવા નામનો બીજો અધ્યાય પુરો થયો.

# अध्याय त्रीजो.

राजोवाच ॥ किंदृष्टंभवताब्रह्मन्नाश्चर्यंपथिकुत्रवा॥
तन्ममाख्याहियेनाहंकृतकृत्यत्वमाप्नुयाम् ॥ ॥ १

રાજાએ પુછ્યું કે–હે મહારાજ ! માર્ગમાં આપે કયે ઠેકાણે અને શું આશ્ચર્ય દીઠું ? તે મને કહો કે જેથી હું પણ કૃતાર્થ થાઉં. ગૌતમ બોલ્યા કે–હે રાજા ! ગોકર્ણથી આવતાં કોઇ દેશમાં મધ્યાન્હ સમયે એક નિર્મળ તળાવ મારા જોવામાં આવ્યું. ત્યાં પાણીનું આચમન લઇ માર્ગનો થાકોડો ઉતારી ધાટી અને ટાઢી છાયાવાળા વડની નીચે બેઠો, ત્યાં નજદીક એક ચાંડાલી ( ઢેડી ) ને મેં દીઠી. એ ચાંડાળી વૃદ્ધ, એકલી, દુબળી, સુકાએલ મોઢાવાળી, ભુખી ઘણા રોગથી પીડાએલી, કોઢ તથા ગુમડાથી ઘેરાએલા, બહાર મોઢાં કાઢતા અનેક કીડાઓથી વ્યાકુળ, પરૂ અને લોહીથી

ભીજાઇને ટપકતાં લુગડાવાળી, ક્ષય રોગની ખાંસીથી કંઠ રોકાવાને લીધે વિહ્વળ, દાંતવિનાની, લેવાઈ ગયેલી, વારંવાર લોટતી, ભયંકર સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી કઠોર અને ઉની ધુડથી ભરાઇ ગએલી, વિષ્ટા મુત્ર અને પરૂથી લીંપાએલી, લોહીના ગંધથી પાસે જઈ શકાય નહી એવી, કફના રોગને લીધે દમ ભરાવાથી જેની નાડીઓ શિથિલ થઇ હતી એવી ઘણી પીડા વાળી, મોવાળા અને અંગ જેના વીંખાઇ ગયાં હતાં એવી મરવાને તૈયાર થઇ હતી. તેને એવી દુખણી જોઇને મને ઘણી દયા આવવાથી હું તેના મરણની રાહ જોઇને ક્ષણ માત્ર ત્યાંજ ઉભો રહ્યો, તેટલી વારમાં પોતાના કિરણોથી જાણે આકાશને નવરાવતું હોય એવું શિવના પાર્ષદોએ આણેલું દિવ્ય વિમાન મારા જોવામાં આવ્યું. સૂર્ય, ચંદ્ર અને અગ્નિના તેજનું જાણે પાંજરૂ હોય એવા તે વિમાનમાં સૂર્ય જેવા શિવના પાર્ષદો મેં દીઠા. એ ચાર શિવના પાર્ષદો ત્રિશૂળ, [1]ખટ્વાંગ, ટાંકણાં, ઢાલ અને તરવાર વાળા; અર્ધા ચંદ્રરૂપી ઘરેણાવાળા, ધાટા ચંદ્રમા અને કુંદપુષ્પ જેવા ઘણા તેજવાળા, કિરીટ કુંડળ અને શોભતાં સર્પનાં કંકણથી દીપતા અને શુભ લક્ષણવાળા હતા. વિમાનમાં બેસીને આકાશમાંથી આવતા એ ચાર જણને જોઇ વિસ્મય પામી તુરત પાસે જઇ તેઓને મેં પુછ્યું કે દેવતાઓમાં ઉત્તમ, શ્રી સદાશિવના ચરણના અનુચર, ત્રૈલોક્યની રક્ષાનો ઉપાય કરનારા અને ત્રિશૂળ, ઢાલ, તરવાર તથા ગદાને ધારણ કરનારા જે તમો, તેઓને નમસ્કાર કરૂંછું. તમે સદાશિવના પાર્ષદ છો એ મારા જાણવામાં આવ્યું, પણ આ તમારૂં આવવું જગતની રક્ષાને વાસ્તે છે કે ગમ્મતને વાસ્તે છે ? અથવા સર્વ લોકોનાં પાપનો નાશ કરવાને વાસ્તે આ તમારો ઉદ્યમ છે ? જે

---

૧ ખાટલાના અંગ, ઇસુ ઉપળાં વગેરે

કારણથી તમે અહીં આવ્યા છે તે કૃપા કરી મને કહો. પાર્ષદો બોલ્યા કે—આ મરવાને તૈયાર થયેલી ઘરડી ચાંડાલીને લેવાને વાસ્તે પ્રભુની આજ્ઞાથી અમે આવ્યા છીએ. એમ શિવના દુતોએ કહ્યું, ત્યારે ચિત્તમાં વિસ્મય પામી હાથ જોડીને ઉભો રહી મેં ફરીવાર પણ તેઓને પુછ્યું કે—અહો ! આ પાપણી અને દુષ્ટ ચાંડાલી દિવ્ય વિમાનમાં બેસવાને કેમ યોગ્ય છે ? કુતરી જેમ યજ્ઞના મંડપમાં ચડવાને યોગ્ય નથી તેમ આ પણ યોગ્ય નથી. જન્મભરની ઘણું કરીને અપવિત્ર, પાપી અને પાપીઓને અનુસરનારી આ ભુંડા આચારવાળીને શિવલોકમાં લઇ જવાને કેમ ઇચ્છો છો. ? આને શિવનું જ્ઞાન નથી, મોટું તપ નથી, સત્ય નથી અને દયા પણ નથી તે છતાં આને લઇ જવાને કેમ ઇચ્છો છો ! પશુના માંસનો આહાર કરનારી, મદિરાથી જેનું પેટ પુરાયું છે એવી અને નિરંતર જીવહિંસા કરનારી આ ચાંડાલીને લઈ જવાને કેમ ઇચ્છોછો ? આણે પંચાક્ષરનો જપ કરયો નથી, શિવપુજન કરયું નથી અને ભગવાન સદાશિવનું ધ્યાન કર્યું નથી તે છતાં આને કેમ લઇ જવાને ઇચ્છોછો ? શિવરાત્રીનો ઉપવાસ કર્યો નથી, પ્રાણીઓ ઉપર દયા કરી નથી, યજ્ઞ કર્યો નથી, વાવ કુવા વગેરે પુરત કર્યું નથી તે છતાં આને લઇ જવાને કેમ ઇચ્છોછો ? કોઇ તીર્થમાં નાહી નથી, દાન કર્યાં નથી, વ્રત કર્યાં નથી, તે છતાં આને લઇ જવાને ઇચ્છોછો ! જોવામાં પણ આનો ત્યાગ કરવો જોઇએ ત્યારે ભાષણ વગેરેમાં કરવો જોઈએ એમાં તો શુંજ કહેવું. સત્સંગ વિનાની અને ભયંકર એવી આ ચાંડાલીને લઈ જવાને કેમ ઇચ્છો છો ? જો કદાચ આણે જન્માંતરમાં પુણ્ય કર્યું હોય તો કોઢ, ક્ષયરોગ અને કીડાથી કેમ પીડાય છે ? અહો ઇશ્વરની આ લીલા કોઇ પ્રાણીના જાણવામાં ન આવે એવી છે. પાપીઓને પણ કરૂણાથી પરમપદ-

માં લઇ જવામાં આવે છે. મેં એ પ્રમાણે પુછ્યું એટલે સર્વ સંશયને ભેદનારા એ સદાશિવના દુતોએ પ્રીતિથી મને ઉત્તર આપ્યો. શિવદૂતો બોલ્યા કે હે બ્રાહ્મણ ! જો આ નવાઇ જેવું લાગતું હોય તો તમે આ ચાંડાલીની બાબતમાં હમણા જે કહ્યું તે વિષે મોટા આશ્ચર્યની વાત સાંભળો. આ પૂર્વ જન્મમાં પુનમના ચંદ્રમા જેવા મોઢાવાળી અને પ્રફુલ્લિત મલ્લિકાની માળા જેવા કોમળ અંગવાળી, કેકય દેશના કોઇ મુખ્ય બ્રાહ્મણની દીકરી સુમિત્રા નામની હતી. સર્વ લક્ષણવાળી, જાણે બીજી રતિજ[1] હોય એવી અને બાપને ઘેર મોટી થતી એવી એ સુમિત્રાને જોઈ લોકો વિસ્મય પામવા લાગ્યા. દિવસે દિવસે મોટી થતી, સંબંધિઓને અત્યંત લડાવાતી અને કામદેવનું જાણે ધનુષજ હોય એવી એ સુમિત્રા ધીરે ધીરે જુવાનીમાં આવી. પછી સઘળા સંબંધિઓ મળીને એ કુંવારી દીકરીને વિધિ પ્રમાણે કોઈ બ્રાહ્મણના દીકરાને આપી. નવી જુવાનીથી શોભનારી સારા આચારવાળી, સંબંધીઓથી વીંટાએલી તે સુમિત્રાએ થોડાક કાળસુધી પતિની સાથે વિહાર કર્યો. પછી કાળને લીધે રૂપ અને જુવાનીથી શોભતો તેનો પતિ મોટા રોગથી પીડાઇને મરણ પામ્યો. પતિ મરી જતાં દુઃખથી જેનું હૃદય બળી ગયું એવી એ સુમિત્રા કેટલાક મહીના સુધી સારા આચારથી વર્તિ પણ પછી રોજ વધતા આવતા જુવાનીના બોજાથી તેનું હૃદય કામદેવથી પીડાવા લાગ્યું, સંબંધીઓ રક્ષણ કરતાં અને મોટાઓ શીખામણ દેતા તો પણ તે સ્ત્રી કામદેવથી ખેંચાએલા મનને રોકી શકી નહી. કામદેવના આકરા વેગથી, રૂપ અને જુવાનીથી શોભનારી તે વિધવા હતી તોપણ વ્યભિચારના માર્ગમાં લાગી ગઇ. ડાહી હતી તેથી 'એ વ્યભિચાર કરે છે' એમ કોઇના પણ જાણવામાં આ

૧ કામદેવની સ્ત્રી.

ળ્યું નહી એમ થોડાક કાળ સુધી તેણે પોતાના દુરાચારને ઢાંકયો. પછી તેને ગર્ભ રહ્યો અને સ્તનનાં મોઢાં ધાડાં અને કાળાં થવા લાગ્યાં તેથી બંધુઓએ તેને વ્યભિચારમાં ખરાબ થએલી જાણી. તેઓ ઘણા કલેશથી ભય પામ્યાં અને તેઓને મોટી ચિંતા થઇ. સ્ત્રીઓ કામદેવથી ભ્રષ્ટ થાય છે, બ્રાહ્મણો નીચનું સેવન કર્યાથી ભ્રષ્ટ થાય છે, રાજાઓ બ્રાહ્મણોનો દંડ કરવાથી ભ્રષ્ટ થાય છે, સન્યાસીઓ ભોગ ભોગવવાથી ભ્રષ્ટ થાય છે, અન્ન કુતરાએ ચાટવાથી અને દુધ મદિરા મળી જવાથી ભ્રષ્ટ થાય છે. રૂપ કોઢનો રોગ થવાથી બગડે છે. અને કુળ તેમાં ખરાબ સ્ત્રી થવાથી બગડે છે. એ પ્રમાણે પતિના ભાયાતોએ સર્વે મળી વિચારીને તેનો ચોટલો પકડી ઘરમાંથી કહાડી મેલી. સર્વ બંધુઓએ [1]ઘટસ્ફોટ કરીને ત્યાગ કરેલી તે સ્ત્રી ગામ બહાર ફરતી હતી, ત્યાં તેને કોઇ શુદ્રે તેને દીઠી. પુષ્ટ તથા ઊંચા સ્તનવાળી અને જેનો કટિપશ્ચાદ્‌ભાગ સુંદર છે એવી તે વિધવા સ્ત્રીને જોઇને તે શુદ્રનો પટેલ સમજાવી તેને પોતાને ઘેર તેડી ગયો. તે સુમિત્રા તેની સ્ત્રી થઇને રાતદિવસ રમણ કરતી કોઇ દેશમાં ઘરવા હાલું કરીને રહી. ત્યાં માંસ ખાતી, રોજ દારૂ પીતી અને પ્રેમથી રમણ કરતી એવીતે સ્ત્રીને થોડા દિવસમાં દીકરો આવ્યો. કોઇ દિવસ તેનો પતિ કયાંક ગયો હતો, ત્યારે દારૂ પીવાથી વિહ્વળ થએલી એ સુમિત્રાને માંસ ખાવાની ઇચ્છા થઇ. પછી બહારના વાડામાં બળદ અને ઘેટાં બાંધ્યા હતા તે ઠેકાણે અંધારી રાતની સાંજે તરવાર લઇને ગઇ. માંસ જેને પ્રિય છે એવી અભાગણી તે સુમિત્રાએ દારૂના જોસથી વિચાર્યા વગર રાતમાં ચીસો નાંખતા એક ગાયના વાછરડાને માર્યો. ઘેર લાવી જુએ ત્યાં ગાયનો વાછડો

---

૧ કોઇ ઘરનું માણસ મહાપાપ કરે ત્યારે તેને કહાડી મુકી તેની સાથેનો સંબંધ રદ કરવા તેની પછવાડે ઘડો ફોડવાની ચાલ હતી.

જાણી ભય પામી, ત્યારે કોઇ પુણ્યના યોગથી **શિઘ શિઘ** એવું બોલાઇ ગયું. માંસ અને મદિરાની ઇચ્છાવાળી તે સુમિત્રાએ પછી જરાવાર વિચાર કરીને તેજ વાછરડાને કાપી આહાર કર્યો. વાછરડાનું અર્ધું શરીર ખાઇ બાકીનું અર્ધું શરીર બહાર નાંખી દઇ કપટથી તે પાછી બરકવા લાગી કે અહો ! વાડામાં વાઘ આ વાછરડાને ભાંગીને ખાઇ ગયો. એ તેની ચીસ સર્વ ઘરોમાં સાંભળવામાં આવી તેથી સઘળા શુદ્ર લોકો ભેળા થઇને તેની પાસે આવી ઉભા વાછરડાને વાઘે મારી નાખેલો જાણી સર્વેને શોક થયો. તે સઘળા ગયા પછી અને રાત્રી વીત્યા પછી તેના પતિએ ઘેર આવી તે સઘળું જોયું. પછી ઘણો કાળ જતાં તે શૂદ્રની સ્ત્રી સુમિત્રા મરણ પામીને યમને ઘેર ગઇ. યમે પણ ધર્મ અને તેનું પૂર્વનું કર્મ વિચારીને નરકમાં જતી તેને બંધ કરી અને ચાંડાલ જાતિમાં નાંખી. યમપુરીમાંથી નીકળેલી તે સુમિત્રા ચાંડાલીના ગર્ભમાં આવી. જન્મતાંજ તે આંધળી અને કોયલા જેવી કાળી થઇ. કોઇ દેશમાં રહેતા તેના પિતા ચાંડાલે તે એવી દીકરીને દયાથી ઉછેરી. કુત્રાએ ચાટેલ અને અભક્ષ્ય દુર્ગંધી અન્નથી અને પીવા યોગ્ય નહી એવા રસથી તેની માએ તેનું પોષણ કર્યું. જન્મની આંધળી તો હતીજ તે વળી કાળ યોગથી બાળક અવસ્થામાંજ કોઢના રોગથી પીડા પામી. એ અતિ દુર્ભાગણીને કોઇ ચાંડાલ પરણ્યો નહી. બાળક અવસ્થા ગઇ તે સમયમાં તેના માબાપ મરી ગયાં. બંધુ અને ભાઇઓએ તેને દુર્ભાગણી જાણીને તજી દીધી. પછી ભુખથી પીડાએલી, રાંક, શોક કરતી અને આંધળી તે ચાંડાલી ઠીબડું લઇ હાથમાં લાકડી રાખી ત્યાંથી મહા કષ્ટે ચાલી. રોજ રોજ સર્વ શહેરોમાં માગીને ચાંડાલોના એઠા અન્નથી તે પેટ ભરવા લાગી. એમ મોટા કષ્ટથી ઘણી અવસ્થા કહાડીને ઘડપણે સર્વે અંગમાં ગળેલી તે ચાંડાલી

ભારે દુઃખ પામી. અન્ન પાન અને વસ્ત્ર જેને મળતાં નથી એવી તે ચાંડાલીએ કોઇ દિવસ લોકો પાસેથી જાણ્યું કે શિવરાત્રિ ઉપર ઘણાં માણસો ગોકર્ણ જાય છે' તે દેવયાત્રામાં દેશ પરદેશથી અગ્નિહોત્રી અને સ્ત્રી સહિત મહાત્મા બ્રાહ્મણો, જનાના સહિત, હાથી રથ ઘોડા તથા પરિવાર સહિત અને વાહન તથા છત્રાદિકથી શોભતા રાજાઓ, તેમજ વૈશ્ય શૂદ્ર અને વર્ણસંકર જાતીના બીજા પણ હજારો લોકો જતા હતા. હસતા, ગાતા, ક્યાંય નાચતા, વળી દોડતા સુંઘતા, ઇચ્છા પ્રમાણે પીતા જતા અને ગર્જના કરતા લોકોના પ્રયાણમાં મોટો સંભ્રમ થઈ રહ્યો હતો. એ પ્રમાણે સર્વ ગોકર્ણેશ્વરના સ્થાનકમાં જતા હતા. તેઓને વિમાનમાં બેઠેલા સઘળા દેવતા વિસ્મયથી જોતા હતા. હવે આ ચાંડાલી પણ અન્નવસ્ત્રની લાલચથી એ મહાજનો પાસે માગવા માટે ધીરેધીરે ચાલી. બીજીનો હાથ ઝાલીને અને પૂર્વજન્મના કર્મથી જતાં જતાં કેટલેક દિવસે તે ગોકર્ણક્ષેત્રમાં પોહોંચી પછી માર્ગથી છેટે બેસી હાથ લાંબા કરી વારંવાર મુસાફર લોકો પાસે માગતી તે ચાંડાલી કંગાલ વચન બોલતી હતી કે—અરે લોકો ! પૂર્વજન્મમાં કરેલાં ઘણાં ઘણાં પાપોથી ઘણા ઘણા દિવસ થયા પીડાતી એવી જે હું તેના ઉપર આહાર માત્ર આપીને દયા કરો. તમે અત્યંત દુઃખીઓની રક્ષા કરનારા, મોટા મનોરથને પૂરનારા અને ઘણાં પુણ્ય કરનારા છો માટે દયા કરો. અન્નવસ્ત્રરહિત, ધરતીપર સુનારી અને ઘણી ધુડથી ભરાએલી છું માટે દયા કરો, ઘણા ટાઢ તડકાથી તથા મહારોગથી પીડાએલી આંધળી અને ઘરડી છું માટે દયા કરો. ઘણા દિવસના ઉપવાસથી રાંક છું અને પેટનો અગ્નિ વધવાથી સર્વ અંગમાં બળુછું માટે દયા કરો. સૈકડો જન્માંતરમાં પણ મેં પુણ્ય કર્યું નથી. પાપણી અને ભાગ્યહીન છું માટે દયા કરો. એવી રીતે પ્રાર્થના કરતી એ ચાંડાલીના

ખોબામાં એક ધર્મિષ્ઠ મુસાફરે બીલીપત્ર નાંખ્યા. ખોબામાં પડેલાં એ બીલીપત્રને વારંવાર તપાસી આ ખાવાની ચીજ નથી આમ જાણી તેણે છેટે ફેંકી દીધાં. એ બીલીપત્ર રાતમાં સારા ભાગ્યે કોઇ શિવલિંગ ઉપર પડયાં. એવી રીતે શિવચતુર્દશીની રાતમાં લોકો પાસે વારંવાર માગતી હતી તો પણ દૈવયોગથી તેને ત્યાં કાંઇ જડયુ નહીં. અને ભદ્રકાળીની પછવાડે તે રાત તેણે કાઢી, એ સ્થાનક ભદ્રકાળીથી કાંઇક ઉત્તરમાં છે પણ વધારે દૂર નથી. પછી સવારે નિરાશ થએલી અને બહુજ શોક કરતી તે રાંક ચાંડાલી એકલીજ ધીરે ધીરે પોતાના દેશ તરફ ચાલી. ઘણા ઉપવાસથી થાકેલી, પગલેપગલે પડતી ચીસો નાંખતી, ઘણા રોગથી પીડાએલી, ધ્રુજતી, અત્યંત આતુર, સૂર્યના તાપથી બળતી અને વાંકી વળી ગએલી તે ચાંડાલી લાકડીના આધારથી કેટલોક રસ્તો મુકી આવી મૂર્છા ખાઇને પડી. એટલી વારમાં કરૂણા રૂપી અમૃતના સમુદ્રરૂપ સદાશિવે ગણને વિમાન આપીને આને લાવવાની આજ્ઞા કરી. આ ચાંડાલીનો વૃત્તાંત અને સદાશિવે રાંક ઉપર દયાળુપણુ દેખાડયું તે વાત તમને કહી હે ગૌતમ ! કર્મની ગતિ જુવો કે આ અધમ ચાંડાલી પણ દુઃખરહિત ઉત્તમ પદને પામે છે. આ ચાંડાલીએ પૂર્વજન્મમાં અન્નદાનાદિક કર્યું નથી. તેને લીધે અહીં ભુખ અને તરસ વગેરેથી પીડાય છે. મદિરાના વેગમાં આંધળી બની મોટું પાપ કર્યું છે તેને લીધે આ જન્મની આંધળી થઇ છે. પૂર્વજન્મમાં જાણી જોઇને વાછડો ખાધો છે તે કર્મથી આ જન્મમાં આ મહા અધમ ચાંડાલી થઇ છે. પોતાનો માર્ગ મુકી વ્યભિચારના માર્ગમાં ચાલી છે એ મોટાં પાપને લીધે એને ઘણા કોઢ અને ગુમડાં થયાં છે. કામદેવથી વ્યાકુળ થઇ શૂદ્રની સાથે ઇચ્છામાં આવે તેમ રમી છે તે પાપથી ઘણું લોહી, પરૂ અને કીડાથી પીડાય છે. પૂર્વ જન્મમાં મૂઢ

બનીને એણે મદિરા પીધી છે તે પાપને લીધે ક્ષયરોગ અને શુળથી પીડાય છે. હે મુનિ ! આ લોકમાંજ સર્વ મનુષ્યોમાં સઘળાં પાપનાં ચીન્હ વીવેકવાળા પુરૂષોના જાણવામાં આવે છે. આ લોકમાં જેઓ ઘણા રોગથી પીડાએલા, પુત્ર અને ધન વિનાનાં ખરાબ લક્ષણથી ક્લેશ પામેલા, ભીખ માગનારા, લાજવિનાના, વસ્ત્ર, અન્નપાન, શયન, ભૂષણ અને તૈલાદિકથી રહિત, કરૂપડા, વિદ્યા વિનાના, અંગની ખોટવાળા, ભુંડું જમનારા, દુર્ભાગ્ય, નિંદા પામેલા અને પરાયા ગુલામ જોવામાં આવે છે, તેઓ સઘળા પૂર્વજન્મમાં મોટાં પાપ કરનારા જાણવા. એ પ્રમાણે યત્નથી વિચાર કરી અને લોકોની સ્થિતિ જોઇ સમજુ માણસ પાપ કરે નહીં અને કરે તો તેને, હાથે કરી ખરાબ થનારજ જાણવો. પ્રાણીને આ મનુષ્ય દેહ ઘણાં કર્મ કરવાનું મુખ્ય સાધન છે માટે નિરંતર સારૂ કામ કરવું અને નરતા કામનો ત્યાગ કરવો. સુખની ઇચ્છા હોય તો પુણ્ય કરવું અને દુઃખની ઇચ્છા હોય તો પાપ કરવું. ડાહ્યા માણસે એ બે માથી એક પકડવું. આ અત્યંત દુર્લભ મનુષ્ય દેહમા રહીને પોતાના કલ્યાણમાં સાધન વિના બીજું કાંઇ કરવુંજ નહી. સઘળાં પાપ કરનારો માણસ પણ જો નિરંતર એક સદાશિવનું ધ્યાન કરે તો તેનાં સઘળાં પાપ મટી જાય છે. આ ચાંડાલી પુર્વે જન્મમાં મરણ પામીને જ્યારે યમપુરીમાં ગઇ હતી ત્યારે યમના સભાસદોને મોટો વિચાર થયો હતો તે એકે, આ બ્રાહ્મણીને તેના પોતાના સારા કુલાચારથી ભ્રષ્ટ થતાને લીધે આપણે અહીં આણેલી છે તો પણ આને નરકમાં મોકલવી કે નહીં ? અને આ બ્રાહ્મણીએ બાળકપણામાં કરેલું જરાકપણ પુણ્ય છે કે નહીં. આપણે આ વિષયમાં વિચાર કર્યાવગર દંડ નહી દેવો જોઇએ. ઘણા જન્મમાં કરેલા પુણ્યના ફલથી મનુષ્યને માંડમાંડ બ્રાહ્મણના કુળમાં અવતાર મળે છે

માટે પૂર્વ જન્મોમાં તો આ બ્રાહ્મણીએ પાપ કરેલું ન હોવું જોઇએ નહીતર સારા કુળમાં અવતાર કેમજ થાય ? આ અવતારમાંજ આણે મોટું પાપ કર્યું છે તો પણ ઘણું કરીને નરકમાં પડવાને આ લાયક નથી કેમકે વાછડો માર્યા પછી વિચાર કરી ત્રાસ આવવાને લીધે અને પૂર્વે જન્મના પુણ્યના યોગને લીધે આ બ્રાહ્મણીથી **શિવ શિવ** એમ બોલાઇ ગયું છે. પાપના નાશને વાસ્તે મહામંગળરૂપ શિવનું નામ ભક્તિથી એકવાર બોલે તો પણ પરમ પદને પામે એક જન્મમાં પણ જે દારૂણ પાપ કર્યું છે તેનું ફળ આ બ્રાહ્મણી ચાંડાલ જાતિમાં અવતરીને કડામોર ભોગવશે. એથી વધારે વળી બીજું અહીં કયું નરક છે ? અનેક દુખોથી વારંવાર પીડાવું, નીચકુળમાં અવતરવું, દારિદ્ર, મોટો રોગ અને મુઢપણું એઓમાંથી એક એક વાનું પણ નરક રૂપ છે ત્યારે બધાં વાનાનું તો શું કહેવું, પૂર્વ જન્મમાં કરેલા ઘણાં પુણ્યથી આ બ્રાહ્મણીએ પરવશપણામાં શિવનામ લીધુંછે, તેનાં પ્રતાપથી બીજા જન્મમાં છેલીવારે એક ભારે પુણ્ય કરશે. પછી તે પુણ્યથી અનેક પાપના ફળમાં તારવાનો વિચાર કરી પ્રભુને જે યોગ્ય લાગે તે કરે. એ પ્રમાણે યમપુરીમાં યમ અને ચિત્રગુપ્ત વગેરે સઘળાઓએ આને સંભળાવી દીધું, એટલે તે પૃથ્વીમાં ચાંડાલી અવતરી. આ દુષ્ટ સ્ત્રીએ ગફલતથી પણ શિવનું નામ લીધું હતું તે પુણ્યને લીધે એને ચાંડાલના અવતારમાં બીલીપત્રથી સદાશિવનું આરાધનરૂપ પુણ્ય પ્રાપ્ત થયું. શ્રી ગોકર્ણ ક્ષેત્રમાં શિવરાત્રિનો ઉપવાસ અને જાગરણ કરી શિવલિંગ ઉપર બીલી ચડાવ્યાં. એ અજાણતાં થએલા પુણ્યના ફલને તમે જોશો એવી રીતે આ હમણાંજ ખરેખરૂં ભોગવશે. ગૌતમમુનિ રાજાને કહેછે કે—એ પ્રમાણે કહી તે શિવદૂતોએ એ ચાંડાલીના જીવને ખેંચી લઇ દેવતાઇ તેજ સાથે જોડી દીધો. દેવતાઇ દેહવાળી અને

તેજના ભપકાથી પ્રકાશિત થએલી તે ચાંડાલીને પ્રસન્ન થએલા શિવદૂતોએ વિમાનમાં બેસાડી. પછી અત્યંત સુંદર રૂપથી શોભનારી, દેવતાઇ તેજથી પ્રકાશ પામેલી અને દિવ્ય પુષ્પ જેણે કાનમાં પેહેર્યાં હતાં એવી તે ચાંડાલી વિમાનમાં બેસીને શોભવા લાગી. રત્નનું છત્ર, પતાકા વગેરે અને ગીત વાંજંત્રના શબ્દોથી શિવદૂતોની વચમાં રાજી થતી સારા મોઢાવાળી તે સ્ત્રી પોતાના પૂર્વજન્મોને વારંવાર સંભાળીને બીવા લાગી અને સ્વપ્ન જેવું તે આશ્ચર્ય જોઇને વિચાર કરવા લાગી કે હું કોણછું? આ મોટા સિદ્ધ લોકો કોણ છે? આ સુંદર લોક કયો છે? ચાંડાલના અવતારનું કષ્ટ તો જતુંરહ્યું.અહો! હજારો જન્મમાં હું વારંવાર ફરી, એ માયાના વિલાસથી થએલું મોટું આશ્ચર્ય દીઠું.અહો! ઇશ્વરની પૂજાનું મહાત્મ્ય વિસ્મય પમાડનારૂં છે કે જે ઇશ્વર ફક્ત પાનડાંથી પ્રસન્ન થઇને પોતાનું પદ આપે છે. એ પ્રમાણે જેના મનમાં વૈરાગ્ય થએલછે અને સદાશિવના ચરણનું સ્મરણ કરેછે એવી તે સ્ત્રીને મહાદેવના પાર્ષદો વિમાનમાં બેસાડી સર્વે લોકો વિસ્મયથી જોયા કરેછે એવી રીતે પરમેશ્વરની પાસે તેડી ગયા. હે રાજા! આ મોટા આશ્ચર્યરૂપ અને સર્વ પાપને મટાડે એવું સદાશિવની ભક્તિના લેશનું મહાત્મ્ય કહ્યું. રાજાએ પુછ્યું કે—હે મુનિ! જો આપની મારા ઉપર દયા હોય તો એ પરમેશ્વરનો ઉત્તમ લોક કેવો છે તેનું લક્ષણ કહે? ગૌતમ કેહેછે કે—બ્રહ્માદિક મોટા દેવતાઓના લોકોમાં પણ મળે નહીએવો આનંદ પરમેશ્વરના લોકમાં છે. સર્વ તેજ કરતાં વધારે તેજ ત્યાં રહ્યુંછે. અને અંધારૂ ક્યાંઇ નથી. માયાને તરી જઇને ત્યાં ગએલા યોગીઓ ફરીવાર જન્મ મરણ પામતા નથી, ત્યાં ક્રોધ, લોભ અને મદ વગેરેનો વાસ નથી; અને જન્મ વગેરે અવસ્થા નથી. સર્વે વેદોનું એ મુખ્ય ક્ષેત્ર કેહેવાય છે; અને એથી વધારે બીજું કાંઇ નથી.

જિતેંદ્રિય રેહેવું, આસન, ધ્યાન અને પ્રાણાયામ વગેરે યોગના માર્ગોથી ત્યા પોહોંચવાને યોગિઓ નિરંતર યત્ન કરેછે. ત્યાં સદાશિવ સદા આનંદ અને જ્ઞાનરૂપ એવા પાર્વતીજીની સાથે નિરંતર ક્રીડા કરેછે. અનેક જન્મોમાં કરેલા પુણ્યને લીધે પદવી પામેલા પુરૂષો અને સ્ત્રીઓ ત્યાં ભેળાં થઇને ક્રીડા કરેછે. સુંદર અને વિચાર ન પોંહોંચે એવા તેજમાં લીન થએલા લોકો ત્યાં દિવસ રાત્રિ વગેરેના વિભાગને જાણતા નથી. એ પરમેશ્વરનો લોક કાચા યોગીને દુર્લભ છે, અને જેઓ સદાશિવની ભક્તિથી પરિપૂર્ણ હોય તેઓનેજ મળે છે. જે લોકો શિવકથાના શ્રવણથી આનંદ પામનારા, સર્વ પ્રાણિઓના મિત્ર, શાંતિમાંજ નેહેનારા અને સંસારને. મોહ મુકી દેનારા હોય તેઓજ સદાશિવના પદને પામી સુખમાં રમેછે. હે રાજા ! તે પ્રમાણે તમેપણ ગોકર્ણ ક્ષેત્રમાં જઈ, પાપના ઢગલાને ગટાડી કૃતાર્થ થાઓ, ત્યાં સર્વ કાળ નાહી, મહાબળેશ્વરની પૂજા કરી, શિવરાત્રિનો ઉપવાસ કરી, સાવધાનપણે રાત્રિનું જાગરણ કરી અને બિલીપત્રથી પૂજન કરી સર્વ પાપથી મુકાઇને શિવના લોકને પામશો. હે રાજા ! આ નિર્મળ ઉપદેશ મેં તમને કર્યો, તમારૂં કલ્યાણ થાઓ. હવે હું મિથિલાપુરીમાં જઇશ. એ પ્રમાણે પ્રીતિથી રજા લઇ ગૌતમ મુનિ મિથિલામાં ગયા અને જેનું મન પ્રસન્ન થયુ છે એવો તે રાજા ગોકર્ણક્ષેત્રમાં ગયો. ત્યાં રાજા મહાદેવનાં દર્શન કરી, નાહી અને મહાબલેશ્વરનું પૂજન કરી સર્વ પાપથી મુક્ત થઇને સદાશિવના પરમપદને પામ્યો. જે માણસ આ સુંદર સદાશિવની કથાને ભક્તિથી નિરંતર સાંભળે અથવા સંભળાવે તે પરમ ગતિને પામે. એ પ્રમાણે સર્વ કલ્યાણનું મુખ્ય બીજ, સેંકડો જન્મના પાપને મટાડનાર, મોહરૂપી અંધકારનો નાશ કરનાર અને દેવતાઓએ ગાવાલાયક એવો શંકરનો મોટો મહિમા કહ્યો તે સુખીઆ લોકોએ પણ નિરંતર સેવવા યોગ્ય છે.

इतिकथितमशेषश्रेयसामादिबीजंभवशतदुरित-घ्नंध्वस्तमोहांधकारं ॥ चरितममरगेयंमन्मथारे-रुदारंसततमपिनिषेव्यंस्वस्तिमद्भिश्चलोकैः ॥ १
९० ॥

એ પ્રમાણે સ્કંધપુરાણમાંના બ્રહ્મોત્તરખંડનો **शिवचतुर्दशी माहात्म्य** એ નામનો ત્રીજો અધ્યાય પુરો થયો.

# अध्याय चोथो.

सुतउवाच ॥ भूयोपिशिवमाहात्म्यंवक्ष्यामिपरमाद्भुतं ॥
श्रृण्वतांसर्वपापघ्नंभवपाशविमोचनं ॥ २ ॥

સૂત કહે છે કે-ફરીવાર પણ પરમ અદ્દભુત, સર્વ પાપને મટાડનાર અને સંસારના પાશથી છોડાવનાર, શિવનું મહાત્મ્ય કહું છું. તરી શકાય નહી એવા પાપના સમુદ્રમાં ડૂબતા પામર લોકોને શિવપૂજનવિના બીજું કોઇ વહાણુ નથી, બુદ્ધિમાન માણસે નિરંતર શિવપૂજન કરવું અને તે કરવાની શક્તિ ન હોય તો કોઈએ કરેલી પૂજાનું ભક્તિસહિત દર્શન કરવું જે પુરૂષ શ્રદ્ધા વગર પણ શિવપૂજન કરે અથવા શિવપૂજનનું દર્શન કરે તે પણ પરમપદને પામે કિરાત દેશમાં વિમર્દન નામનો એક રાજા હતો. તે શુરો મહા તેજસ્વી શત્રુઓને જીતનાર, પ્રતાપી, નિરંતર મૃગયા કરવામાં લાગેલો કૃપણ, નિર્દય, બળવાન, સઘળાં માંસને ખાનાર અને સર્વ વર્ણોની સ્ત્રી-

ઓને ભોગવનાર હતો. તો પણ આળસ મુકીને સદા શિવપૂજન કરતો અને તેમાં શુક્લ અને કૃષ્ણ પક્ષની ચઉદશને દિવસે તો વિશેષે કરી કરતો હતો. મોટા વૈભવવાળી પૂજા કરીને તે રાજી થતો હતો અને રાજી થઇ નાચતો, સ્તુતિ કરતો અને ગાતો હતો. પૂજન કરનાર પણ સર્વભક્ષી અને દુરાચારી એવા એ રાજાની રાણી તેની રીત ભાતથી કચવાવા લાગી. શીલ અને ગુણવાળી તે કુમુદ્વતી નામની રાણીએ રાજાને એકાંતમાં મળીને પુછયું કે હે રાજા ! આ તમારી રીત મોટું આશ્ચર્ય ઉપજાવે છે, કેમકે તમારો મોટો દુરાચાર કયાં અને પરમેશ્વરની ભક્તિ કયાં ! ! તમે નિરંતર સર્વભક્ષિ સર્વ સ્ત્રીઓને ભોગવનાર, સર્વ પ્રકારની હીંસા કરનાર ક્રૂર છો તે છતાં તમને ઇશ્વરમાં ભક્તિ કેમ છે ? એ પ્રમાણે પુછતાં ત્રણ કાળને જાણનાર અને કૌતકવાળા તે રાજાએ ઘણીવાર સુધી વિચારીને રાણીને ઉત્તર દીધો. રાજા બોલ્યો કે—હું આગલા જન્મમાં એક કુતરો હતો, તે પંપા નગરમાં ચારેકોર ફરતો હતો. એમ ઘણોકાળ જતાં તેજ નગરમાં કોઈ દિવસે હું એક સુંદર શિવમંદિરમાં ગયો. ત્યાં બહાર ઉભો રહી શિવરાત્રિની પૂજા થતી હતી તેને વિસ્મયથી જોવા લાગ્યો. તેટલીવારમાં મહા ક્રોધ કરી ધોકા હાથમાં લઈ લોકો મારા ઉપર દોડતા. પ્રાણ બચાવવા સારૂ તે ઠેકાણેથી હું ભાગી ગયો. પછી એ શિવમંદિરને પ્રદક્ષિણા ફરી નૈવેદ્ય ખાવાના લોભથી પાછો બારણા ઉપર આવ્યો. એ પ્રમાણે વારંવાર પ્રદક્ષિણા ફરીને પાછો બારણામાં બેસતો જોઇ લોકોએ સજાવેલા બાણથી મને મારી નાખ્યો. શિવના દ્વારમાં શરીર પડતાં પાપ મટી ગયાં તેથી અને સદાશિવના દર્શનના પ્રતાપથી રાજાના કુળમાં અવતરયોછું. ચઉદસની પૂજા જોયા પછી દીપમાળા જોઇ હતી, એ મોટા પુણ્યથી ત્રણે કાળની વાત જાણુંછું. પૂર્વજન્મની વાસનાને લીધે સર્વભક્ષી

અને નિર્દયપણું, કેમકે વાસનારૂપ સ્વભાવ વિદ્વાનોથી પણ મુકાતો નથી. એટલા માટે હું ચઉદશને રોજ શિવપૂજન કરૂંછું તેમહે રાણી! તું પણ શ્રદ્ધા રાખી શિવભક્તિ કર. રાણીએ પુછ્યુ કે–ત્રણે કાળ જાણોછો ત્યારે મારા પૂર્વ જન્મની વાત બરાબર રીતે કહો? રાજા બોલ્યો કે–તું પૂર્વજન્મમાં એક હોલી હતી. તને દૈવયોગે કયાંકથી માંસનો પીંડો મળ્યો હતો તે જોઇને કોઈ બળવાન અને ભયંકર ગરંજ પક્ષી તારા ઉપર વેગથી દોડયો, તેને જોઇ ત્રાસથી તું ભાગી અને તે તારે પછવાડે માંસનો પીંડો લઇ લેવા સારૂ દોડયો. ત્યાં તું સારા ભાગ્યે શ્રી શૈલ પર્વતમાં આવી શિવમંદિરને પ્રદક્ષિણા ફરી ધ્વજાની અણી ઉપર બેઠી. તેટલીવારમાં એ તીખી ચાંચવાળા પક્ષીએ આવી તને મારી નીચે નાખી દીધી અને પોતે માંસ લઇને ચાલ્યો ગયો. સદાશિવને પ્રદક્ષિણા ફરવાથી અને તેમની આગળ મરવાથી તું આંહી રાણી થઈ છું. રાણી બોલી કે-પૂર્વજન્મની સઘળી વાત મેં સાંભળી. મારા મનમાં મોટું આશ્ચર્ય થયું અને ભક્તિ પણ ઉત્પન્ન થઇ. હે ત્રણે કાળને જાણનારા રાજા! હવે હું બીજું સાંભળવાને ઇચ્છું છું કે આ શરીર છુટયા પછી આપણે કેવા અવતાર પામશું? રાજા બોલ્યો–હવે પછીના બીજા અવતારમાં હું સિંધુ દેશનો રાજા થઇશ, અને તું સ્ટંજય દેશના રાજાને ઘેર અવતરી મારી રાણી થઇશ. ત્રીજા જન્મમાં હું સોરઠ દેશનો રાજા થઇશ. અને તું કલીંગ દેશના રાજાને ઘેર અવતરી મારીજ રાણી થઇશ. ચોથા જન્મમાં હું ગાંધાર દેશનો રાજા થઇશ. અને તું મગધ દેશના રાજાની દીકરી થઇને મારીજ સ્ત્રી થઇશ. પાંચમા જન્મમાં હું બીજા યુગમાં માળવાનો રાજા થઇશ. અને તું દશાર્હ રાજાની દીકરી થઇને મારી સ્ત્રી થઇશ. છઠ્ઠા અવતારમાં હું ઓખા દેશનો રાજા થઇશ. અને તું યયાતિ રાજાના વંશમાં દીકરી અવત-

રીને મારી રાણી થઇશ. સાતમા જન્મમાં હું પંડુ દેશના રાજાનો કુંવર થઇશ. ત્યાં રૂપ; ઉદારતા અને ગુણ વગેરેમાં મારા જેવો બીજો કોઇ પણ નહીં હોય, સર્વ શાસ્ત્રોના અર્થને જાણનાર, બળવાન, મજબુત પરાક્રમવાળો, સઘળાં સારાં લક્ષણવાળો, સર્વને પ્રિય લાગે એવો અને સૂર્ય સરખી કાંતિવાળો, પદ્મમિત્ર એવા નામથી પ્રખ્યાત થઇશ. અને તું વિદર્ભ દેશના રાજાની દીકરી, રૂપમાં સરસ, વસુમતી એવા નામથી વિખ્યાત, સારાં અંગથી શોભનારી, અને સરવ રાજકુમારોનાં મન તથા નેત્રને લલચાવનારી થઇશ, તે તું સ્વયંવરમાં સઘળા રાજકુમારોને મુકી દમયંતી જેમ નળરાજાને વરીહતી તેમ મનેજ વરીશ. હું તને પરણી સઘળા રાજાઓને જીતી લઇ પોતાના દેશમાં રહી ઘણાં વર્ષ સુધી ભોગ ભોગવીશ, અશ્વમેધ વગેરે અનેક યજ્ઞો કરી પિતૃ દેવના તથા રૂષિઓને તૃપ્ત કરી, દાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કરી, લોકોનું કલ્યાણ કરનાર સદાશિવ દેવનું પૂજન કરી અને રાજ્યનો બોજો પુત્રને સોંપી તપ કરવા વાસ્તે વનમાં જઇશ, ત્યાં મહામુનિ અગસ્ત્ય પાસેથી બ્રહ્મજ્ઞાન પામી તારી સાથે શિવના પરમપદમાં જઇશ, એ પ્રમાણે પ્રત્યેક ચઉદશે શંકરનું પૂજન કરવાથી સાત જન્મમાં રાજપદ્દી આવશે. માત્ર પૂજામાં દરશન કરવાથીજ આટલું પુણ્ય મળ્યું છે. નહીતરૂ દુષ્ટ કુતરો ક્યાં અને આવી રૂડી ગતિ ક્યાં ! ! સૂત સૌનકને કહે છે કે—પોતાના પતિની એ વાત સાંભળી તે સારાં લક્ષણવાળી રાણીએ પરમ વિસ્મય પામીને પ્રીતિથી તેની પૂજા કરી. અને તે રાજા પણ તે રાણીની સાથે મન ગમતા ભોગ ભોગવી સાત જન્મને છેડે સદાશિવના પરમપદને પામ્યો. આ શિવપૂજનના પરમ મહાત્મનું જે શ્રવણ કરે તેનું કલ્યાણ થાય.

जगामसतजन्मांतेशंभोस्तत्परमंपदम् ॥
यएतच्छिवपूजायामाहात्म्यंपरमाद्भुतं ॥
शृणुयात्कीर्त्तयेद्वापिसगच्छेत्परमंपदम् ॥ ५८॥

એ રીતે સ્કંદ પુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો चतुर्दशी महात्म्य એવા નામનો ચોથો અધ્યાય પુરો થયો.

## अध्याय पांचमो.

सूतउवाच॥शिवोगुरुःशिवोदेवःशिवोबंधुःशरीरिणां।
शिवआत्माशिवोजीवःशिवादन्यंनकिंचन॥ १ ॥

સૂત કહે છે કે—શિવ ગુરૂ છે, શિવ દેવ છે, શિવ પ્રાણીઓના બંધુ છે, શિવ આત્મા છે અને જીવ પણ શિવ છે. શિવ વિના બીજું કાંઇ નથી. શિવને વાસ્તે જે કાંઇ દાન, જપ કે હોમ કરેલ હોય તેનું ફળ અક્ષય થાય એમ સર્વ શાસ્ત્રોનો નિશ્ચય છે. પાંદડું, ફૂલ, ફળ કે જળ થોડામાં થોડું પણ ભક્તિથી સદાશિવને જેણે ચડાવ્યું હોય તે અક્ષય થાય છે. શાસ્ત્રોમાં નિશ્ચય કરેલા સર્વ ધર્મોને મુકી દઇને જે એક શિવની ભક્તિ કરે તે સર્વ બંધનથી મુકાય છે. પોતાના પુત્ર, સ્ત્રી કે ધન ઉપર જેવી પ્રીતિ રહે છે તેવી પ્રીતિ શિવપૂજનમાં રાખી હોય તો તે રક્ષા કરે એમાં શું આશ્ચર્ય છે? એટલા માટે કેટલાએક મહાત્માઓ સઘળાં સુખોને અને અત્યંત પ્યારા દેહને પણ શિવ પૂજનને વાસ્તે તજી દેછે, તેજ જીભ કે જે શિવની સ્તુ-

તિ કરે, તેજ મન કે જે શિવનું ધ્યાન કરે, તેજ કાન કે જે તેની કથામાં લાગ્યા રહે, તેજ હાથ કે જે તેમનું પુજન કરે, તેજ નેત્રકે જે પૂજાનાં દર્શન કરે,તેજ માથું કે જે શિવને નમે, તેજ પગકે જે ભક્તિથી નિરંતર શિવના ક્ષેત્રમાં ફરે, જેની સઘળી ઇંદ્રિયો શિવના કામમાંજ તત્પર રહે તે માણસ સંસારને તરે છે અને ભોગ તથા મોક્ષને પામે છે. ચાંડાલ, પુલ્કસ, સ્ત્રી, પુરૂષ કે નપુંસક એમાંથી ગમે તે હોય તોપણ જે માણસ શિવની ભક્તિ કરે તે સંસારમાંથી છુટેછે. જે માણસ જરાક પણ શિવભક્ત હોય તે સર્વ મનુષ્યોએ નમવા યોગ્ય છે, તેમાં કુળ, આચાર, શીલ કે ગુણનું કાંઇ પ્રયોજન નથી. ઉજ્જેનમાં જાણે મનુષ્ય રૂપે બીજો ઈંદ્રજ અવતર્યો હોય એવો ચંદ્રસેન નામનો રાજા હતો. એ રાજાએ નગરીમાં રેહેતા મહાકાળેશ્વરની ભક્તિથી પૂજા કરતો હતો. તે રાજાનો અકલ્યાણને મટાડનાર, સર્વ લોકો જેને નમેછે એવો અને શિવના પાર્ષદોમાં મુખ્ય મણિભદ્ર નામનો સખા હતો, તેથી એક દીવસ પ્રસન્નથઇને તેણે એ રાજાને દિવ્ય ચિંતામણિ ( પારસમણિ ) આપ્યો હતો. કૌસ્તુભ[1] જેવા અને સૂર્યની પેઠે શોભનારા એ મણિનું કોઇ દર્શન કરે, શ્રવણ કરે કે ધ્યાન કરે તેનું એ મણિ કલ્યાણ કરેછે. કાંસુ, ત્રાંબુ, લોઢું, સીસું, કે બીજું કાંઇ પાણા વગેરે હોય તેને પણ એ મણિની કાંતિ જરાક અડે તો તુરત સોનું થઇ જાયછે. એ ચિંતામણિને ગળે બાંધી રાજા સિંહાસનપર બેસતો ત્યારે દેવતાઓમાં જેમ સૂર્ય શોભે તેમ શોભતો હતો. એ રાજા નિરંતર ગળામાંમણિ રાખેછે એ વાત સાંભળી સર્વે રાજાઓને એ મણિની લાલચ થઇ અને મનમાં અસહનતા થઇ. એ મણિ, દેવપાસેથી મળેલ છે, એમ નહીં જાણતા અને નહીં ખમી શકતા રાજાઓમાં કેટલાએક

---

૧ શ્રીકૃષ્ણ ભગવાન જે મણિને પેહેરે છે તેનું નામ કૌસ્તુભછે.

તો એ મણિને સ્નેહથી માગ્યો અને કેટલાએક અભિમાનીઓએ ક્રોધથી માગ્યો. સર્વ રાજાઓનું માગવું ચંદ્રસેને જ્યારે વ્યર્થ કર્યું ત્યારે સર્વ દેશના રાજાઓ યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. સોરઠ, કેકય, શાલ્ય, કલિંગ, શક, ભદ્ર, પાંચાલ, માલવા, સૌવીર, મગધ, મત્સ્ય, એ દેશોના અને બીજા દેશોના પણ રાજાઓએ ઘોડા, રથ, હાથીઓને તૈયાર કરી પરાક્રમથી ચંદ્રસેનને યુદ્ધમાં જીતી લેવાનો ઉદ્યમ કર્યો. ક્રોધ પામેલા, ધરતીને કંપાવતા અને ઘણી સેનાવાળા એ રાજાઓએ ઉજ્જૈનના ચારે દરવાજા રોકી દીધા. એ છકેલા રાજાઓએ પોતાની નગરીને ઘેરેલી જોઇ ચંદ્રસેન રાજા તેજ મહાકાલેશ્વરને શરણે ગયો. એ સમયમાં તેજ શેહેરની રેહેનારી, વિધવા, વૃદ્ધ અને જેને દીકરો એકજ હતો એવી કોઇ ગોવાલણ બાંજ હતી. તેણે પોતાના પાંચ વર્ષના પુત્રને તેડીને રાજાએ કરેલી સદાશિવની મહાપૂજાનાં દર્શન કર્યાં. આશ્ચર્ય પમાડે એવો શિવપૂજનનો સઘળો ઠાઠ માઠ જોઇ પગે લાગી પાછી તે પોતાને ઘેર આવી. એ સઘળું જોઇને એ ગોવાલણનો દીકરો પણ વૈરાગ્ય આપે એવું શિવપૂજન કૌતકથી કરવા લાગ્યો. પોતાના ઉજડ ઠેકાણામાં એક સુંદર પાણો લાવી પોતાના સ્થાનકથી જરાક છેટે શિવલિંગ માંડી દીધું. જે જે સારી ચીજો પોતાના હાથથી મળી શકે તે લાવી તે લિંગને નવરાવીને ભક્તિથી પૂજવા લાગ્યો. બનાવટના પદાર્થોથી ચંદન, અલંકાર, વસ્ત્ર, ધૂપ, દીપ અને અક્ષત વગેરે કરીને નૈવેદ્ય પણ ધરતો હતો. વારંવાર સારાં પાંનડાં અને ફૂલોથી પૂજન કરી, અનેક પ્રકારનો નાચ કરી વારે ઘડીએ પ્રણામ કરતો હતો. એ પ્રમાણે એક ચિત્તથી શિવપૂજનમાં લાગેલા દીકરાને તે ગોવાલણે જમવાને ઘણીવાર બોલાવ્યો. તો પણ જેનું ચિત્ત પૂજામાં લાગેલું હતું એવો એ બાળક જમવા ગયો નહીં ત્યારે તેની મા પોતે તેની પાસે ગઇ. તેણે એ

બાળકને શિવલિંગની પાસે આંખો મીંચી બેઠેલો જોઇ હાથ ખેંચીને રીસમાં માર્યો. તોપણ એ દીકરો જ્યારે ગયો નહીં ત્યારે તેની માએ શિવલિંગને આઘું નાખી દઇ પૂજા વીંખી નાખી. પછી હાય હાય એમ રોતા તે દીકરાને ત્યાં છોડીદઇ ક્રોધવાળી તેની મા પછી પોતાના ઘરમાં ગઇ. માએ સદાશિવની પૂજાનો નાશ કરી નાખ્યો જોઇ એ બાળક હે દેવ હે દેવ ! એમ બરકવા લાગ્યો અને પડી ગયો આંસુની ધારાથી નાહી રહ્યો, અને તુરત મૂર્છા આવી ગઇ. એ ઘડીવારે શુદ્ધ આવી ત્યારે આંખો ઉઘાડી. તેટલામાંરમાં એ સ્થાનક મણિના થાંભલાથી શોભાયમાન, સોનાનાં બાર, કમાડ અને તોરણવાળું અને અમૂલ્ય નીલમણિ અને નિર્મળ હીરાથી બનેલી જગ્યાવાળું શિવાલય થઇ રહ્યું. એ બાળકે અનેક અને વિચિત્ર સોનાના કળશોથી પ્રકાશેલા સ્ફટીકમણિના મેહેલોથી શોભાયમાન તે શિવપુર અને ઉત્તમ જળાધારીની અંદર રત્ન સહિત શિવલિંગ એ બન્ને દીઠાં. એ જોઇ, તરત ઉઠી, બીનેલો અને વિસ્મય પામેલો તે બાળક સંતોષથી જાણે મોટા આનંદરૂપી સમુદ્રમાં ડુબ્યો હોય એવો થઇ ગયો. એ સઘળું શિવપૂજનથી થએલું જાણી પોતાની માના પાપની શાંતિને વાસ્તે એ શિવલિંગને લાંબો થઇને પગે લાગ્યો. હે ઉમાપતિ! મારી માના અપરાધની ક્ષમા કરજો. મૂઢ અને તમને નહીં જાણનારી મારી માને પ્રસન્ન થજો. હે શિવ! તમારી ભક્તિથી થએલું જો કાંઇ મારૂં પુણ્ય હોય તો તેથી મારી મા ઉપર આપની કરૂણા થજો. એવી રીતે ક્ષમા માગી, વારંવાર નમસ્કાર કરી સૂર્ય આથમવાનો સમય થયો ત્યારે એ બાળક શિવમંદિરમાંથી નીકળ્યો. બાહાર આવી જોયું ત્યાં પોતાનું ઘર સ્વર્ગ જેવું, તરત સોનાનું બની ગએલ અને વિચિત્ર વૈભવથી શોભાયમાન દીઠું. અનેક મણિથી જડેલ અને સુવર્ણના સમૂહથી સુશોભિત એવાતેઘરની

અંદર સાંજે રાજી થતો થતો પેઠો, ત્યાં પોતાની માને પોતાનું સ્મરણ કરતી, નિર્ભય, અમૂલ્ય રત્નના પલંગમાં ઉજળી શય્યા ઉપર સુતેલી, રત્નનાં ઘરેણાં તથા દેવતાઈ વસ્ત્રથી શોભતી અને જાણે સાક્ષાત્ દેવાંગના હોય એવી દીઠી, તેને, સંભ્રમથા પ્રફુલ્લિત નેત્રવાળો તે બાળક ઉઠાડવા લાગ્યો કે હે મા ! ઉઠ, આ મોટું અદ્ભુત જો. એ પ્રમાણે દીકરાએ જગાડેલી તે ગોવાલણ સંભ્રમથી ઉઠીને જોયછે, ત્યાં પોતાનું શરીર, એ બાળક, અને તે ઘર જાણે નવાંજ થઇ ગયાં હોય એવાં દેખી સુખથી વિહ્વળ થઇ ગઇ. દીકરાના મોઢાથી શંકર પ્રસન્ન થયાની વાત સાંભળી તેવાત, ગોવાળપણુ રાજાકેજે નિરંતર શિવનુંજ ભજન કરેછે તેની પાસે જઇને કહી પોતાનો નિયમ પુરો કરી રાજા રાતેજ ત્યાં આવી ગોવાલણનું ઘર માણિકથી શોભતું જોઇ કારભારી અને ગોરસહિત એ ઘડીવાર તો વિસ્મયમાં પડ્યો અને પરમ આનંદમાં ડુબી ગયો. પ્રેમથી આંસુ આવ્યાં અને તેણે તે બાળકનું આલિંગન કર્યું. એવી રીતે સદાશિવના અત્યંત અદ્ભુત માહાત્મ્યની વાત ફેલાવાથી અને સંભ્રમથી લોકોને તે રાત એક ક્ષણ જેવી વીતી ગઇ. પછી સવારમાં યુદ્ધ કરવા વાસ્તે ગામનેવેરી ઉભેલા રાજાઓ પણ પોતાનાં છાનાં માણસો પાસેથી એ મોટી અદ્ભુત વાત સાંભળીને ભય પામી વેર અને હથિઆર મુકી દઇ ચંદ્રસેનની રજાથી નગરીમાં આવ્યા. ત્યાં આવી મહાકાળેશ્વરને પ્રણામ કરી ગોવાલણને ઘેર આવ્યા અને ત્યાં ચંદ્રસેન રાજાએ સામો જઇને તેઓનો સત્કાર કર્યો. એ રાજાઓ અમૂલ્ય આસનોપર બેસી વિસ્મય પામી પ્રીતિથી વખાણ કરવા લાગ્યા અને ગોવાલણના છોકરા ઉપર કૃપાથી પ્રકટ થએલું તે શિવાલય અને મોટું શિવલિંગ જોઇને સદાશિવને વિષે ભક્તિવાળા થયા. એ ગોવાળના છોકરા ઉપર રાજી થઇને સર્વ રાજાઓએ તેને વસ્ત્ર, સુવર્ણ, રત્ન,

ગાય, ભેંસ વગેરે ધન, હાથી, ઘોડા, સુવર્ણના રથ, છત્ર, વાહન, સરસામાન અને અનેક દાસી તથા દાસો શિવની કૃપા મેળવવાને વાસ્તે આપ્યાં. સર્વે દેશોમાં જે જે ગોવાળીઆઓ રહેછે, તેઓનો તેનેજ રાજા ઠરાવ્યો. એ સમયમાંજ સર્વે દેવતાઓએ પૂજેલા, તેજસ્વી, વાનરોના રાજા હનુમાનજી ત્યાં પ્રકટ થયા, તેમના આવવથી જેઓને સંભ્રમ થયોછે એવા રાજાઓએ ઊભા થઇને ભક્તિ પૂર્વક તેમને નમસ્કાર કર્યો. તેઓના મધ્યમાં બેઠેલા અને પૂજેલા હનુમાનજી ગોવાળના પુત્રનું આલિંગન કરી અને રાજાઓ સામું જોઈ બોલ્યા કે હે રાજાઓ અને સર્વે લોકો ! મારી વાત સાંભળો. શિવની પૂજાવિના મનુષ્યોને બીજી ગતિ નથી. આ ગોવાળનો દીકરો શનિવારે પ્રદોષ સમયમાં મંત્ર વગર પણ શિવપૂજન કરવાથી કલ્યાણ પામ્યો ! ! શનિવાર અને પ્રદોષ સર્વ પ્રાણિઓને દુર્લભ છે, તેમાં પણ કૃષ્ણપક્ષનો વધારે દુર્લભ છે. આ ગોવાળનો દીકરો લોકમાં અત્યંત પવિત્ર અને ગોવાળોની કીર્ત્તિને વધારનાર થયો. આના વંશમાં આઠમી પેહેડીએ નંદ નામનો મહા યશસ્વી ગોવાળ થાશે. તેને ઘેર સાક્ષાત્ નારાયણ કૃષ્ણ, પુત્રરૂપ થાશે. આજથી માંડી આ લોકમાં આ ગોવાળનો દીકરો શ્રીકર એવા નામથી મોટી પ્રખ્યાતિ પામશે, સૂત કેહેછે કે—એ પ્રમાણે બોલી અને ગોવાળના દીકરાને શિવધર્મનો ઉપદેશ કરી હનુમાનજી ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. પછી રાજી થએલા અને સત્કાર પામેલા સઘળા રાજાઓ ચંદ્રસેનની રજા લઈ જેમ આવ્યા હતા તેમજ પાછા ગયા. હનુમાનજીએ ઉપદેશ કરેલો માહાત્મા શ્રીકર પંથ ધર્મ જાણનાર બ્રાહ્મણોને સાથે રાખી શિવપૂજન કરવા લાગ્યો. કાળ જતાં શ્રીકર અને તે ચંદ્રસેન રાજા ભક્તિ પૂર્વક શંકરનું આરાધન કરી પરમપદ પામી ગયા. રસ્ય, પરમ પવિત્ર, યશ પુણ્ય અને મોટી સમૃદ્ધિને વધારનાર, પાપના સમુહને મ-

ટાડનાર, અને સદાશિવના ચરણારવિંદની ભક્તિને વધારનાર એવું આ આખ્યાન કહ્યું.

इदंरहस्यंपरमंपवित्रंयशस्करंपुण्यमहर्धिवर्धनं ॥
आख्यानमाख्यातमघौघनाशनंगौरीशपादांबुज
भक्तिवर्धनम् ॥८०॥

એવી રીતે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો પાંચમો અધ્યાય પુરો થયો.

—◦—

# अध्याय छठो.

ऋषयउवाच॥यदुक्तंभवतासूतमहदाख्यानमद्भुतम्।
शंभोर्माहात्म्यकथनमशेषाघहरंपरं ॥१॥

શૌનકાદિક ઋષિઓ બોલ્યા કે–શંકરનું મહાત્મ્ય જેમાં આવે-છે એવું, સર્વ પાપને હરનાર, ઉત્તમ અને અદ્ભુત મોટું આખ્યાન તમે કહ્યું. ફરીવાર પણ સાવધાનપણાથી તેજ સાંભળવાને ઇચ્છીએ છીએ. પ્રદોષકાળમાં મહાત્માઓએ પૂજેલા સદાશિવ કઈ સિદ્ધિ આપેછે એ અમને કહો. વારંવાર સાંભળતાં છતાં પણ તેમાં તૃષ્ણા વધતી આવે છે. સૂત બોલ્યા કે–હે મહાવિદ્વાનો! તમે ઠીક પુછ્યું. હવે હું શિવપૂજનના મોટા ફળ વિષે કહું છું. તેરસના દિવસના સાયંકાળનું પ્રદોષ એવું નામ છે. ફળને ઇચ્છનારાઓએ તે સમયમાં શિવની પૂજા કરવી, બીજાની નહી, પ્રદોષપૂજનનું મહાત્મ્ય કેહેવાને

કોઈ સામર્થ નથી કે જે પ્રદોષમાં સર્વ દેવતાઓ શિવના સમીપમાં ઉભા રેહેછે. પ્રદોષસમયમાં સદાશિવ રૂપાના કૈલાસપર્વતમાં નાચ કરેછે અને દેવતાઓ તેમના ગુણોની સ્તુતિ કરેછે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ઇચ્છનારા મનુષ્યોએ તે સમયમાં પૂજા, જપ, હોમ, તેમની કથા અને તેમની સ્તુતિ અવશ્ય કરવી જોઇએ, દારિદ્રરૂપી તિમિરથી અંધ થએલા, સંસારથી બીતા અને સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા મનુષ્યોને એ સદાશિવ પાર દેખડાનાર છે. દુઃખ, શોક અને ભયથી પીડાએલા અને દુઃખના નાશને ઇચ્છતા મનુષ્યોને પ્રદોષકાળમાં શિવપૂજન કલ્યાણ આપનાર છે. દુર્બુદ્ધિ, નીચ, મંદભાગ્ય અને કુડીઓ માણસ પણ પ્રદોષકાળમાં શિવપૂજન કરવાથી કષ્ટરહિત થાયછે. શત્રુઓ મારતા હોય, સર્પ કરડતા હોય, પર્વતો કચરી નાખતા હોય, સમુદ્ર ડુબાડી દેતો હોય, કાળદંડ કેકાર્ઇ ચુકયો હોય અને અનેક રોગની પીડા થઇ હોય તોપણ પ્રદોષમાં શિવપૂજન કરનાર મનુષ્યને કશી હરકત થતી નથી. શિવપૂજન કરવાથી દારિદ્રય, મરણ, દુઃખ અને પર્વત જેવો કરજનો બોજો તરત મટી જઇને સંપત્તિ પ્રાપ્ત થાયછે. આ વિષયમાં મહાપવિત્ર જુનો ઇતિહાસ કહુંછું કે જે સાંભળવાથી મનુષ્યો કૃતાર્થપણું પામેછે. વિદર્ભદેશમાં સર્વ ધર્મમાં પ્રીતિ રાખનાર, ધીર સારા સ્વભાવનો અને સાચી પ્રતિજ્ઞાવાળો સત્યરથ નામનો રાજા હતો, ધર્મથી અને સુખથી પૃથ્વીનું રક્ષણ કરતાં તેણે ઘણો કાળ વીતી ગયો. પછી તે રાજાના દુર્મર્ષણ વગેરે બળવાન શાલ્વદેશના રાજાઓ શત્રુ થયા. કોઈ દિવસે જીતવાની ઈચ્છાથી એ શત્રુઓએ ઘણું સૈન્ય એકઠું કરી સત્યરથની નગરીને ઘેરી લીધી, પોતાની નગરીને ઘેરાયલી જોઈ સત્યરથ રાજા મોટું સૈન્ય લઈ તુરત યુદ્ધ કરવા નીકળ્યો. પાતાળમાં

નાગના રાજાને મદોન્મત્ત ગંધર્વો સાથે જેવું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ એ રાજાને બળવાન શત્રુઓ સાથે થયું. સત્યરથ રાજાએ દારૂણયુદ્ધ કર્યું, શત્રુઓનું સૈન્ય ઘણું કપાઈ ગયું તોપણ છેલીવારે તે લડાઇ માં મરાયો. એ મહારથી રાજા મરણ પામતાં યુદ્ધમાંથી બચેલા બાકીના યોદ્ધાઓ મંત્રિઓની સાથે ભાગી ગયા. લડાઇ બંધ પડી, શત્રુઓના મંત્રિઓ ગાજવા લાગ્યા, નગરી લુટતાં મોટો સોરબકોર થઇ રહ્યો, તે સમયમાં ઘણા શોકથી પીડાએલી સત્યરથ રાજાની એક સ્ત્રી તજવીજથી બાહાર નીકળી ગઇ. ગર્ભવતી, શોકથી તપેલી, અને રાતની નીકળેલી તે રાણી આથમણી દિશામાં ચાલી. સવારમાં ઘણો રસ્તો કાપી જતાં એક સુંદર તળાવ તેના જોવામાં આવ્યું. ઘણા તાપથી તપી ગએલી તે રાણી ત્યાં આવીને તળાવને કાંઠે એક સુંદર છાયાવાળા ઝાડની નીચે બેઠી. ત્યાં દૈવગતિથી એ નિર્જન સ્થાનમાં તેણે સારા મુહુર્તમાં પુત્ર જણ્યો. પછી તરસથી પીડાએલી તે રાણી પાણી પીવા તળાવમાં ઊતરી, ત્યાં એક મોટો ગ્રુડ તેને તાણી ગયો. માબાપ વગરનો અનાથ અને ભૂખ તરસથી પીડાએલો તે તુરતનો જન્મેલો બાળક ઉંચે સાદે રોવા લાગતાં સારા ભાગ્યે કોઇ બ્રાહ્મણની ઉત્તમ સ્ત્રી ત્યાં આવી નીકળી. જેણે એક વર્ષનો પોતાનો છોકરો તેડયો હતો એવી, નિર્ધન, વિધવા, ઘેર ઘેર માગતી ફરતી, અનાથ અને માગતાં માગતાં તે ઠેકાણે આવેલી એ ઉમા નામની અનાથ બ્રાહ્મણીએ તે રાજકુમારને દીઠો. જાણે આકાશમાંથી ખરી પડેલો સૂર્ય હોય તેવા તેજસ્વી એ અનાથ બાળકને રોતો જોઇ બ્રાહ્મણી વિચાર કરવા લાગી કે—આ આશ્ચર્ય મારા જોવામાં આવ્યું. જેની નાળ કપાઇ નથી એવો આ બાળક છે તે છતાં એની મા કયાં ગઇ હશે, બાપ નથી તેમ બીજો પણ કોઈ બંધુ નથી. આ અનાથ કંગાલ બાળક, ફક્ત ધરતી ઉપર

પડયો છે. આ ચંડાળનો, શદ્રનો, વૈશ્યનો. બ્રાહ્મણનો કે રાજાનો દીકરો હોય એ કેમ ખબર પડે? આ બાળકને લઇને મારા પોતાના પુત્રની પેઠે ઉછેરૂં પરંતુ આના કુળની ખબર નથી માટે અડાય કેમ, એવી રીતે તે વિચાર કરતી હતી ત્યાં સાક્ષાત્ સદાશિવે ભિક્ષુકના રૂપથી આવીને તેને કહ્યું કે તું મુંઝામાં હૃદયમાંથી સંશય કાહાડી નાખીને આનું પોષણ કર. આ બાળકને લીધે થોડા દિવસમાં તારૂં કલ્યાણ થશે. એટલું બોલીને તે ભિક્ષુક જતો રહેતાં વિશ્વાસવાળી તે બ્રાહ્મણી એ બાળકને લઇને પોતાને ઘેર જઇ ભિક્ષુકના વચનના વિશ્વાસ ઉપરથી એ રાજકુમારને પોતાના દીકરા પ્રમાણેજ દયાથી ઉછેરવા લાગી. એ ચક્ર નાગના સુંદર ગામમાં રહેતી હતી. ત્યાં ભીખ માગી માગીને તેણે પોતાના દીકરાને અને રાજકુમારને ઉછેરી મોટા કરયા. એ બન્ને જણને બ્રાહ્મણોએ સંસ્કાર કરયા, મોટા થયા, જનોઇ દેવાયું, નિયમ પાળવા લાગ્યા અને માની સાથે રોજ રોજ ભિક્ષા માગવા સારૂ ફરતા હતા. કોઇ દિવસે એ બે બાળકોની સાથે એ બ્રાહ્મણી ભીખ માગતી માગતી દૈવયોગથી શિવ મંદીરમાં ચાલી ગઇ. ત્યાં ઘણા વૃદ્ધ મુનિઓં બેઠા હતા, તેમાંથી **શાંડિલ્ય** નામના મુનિ એ બાળકોને જોઇને બોલ્યા કે અહો દૈવનું બળ વિચિત્ર છે અને કરેલું કર્મ ટળતું નથી. આ બાળક બીજી માના આશરા તળે ભીખેલા અન્નથી જીવે છે. આજ બ્રાહ્મણીને પોતાની મા માનીને બ્રાહ્મણના છોકરા સાથે બ્રાહ્મણ બની ગયોછે. એવી રીતિ શાંડિલ્ય મુનિનું બોલવું સાંભળી તે બ્રાહ્મણીએ વિસ્મય પામી પ્રણામ કરી સભાની વચમાં પુછયું કે હે મહારાજ ! ભિક્ષુકના કહેવાથી આ બાળકને હું ઘેર લાવી છું. કુળની ખબર પડી નથી તોપણ આજ દિવસ સુધી પુત્રની પેઠે પોષણ કરૂંછું આ બાળક ક્યા કુળમાં જન્મ્યો છે ! એનાં મા અને બાપ કોણ ! એ

સઘળું આપની પાસેથી જાણવાને ઇચ્છું છું. એ પ્રમાણે તે બ્રાહ્મણીએ પુછતાં મુનિએ જ્ઞાનદષ્ટિથી જોઇને આ બાળક વિદર્ભદેશના રાજાનો પુત્ર છે, એનો પિતા યુદ્ધમાં મરણ પામ્યો છે અને એની માને ઝુડ તાણી ગયો છે, એ પ્રમાણે સઘળી વાત કહી દેખાડી. તે બ્રાહ્મણીએ વિસ્મય પામીને વળી પુછ્યું કે એ રાજા સર્વ વૈભવનો ત્યાગ કરી યુદ્ધમાં કેમ મુવો ? આ બાળકને દારિદ્રય કેમ આવ્યું ? આ પાછો દારિદ્રયમાંથી છુટીને રાજ્ય કેમ પામે ? એ સઘળું કહો અને આ મારો પુત્ર ભીખેલા અન્નથી જીવે છે તેનું દારિદ્રય શી રીતે મટે ? એ પણ આપ ઉપદેશ કરો, શાંડિલ્ય મુનિ બોલ્યા કે આ બાળકનો બાપ વિદર્ભદેશનો રાજા પૂર્વજન્મમાં પંડુદેશના રાજાઓમાં શ્રેષ્ઠ હતો સર્વ ધર્મને જાણનાર અને સઘળી પૃથ્વિને પાળનાર એ રાજા કોઈ દિવસે પ્રદોષકાળમાં શિવપૂનજ કરતો હતો. ત્યાં સઘળા ગામમાં ઊઠેલો મોટો કોલાહલ સાંભળી શિવપૂજન મુકી દઇ શહેરમાં ગડબડ ઉઠવાની શંકાથી રાજમહેલમાંથી બહાર નીકળ્યો. તેટલામાંજ તેના મહાબળવાન કારભારીએ ખંડીઓ રાજા જે શત્રુ થયો હતો તેને પકડીને હાજર કર્યો. એટલે રાજાએ ક્રોધ કરી તેનું માથું કપાવી નાખ્યું પછી પોતે પોતાનો નિયમ પુરો થયો નહતો તોપણ શિવપૂજન અધુરૂં મુકી રાતનો તેમને તેમ જમ્યો. અને તેનો દીકરો પણ મૂઢ અને મદોન્મત્ત હતો તે પણ તે પ્રમાણેજ કરી શિવપૂજન કર્યા વિના સુઇ રહ્યો. એ રાજા બીજા જન્મમાં વિદર્ભદેશનો રાજા થયો પણ શિવપૂજનમાં વિઘ્ન પાડવાને લીધે શત્રુઓએ તેને ભોગ ભોગવતાં અધવચજ મારી નાખ્યો. પૂર્વજન્મમાં જે તેનો દીકરો હતો તેજ પાછો આ જન્મમાં તેનો દીકરો થયો પણ શિવપૂજાનું ઉલ્લંઘન કરવાથી દારિદ્રિય પામ્યો છે. આની માએ પૂર્વ જન્મમાં કપટથી પોતાની શોકયને મારી નાખી હતી તે પાપથી આ જન્મમાં તેને ઝુડે મારી નાખી, એ

પ્રમાણે આ સર્વેની હકીકત મેં તારી પાસે કહી. શિવપૂજન ન કરવાથી મનુષ્યો દારિદ્રપણું પામે છે. સત્ય, પરલોકનું કલ્યાણ, અને વેદાંતનું તત્વ કહુંછું કે આ ભયંકર સંસારને પામી ઇશ્વરના ચરણારવિંદની સેવા કરવી એજ સાર છે. જેઓ પ્રદોષસમયમાં શિવનું પૂજન કરતા નથી અને બીજાઓએ પૂજેલા શિવને નમતા નથી તેમજ શિવકથાને કાનરૂપી પડીઆથી પીતા નથી, એ મૂઢલોકો જન્મોજન્મમાં દરિદ્રી થાય છે. પ્રદોષસમયમાં એકાગ્રચિત્તે જેઓ શંકરના ચરણારવિંદની પૂજા કરે છે, તેઓ આ લોકમાંજ નિરંતર વધતા આવતાં ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર અને સૌભાગ્યની સંપતિથી સર્વોત્તમ થાય છે. કૈલાસપર્વતમાં ત્રણે લોકનાં માતાજી એવાં પાર્વતીને સુવર્ણ અને રત્નના આસનપર બેસાડી પ્રદોષસમયમાં મહાદેવ જ્યારે નાચ્ય કરવાને ઇચ્છે છે ત્યારે સર્વે દેવતાઓ તેમની સેવામાં લાગી જાય છે. સરસ્વતી, વીણા બજાવે છે, ઇંદ્ર વાંસ વગાડે છે બ્રહ્મા કાંશીઆ વગાડે છે, લક્ષ્મીજી ગાયનના પ્રયોગ કરે છે, વિષ્ણુ મૃદંગ બજાવે છે અને બીજા ચારે કોર ઉભા રહે છે. ગંધર્વ, યક્ષ, પક્ષી, સર્પ સિદ્ધ, સાધ્ય, વિદ્યાધર, મોટા દેવતાઓ, અપ્સરાઓ, ભુત અને જેઓ ત્રૈલોક્યમાં રહેનારા છે તે સઘળા પ્રદોષસમયમાં મહાદેવની પાસે હાજર થાય છે એટલા માટે પ્રદોષકાળમાં એક શિવજ પૂજવા યોગ્ય છે બીજા વિષ્ણુ અને બ્રહ્માદિક નહીં. કેમકે મહાદેવનીજ વિધિથી પૂજા કરવાથી સઘળા મોટા દેવતાઓ પ્રસન્ન થાય છે. આ તારો દીકરો પૂર્વજન્મમાં ઉત્તમ બ્રાહ્મણ હતો તેણે દાન લઇ લઇને આખી અવસ્થા કહાડી હતી, યજ્ઞવગેરે સારાં કર્મ કર્યાં નહીં હતાં. એટલા માટે દારિદ્રપણું પામ્યો છે, તો તે દોષ મટાડવાને વાસ્તે હવે મહાદેવને શરણે જવું જોઇએ.

अतोदारिद्र्यमापन्नःपुत्रस्तेद्विजभामिनि ।
तद्दोषपरिहारार्थंशरणंयातुशंकरम् । ८० ।

એવી રીતે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો प्रदोषमहिमावर्णन એવા નામનો છઠ્ઠો અધ્યાય પુરો થયો.

---

# अध्याय सातमो.

सूतउवाच॥इत्युक्त्वामुनिनासाध्वीसाविप्रवनिता-
पुनः॥ तंप्रणम्याथपप्रच्छशिवपूजाविधेःक्रमं॥१॥

સૂત કહે છે કે—એ પ્રમાણે મુનિનું બોલવું સાંભળી તે બ્રાહ્મણીએ પ્રણામ કરી પછી તેને શિવપૂજનના વિધિનો ક્રમ પુછ્યો. શાંડિલ્ય બોલ્યા કે—બન્ને પખવાડીઆમાં તેરસને દિવસ વગર જમ્યા રહીને સૂર્ય આથમવાને ત્રણ ઘડીની વાર હોય ત્યારે નાહાવું, ધોળાં વસ્ત્ર પેહેરી, ધૈર્ય, મૌન અને નિયમ રાખી સંધ્યા અને ગાયત્રીજપ કરી શિવપૂજનનો આરંભ કરવો. દેવની પાસે તાજા પાણીથી સારી રીતે લીંપી ધોએલાં વસ્ત્ર વગેરેથી સુંદર મંડપ બનાવવો. તે મંડપને ચંદરવા વગેરેથી અને ફળ ફૂલ તથા નવા [1]અંકુરથી શણગારી તેમાં પચરંગી વિચિત્ર કમળ ચીતરવું. પછી તેમાં ભક્તિસહિત શુભ આસનપર બેશી, પૂજાની સર્વ સામગ્રી સારી રીતે ભેળી કરી, પવિત્ર થઈ, વેદોક્ત મંત્રથી [2]પીઠનું [3]આમંત્રણ કરવું, પછી દેહશુદ્ધિ અને

---

૧ ઝાડના ફૂટતા કોંટા. ૨ શિવલિંગનું આસન. ૩ પ્રાર્થના.

ભૂતશુદ્ધિ ઈત્યાદિક ક્રમ પ્રમાણે કરી ૪બિંદુસહિત બીજમંત્રના અક્ષરથી ત્રણ પ્રાણાયામ કરવા. વિધિસહિત ૫માતૃકાન્યાસ કરી. સદાશિવનું ધ્યાન કરવું. માતૃકા પુરી કરી, સદાશિવનું ધ્યાન કરી, ડાબા ભાગમાં ગુરૂને નમસ્કાર કરી જમણા ભાગમાં ગણપતિને નમસ્કાર કરવા. બે ખભા અને બે સાથળમાં, નાભિમાં અને બે પડખામાં ધર્માદિકનો, અધર્માદિકનો અને અનંતાદિકનો ન્યાસ કરી હૃદયના પીઠમાં મંત્રનો ન્યાસ કરવો. આધારશક્તિથી માંડીને જ્ઞાનાત્માસુધી કહેલા ક્રમથી ન્યાસ કરી શુદ્ધ કરેલા અને નવશક્તિમય સુંદર હૃદયમાં સદાશિવનું ધ્યાન કરવું. કરોડ ચંદ્રમા જેવા, ત્રણ નેત્રવાળા, મુકુટમાં ચંદ્રને ધરનાર, પીંગળી જટાવાળા, રત્નના મુકુટથી શોભત, નીલકંઠ, સુંદર અંગવાળા, સર્પના હારથી શોભતા, વર તથા અભયને હાથમાં રાખતા, ફરશીને ધરનાર, સર્પના કંકણ બાજુબંધ તથા વીંટીને પેહેરનાર, વાઘના ચામડાને પેહેરનાર અને રત્નના સિંહાસનપર બેઠેલા સદાશિવનું ધ્યાન કરી તેમના ડાબા ભાગમાં પ્રફુલ્લિત જાસુદના ફુલ સરખી કાંતીવાળાં, ઉગતા સૂર્યની પેઠે શોભતાં, વીજળીના પુંજ જેવા, મન તથા નેત્રને આનંદ પમાડનાર, મુકુટમાં બાલચંદ્રને ધરનાર, સ્નેહયુક્ત, શ્યામ અને વાંકા કેશવાળાં, ભ્રમરોના સમૂહની પેઠે શોભતાં, મણિમય કુંડળથી સુશોભિત મેહોડાવાળાં, અરીસા જેવા કપોલ ઉપર જેણે નવું કેશરી ચંદન લગાવેલ છે એવાં, સુંદર મંદહાસ્યથી શોભતાં, લાલ હોઠવાળાં, શંખ સરખી ડોકવાળાં, જેનાં સ્તન નીકળતી કમળની કળી સમાન છે એવાં, પાશ, અંકુશ, અભય અને વરથી શોભતાં ચાર હાથવાળાં, અનેક રત્નથી શોભતાં કંકણ અને વીંટી ધરનારાં, જેની સોનાની કટિમેખલા ત્રણ વળીથી શોભે છે એવાં, રાતાં ફુલ અને વસ્ત્રને ધ-

---

૪ અનુસ્વાર. ૫ સ્વર અને વ્યંજન અક્ષરોના ન્યાસ.

રનાર દેવતાઇ ચંદનના લેપનવાળાં, લોકપાલ દેવતાની સ્ત્રીયો જેના ચરણમાં માથાં નમાવ છે એવાં, રત્નના સિંહાસનપર બેઠેલા, અને મોટા નાગના ઘરેણાંવાળીાં પાર્વતીજીનું ધ્યાન કરવું, એ પ્રમાણે મહાદેવનું અને પાર્વતીનું ધ્યાન કરી અને ન્યાસના ક્રમ પ્રમાણે ચંદન વગેરેથી સદાશિવનું પૂજન કરી, પાંચ મંત્રથી ન્યાસના સ્થાનકોમાં અથવા હૃદયમાં જુદી જુદી પુષ્પાંજલિ કરવી અને મૂલમંત્ર હૃદયમાં ત્રણ પુષ્પાંજલિ કરવી. પછી મૂલમંત્રથી પોતે શિવરૂપ થઇ ફરીવાર બહારના પીઠમાં ક્રમ પ્રમાણે દેવની પૂજા કરવી. પૂજાનો આરંભ કરતાં સાવધાન પણાથા સંકલ્પ બોલવો. પછી હાથ જોડી હૃદયમાં સ્તુતિ કરવી. હે શંકર! કરજ. પાપ, દુર્ભાગ્ય. દારિદ્રય, અને સર્વ પાપને મડાડવાને વાસ્તે મારા ઉપર કરૂણા કરો, દુઃખ અને શોકના અગ્નિથી તપી રહેલ, સંસારના ભયથી પીડાએલ, ઘણા રોગથી વ્યાકુળ અને રાંક જે હું તેની રક્ષા કરો. હે દેવ! હે મહાદેવ! હે ભય આપનાર, આ મેં આપની પૂજા કરી છે તેને પાર્વતી સાથે ગ્રહણ કરો. એ પ્રમાણે સંકલ્પ કરી વિધિ સહિત બાહારલી પૂજા કરવી. ડાબી અને જમણીકોર ગુરૂનું અને ગણપતિનું પૂજન કરવું. ઇશાન ખુણામાં ક્ષેત્રપાળનું પૂજન કરવું તે પછી અનુક્રમથી વાસ્તોષ્પતિ, સરસ્વતી અને કાત્યાયનીનું પૂજન કરવું જેઓની અંતે **નમઃ** પદ આવે એવા સ્વરથી ઇશાન વિગેરે ખુણાઓમાં આસનના માયારૂપ એવા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની અનુક્રમથી પૂજા કરવી. અનુસ્વાર અને વિસર્ગથી અધર્મ, અજ્ઞાન અવૈરાગ્ય અને અનૈશ્વર્ય કે જે ઇશ અને ઉપલાં રૂપ છે તેને ચારે દિશામાં પૂજવાં અને મધ્યમાં તારક સહિત અનંતની પૂજા કરવી. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ કે જે તાંતણારૂપ છે તેનો પીઠમાં ન્યાસ કરવો. તે પછી ઉપલા ભાગમાં માયા, લક્ષ્મી

અને શિવની પૂજા કરવી. તેને અંતે પાનડાં, અને કેસરોથી ધેરા ઓલ એવાં કમળરૂપ ત્રણ મંડળ કરવાં તેમાં ક્રમ પ્રમાણે અક્ષ-રોથી ત્રણ કમળની અને મધ્યમાં મંડપની પૂજા કરવી. વામા, જ્યે-ષ્ઠા અને રૌદ્રી એઓની ભાગ પ્રમાણે દિશાઓમાં પૂજા કરવી નવ-સ્વર સહિત વામા ઇત્યાદિક નવ શક્તિઓની પૂજા કરવી, હૃદયમાં ત્રણ બીજવાળા પીઠ મંત્રથી પણ પૂજન કરવું. આ વૃત્તિ કરેલા પે હેલાં અંગ. પંચમૂર્તિ શક્તિ, ત્રિમુતિ શક્તિ, એ નિધિ સહિત બી-જા અનંતાદિક, માતૃગણ, નંદી આદીક, અણિમા ઇત્યાદિક સિદ્ધિ-ઓ અને આયુદ્ધસહિત ઇંદ્રાદિક એઓને પૂજવા. વૃષભ ક્ષેત્રપાલ, ચંડેશ, દુર્ગા સ્કંદ, નંદી, ગણેશ અને સેનાપતિ, એઓને પોતપો-તાની દીશાનીઓ સહિત સ્થાપવા. અણિમા. મહિમા, ગરિમા, લ-ઘિમા, ઇશિત્વ, વશિત્વ, પ્રાપ્તિ અને પ્રકામ્ય એ આઠ સિદ્ધિઓ કેવળ તેજોરૂપ છે. પ્રથમ હલ્લેખાદિક પાંચ મંત્રથી ઉમાદિક અને ઇંદ્રાદિક અંગોથી ક્રમ પ્રમાણે મુનિઓએ પૂજા કહી છે. ઉમા અને ચંડેશ્વરા દિકની પૂજા ઉત્તર દિશાથી માંડીને કરવી. એ પ્રમાણે આવરણવા ળા પાર્વતી સહિત તેજોરૂપ સદાશિવની પંચામૃત વગેરે ઉપચારોથી પૂજા કરવી. રૂદ્રસુક્તના મંત્રો ભણતાં ભણતાં, સ્થાપેલા શંખના જળથી અને પંચામૃતથી સદાશિવને નવરાવી, અનેક મંત્રોથી આ-સન વગેરે સામગ્રીની કલ્પના કરવી. સોનાનું અને દિવ્ય વસ્ત્રવાળું આસન કલ્પવું. આઠ ગુણવાળું અર્ધ્ય અને શુદ્ધ જળથી પાદ્ય ક-લ્પવું. તેથીજ આચમન અને મધુપર્ક દેવાં. ફરીવાર આચમન દઇ મંત્રથી સ્નાન કરાવવું. જનોઈ વસ્ત્ર ઘરેણાં અને આઠ અંગ-વાળું પવિત્ર ચંદન ચડાવવાં. પછી બીલી, મંદાર. જાતજાતના ક-મળ, ધંતુરો, કણેર, ચણપુષ્પ, મલ્લિકા, દર્ભ, અવડો, તુલસી, માધવી ચંપક વગેરે. ભોરીંગણીનાં ફુલ અને કરવીર એઓમાં જે

મળી આવે તે અને બીજાં પણ અનેક પ્રકારનાં સુગંધી ફુલો ચ-ડાવવાં. કાળી અગરનો ધૂપ અને નિર્મળ દીવો કરવો. પછી ઘી અને અથાણા સહિત દુધપાકનું નૈવેદ્ય ધરવું તે નૈવેદ્યમાં લાડુ, પુડલા, શાકર, ગોળ, મધ, દહીં અને જલપાન પણ સાથે જોઇએ. શાસ્ત્ર અને ગુરૂના વચન પ્રમાણે મંત્રથી શુદ્ધ કરેલા અગ્નિમાં એનાએંન્ટ હવિષ્ય પદાર્થથી હોમ કરવો. શંકરને નૈવેદ્ય ધરી પાનબીડું, ધૂપ, આરતી, સુંદર છત્ર અને ઉત્તમ અરીસો એ બધા પદાર્થો વેદોક્ત અને તંત્રોક્ત મંત્રથી અર્પણ કરવાં. પણ પૂજન કરનાર અશક્ત અને નિર્ધન હોય તો તેણે પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવી. ભ-ક્તિથી માત્ર ફુલ ચડાવીએ તોપણ શંકર પ્રસન્ન થાયછે. એ પ્રમા-ણે કરયા પછી અંગરૂપ એવા ગણપતિ વગેરે સર્વની પૂજા કરવી. અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી સાષ્ટાંગ નમસ્કાર કરવા. તે પછી ચંડે-શ્વર વગેરે નવ દેવને પ્રદક્ષિણા કરી અને વિધિસહિત પૂજાનું અ-ર્પણ કરી શંકરની પ્રાર્થના કરવી કે—હે દેવ ! હે જગતના નાથ ! હે શંકર ! હે અવિનાશી ! હે સર્વ દેવતાઓના અધિપતિ ! હે સર્વ દેવતાઓએ પૂજેલ ! હે સર્વ ગુણ થકી ન્યારા ! હે સર્વ વરદાન દે-નાર ! હે નિત્ય ! હે નિરાધાર ! હે વિશ્વંભર ! હે અવ્યય ! હે જગ-તમાં એક જાણવા યોગ્ય ! હે ઈશ ! હે મોટા નાગના ઘરેણાંવાળા ! હે પાર્વતીના પતિ ! હે શંભુ ! હે ચંદ્રના અર્ધભાગને મુકુટમાં ધ-રનાર ! હે કરોડો સુરજ સરખા તેજવાળા ! હે અપાર ગુણના આ-શ્રયરૂપ ! હે રૂદ્ર ! હે ભયંકર નેત્રવાળા ! હે વિચારમાં ન આવો એવા ! હે નિરંજન ! હે સંસારરૂપી દુસ્તર સમુદ્રમાંથી કાહાડનાર! હે પ્રભુ ! જય જય જય જય. હે પરમેશ્વર ! હે મહાદેવ ! હું કે જે સંસારથી પીડાઇને ખેદ પામુંછું તેથી સંસારનો ભય મટાડીને રક્ષા કરો. મોટા દારિદ્રયમાં ડુબેલ, મોટા પાપથી દુઃખી થએલ, મોટા

શોકથી હેરાન થએલ, મોટા રોગથી આતુર, કરજના બોજાથી ઘેરાએલ, કર્મથી બળતો અને ગ્રહોથી પીડાતો એવો જે હું તેના પર કૃપા કરો. નિર્ધન માણસ હોય તેણે પૂજા થઈ રહ્યા પછી એ પ્રમાણે શંકરની પ્રાર્થના કરવી અને ધનવાન અથવા રાજા હોય તેણે નીચે પ્રમાણે પ્રાર્થના કરવી. હે શંકર તમારી કૃપા થકી મને લાંબું આયુષ્ય, નિરંતર આરોગ્ય, ભંડારની વિદ્ધિ, બળની સરસાઈ અને નિત્ય આનંદ થાજો. શત્રુઓનો ક્ષય થાજો. પ્રજા, રાજી રેહેજો ચોર નાશ પામજો. દેશમાં સર્વે લોકો દુઃખરહિત થાજો, પૃથ્વીમાં દુકાળ અને શત્રુનો સંતાપ મટી જજો. સર્વ ધાન્યોની સમૃદ્ધિ થાજો અને સર્વ દિશા સુખ આપનારી થાજો. એ પ્રમાણે પ્રદોષકાળમાં શંકરનું આરાધન કરવું. પછી બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપી રાજી કરવા. સર્વ પાપનો ક્ષય કરનાર, સર્વ દારિદ્રયનો નાશ કરનાર અને સર્વ મનોરથને આપનાર એ સદાશિવની પૂજાનો વિધિ મેં તારી પાસે કહ્યો. એક શિવના દ્રવ્યનું હરણ કરવાના પાપવિના બાકી સઘળાં પાપ અને ઉપપાપોને શિવની પૂજા મટાડી નાખે છે. પુરાણોમાં અને ધર્મશાસ્ત્રોમાં પણ બ્રહ્મહત્યા વગેરે પાપનાં નિવારણ જોવામાં આવે છે પણ શિવના દ્રવ્યને હરનારનું નિવારણ જોવામાં આવતું નથી. ઘણું શું કહું ! ! અરધા શ્લોકમાંજ કહુંછું કે શિવપૂજન સેંકડો બ્રહ્મહત્યાને પણ મટાડે છે. આ પ્રદોષકાળના શિવપૂજનનો વિધિ મેં કહ્યો એ સર્વે પ્રાણીઓથી છાનોછે, એમાં સંશય નથી. આ બાળકોએ પણ એ પ્રમાણે શિવપૂજન કરવું એટલે એક વર્ષમાંજ સિદ્ધિ થશે. એવી રીતે શાંડિલ્યમુનિનું વચન સાંભળી તે બ્રાહ્મણી એ બે બાલકોની સાથે મુનિને પગે લાગી. બ્રાહ્મણી બોલી કે—આપના દર્શનમાત્રથી હું આજ કૃતાર્થ થઇછું અને આ બે બાળકો આપનેજ શરણે છે. આ મારા પુત્રનું નામ

શુચિવ્રત છે અને રાજકુમારનું નામ ધર્મગુપ્ત પાડયું છે. આ બે બાળક અને હું આપના ચરણના દાસ છીએ. અમને આ ભયંકર દારિદ્રયરૂપી સમુદ્રમાંથી કાહાડો. એ પ્રમાણે શરણ થએલી બ્રાહ્મણીને અમૃત જેવાં વચનથી ધીરજ આપી શાંડિલ્ય મુનિએ તે બન્ને બાળકોને શિવપૂજન કરવાના મંત્રનો ઉપદેશ કર્યો. મુનિએ ઉપદેશ કરેલા તે બે બાળક અને તે બ્રાહ્મણી તેને પગે લાગી રજા લઈ શિવમંદિરમાંથી ગયાં, ત્યાંથી માંડી તે બે બાળકો મુનિના ઉપદેશથી પ્રદોષમાં શંકરનું પૂજન પ્રેમથી કરવા લાગ્યા. એ પ્રમાણે પૂજન કરતાં તેઓને ચાર મહીના સુખેથી વીતી ગયા. કોઇ દિવસ રાજકુમાર વિના એકલો નાહાવા ગએલો બ્રાહ્મણનો પુત્ર નદીને કાંઠે ઘણી રમત કરવા લાગ્યો. ત્યાં તેણે ધોધ પડવાથી ફાટીગએલી ભીંપરમાં ઝમકતો એક નાણાંનો કલસો દીઠો તે જોઈ જલદી ત્યાં આવી હરખ પામી, આ દેવે આપ્યું એમ માની, માથે ઉપાડીને ઘેર આવ્યો. ઉતાવળો આવી, તે કલસાને ઘર પાસે મુકી, માને કહેવા લાગ્યો કે—મા ! મા ! સદાશિવે દયા કરીને આ કલસો દેખાડયો છે તે તું જો. પછી વિસ્મય પામેલી અને શિવપૂજનને માન દેતી તે બ્રાહ્મણીએ રાજપુત્રને બોલાવી અને પોતાના પુત્રને વખાણીને કહ્યું કે– હે દીકરાઓ ! મારી આજ્ઞા માનીને આ નાણાંના કલશને તમે બન્નો જણા સરખે ભાગે વેહેંચી લીઓ. એ પ્રમાણે માનું વચન સાંભળી બ્રહ્માણનો પુત્ર રાજી થયો. પણ રાજકુમાર શિવપૂજનમાં વિશ્વાસ રાખીને બોલ્યો કે–હે મા ! તારા દીકરાના પુણ્યથીજ આ ધન આવ્યુંછે એટલે તેમાંથી વેહેંચી લેવાની મારી ઇચ્છા નથી. એને પોતાના પુણ્યથી મળ્યું તે પોતેજ ભોગવે અને એને જેણે આપ્યું તેજ સદાશિવ મારા ઉપર પણ કૃપા કરશે. પછી તે પ્રમાણે અને તે ઘરમાંજ પરમ આનંદથી શિવપૂજન કર-

તાં તેઓને એક વર્ષ નીકળી ગયું. પછી એક દિવસ એ રાજકુમાર તે બ્રાહ્મણના પુત્રની સાથે વસંતઋતુમા વનમાં રમતો હતો ત્યાં કોઈ વનમાં છેટે નીકળી જતાં સેંકડો ગંધર્વની કન્યાઓ રમતી હતી તે તેઓના જોવામાં આવી. રૂપાળી અને મનોહર રીતે રમતી એ કન્યાઓને છેટેથી જોઇને બ્રાહ્મણના પુત્રે રાજકુમારને કહ્યું કે-અહીંથી આપણે આગળ ન જવું, કેમકે ત્યાં સ્ત્રીઓ રમે છે. નિર્મળ અંતઃકરણના ડાહ્યા પુરૂષોએ સ્ત્રીઓના પાસે જવું નહીં કપટ કરનારી. ધન તથા જુવાનીથી છકેલી અને કાલાવાલામાં ચતુર એવી સ્ત્રીઓ પુરૂષને મોહ કરી દીએ, માટે ધર્મવાળા સિદ્ધાને અને વિશેષે કરી બ્રહ્મચારીએ સ્ત્રીઓની પાસે જવું નહીં અને તેઓની સાથે બોલવું પણ નહીં. એટલા માટે સ્ત્રીઓ રમે છે ત્યાં હુ નહીં જાઉં. એમ કહી એ બ્રાહ્મણનો પુત્ર તો છેટેજ ઉભો રહ્યો. અને રાજકુમાર ગમ્મત જોવાની ઇચ્છાથી એકલોજ નિર્ભય થઇને ત્યાં ગયો. ત્યાં એ કન્યાઓમાંની એક કન્યા રાજકુમારને આવતો જોઇ મનમાં વિચાર કરવા લાગીકે—અહો ! રૂપાળો. હાથીના જેવી ચાલવાળો, શોભાના સમુદ્ર જેવો, લીલાથી ચપળ અને મોટી આંખોવાળો, મધુર અને મંદ હસવાવાળો, કામદેવ જેવો અને કોમળ શરીરવાળો આ જુવાન કોણ હશે ? એ પ્રમાણે વિસ્મય પામેલી તે કન્યાએ સઘળી સખીઓ સામું જોઇને કહ્યુંકે–હે સખીઓ ! અહીંથી નજદીક ચાંપા આસોપાલવ, પુન્નાગ અને બોલસરીના વિચિત્ર ફૂલવાળું એક ઉત્તમ વન છે, ત્યાં જઇ તમે ઘણાં ફૂલ વીણી આવો ત્યાં સુધી હું અંહી ઉભી છું. એ પ્રમાણે કેહેવાથી તે સખીઓ બીજા વનમાં ગઇ અને તે ગંધર્વની દીકરી રાજકુમાર સામી નજર કરીને ઉભી રહી. પાતળી. જુવાન અને તીલોત્તમા અપ્સરા કરતાં પણ વધારે રૂપાળી તે કન્યાને જોઇ જે-

નાં નેત્ર પ્રફુલ્લિત થયાંછે એવો રાજકુમાર તેની પાસે આવ્યો અને દૈવયોગે કરી કામદેવના બાણુથી વીંધાઇ ગયો. તે ગંધર્વની કન્યાએ પણ ઉઠીને રાજકુમારને પાનડાનું આસન આપ્યું. તેના રૂપ અને ગુણથી ધીરજ મટીને જેના ઇંદ્રિયો વ્યાકુલ થયાંછે એવી તે કન્યાએ તેને સત્કાર સહિત બેસાડી પાસે આવીને પુછ્યું કે-હે કમલની પાંખડીસરખી આંખોવાળા ! તમે કોણછો ! કયા દેશથી અહીં આવ્યાછો અને કોના પુત્ર છો ? એમ પુછવાથી રાજકુમારે સઘળું કહી દેખાડયું. હું વિદર્ભ દેશના રાજાનો દીકરો છું. માતાપિતા મરી ગયાં છે, શત્રુઓએ રાજ્ય લઇ લીધું છે અને હું પરદેશમાં આવી રહ્યોછું. પછી તેણે પણ એ કન્યાને પુછ્યું કે તું કોણ છો ? અંહીં તારે શું કામ છે ? અને કોની દીકરી છો ? તું મનમાં શો વિચાર કરે છે અને શું બોલવાની ઇચ્છા કરે છે ? એ પ્રમાણે પુછવાથી તે બોલી કે-કોદ્રવિક નામે એક ગંધર્વોનો મુખી છે તેની હું દીકરી છું અને મારૂં નામ અંશુમતી છે. તમને આવતા જોઇ તમારી સાથે વાતચિત કરવાની ઉમેદથી સઘળી સખીઓને મુકી એકલી ઉભી છું સઘળી ગાયન વિદ્યાઓમાં મારા જેવી કોઇ નથી. મને મળવાથી સઘળી ચતુર સ્ત્રીઓ રાજી થાય છે, સર્વ કળામાં ચતુર અને સર્વના મનની વાત જાણનારી હું તમારી ઇચ્છા જાણી ગઇ છું કે તમારૂં મન મારામાં લાગ્યું છે. તેમ દૈવયોગથી મારૂં મન પણ તમારામાં લાગ્યું છે, માટે હવે પછી આપણો સ્નેહ નહીં તુટવો જોઇએ. એ પ્રમાણે ગંધર્વ કન્યાએ સ્નેહથી તેની સાથે વાતો કરી પોતાના સ્તન ઉપરનો મોતીનો હાર તેને આપ્યો. એ હારને લઇ સ્નેહથી વ્યાકુલ થએલા તે રાજકુમારે આનંદમાં ડુબી ગએલી તે કન્યાને કહ્યું કે-હે પ્યારી ! તેં સાચું કહ્યું તોપણ હું એક વાત પુછું છું. હું કે જે રાજ્યભ્રષ્ટ અને નિર્ધન છું તેને વરવાને તું કેમ ઇચ્છેછે ?

તારો પિતા જીવેછે તે છતાં તેની આજ્ઞાનું ઉલંઘન કરી મરજીમાં આવે તેવું આચારણ કરવાને તું કેમ ધારે છે ? એ પ્રમાણે તેનું બોલવું સાંભળી એ કન્યા હસીને બોલી કે–કાંઇ ચિંતા નહિ. હું તમારી મરજી પ્રમાણેજ કરીશ. મજા જોજો. હે કાંત ! હમણાં તમે ઘેર જાઓ અને પરમદીવસ સવારે પાછા અહિં આવજો, સાચેસાચું કામ છે. એ પ્રમાણે કહીને તે રૂપાળી કન્યા સખીઓ આવવા લાગવાથી ત્યાંથી ખસી ગઇ અને તે રાજકુમાર પણ હરખથી બ્રાહ્મણના પુત્ર પાસે આવી સઘળી વાત કરી, તેની સાથે પોતાને ઘેર ગયો. પાછો ત્રીજે દિવસે રાજકુમાર એ કન્યાએ બતાવેલા ઠેકાણા પર આવ્યો ત્યાં એ કન્યા અને તેનો બાપ ગંધર્વનો રાજા તેના જોવામાં આવ્યા. ગંધર્વના રાજાએ તે બન્ને કુમારોનો સત્કાર કરી આસનપર બેસાડી રાજ કુમારને કહ્યું. ગંધર્વ બોલ્યો કે–હે મોટા રાજાના પુત્ર ! હું પરમ દહાડે કૈલાસમાં ગયો હતો ત્યાં પાર્વતી સહીત સદાશિવનાં દર્શન કરયાં. ત્યાં સર્વે દેવતાઓ સાંભળે એવીરીતે કરૂણાના સમુદ્રરૂપ સદાશિવે મને બોલાવીને કહ્યું કે–ધર્મગુપ્ત નામનો કોઇ રાજકુમાર પૃથ્વીમાં છે તે દરદ્રી અને રાજભ્રષ્ટ છે. અને તેના બંધુઓને શત્રુઓએ મારીનાંખેલ છે. એ બાળક ગુરૂના વચનથી નિરંતર મારી પૂજામાં પ્રેમ રાખેછે. અને તે પૂજાના પ્રભાવથી તેના પૂર્વજો અહીં આવ્યાં છે. હવે શત્રુઓને મારી તે તેના રાજ ઉપર આવે એવી તું તેની સહાયતા કર. એ પ્રમાણે શંકરની આજ્ઞા માથે ચઢાવી હુ ઘેર આવ્યો ત્યાં આ મારી દીકરીએ પણ મારી ઘણી પ્રાર્થના કરી. એ સઘળી શંકરનીજ આજ્ઞા છે એમ જાણી આ દીકરીને સાથે લઇ વનમાં આવ્યો છું. આ અંશુમતી હું તમને આપુંછું. અને શિવની આજ્ઞા પ્રમાણે શત્રુઓને મારી નાખી તમને તમારા દેશમાં સ્થાપન કરીશ. તમારા શહેરમાં આની

સાથે દશ હજાર વર્ષ સુધી મન ગમતા ભોગ ભોગવી અંતે તમે સદાશિવના સ્થાનકને પામશો. ત્યાં સદાશિવની પાસે આજ દિવ્યદેહથી આ મારી કન્યા પણ તમનેજ પ્રાપ્ત થશે. એ પ્રમાણે એ ગંધર્વે રાજકુમારને કહી તે વનમાં પોતાની દીકરી સાથે પરણાવ્યો. પેરામણીમાં ઘણાં ઘણાં ઉત્તમ રત્નો. ચંદ્રમા જેવો મણી. પ્રકાશમાન મોતીના હારો, દેવતાઇ ઘરેણાં, લુગડાં, સોનાના સામાન, દશહજાર હાથી, એક લાખ કાળા ઘોડા. સોનાના હજારો મોટા રથ, બીજો એક દેવતાઇ રથ, ઇંદ્રધનુષ જેવું ધનુષ, હજારો શસ્ત્ર, જેમાંથી બાણ નખુટે એવા બે ભાથા, ત્રુટે નહીં એવું સોનાનું બખતર, શત્રુઓનો નાશ કરે એવી સાંગ અને દીકરીની ચાકરી કરવા વાસ્તે પાંચ હજાર દસીઓ તેમજ અનેક પ્રકારનાં ધન રાજીપાથી તેને આપ્યાં. વળી તેની મદદ કરવાને વાસ્તે એ ગંધર્વના રાજાએ હાથી, ઘોડા, રથ અને પ્યાદાવાળું મહા ભયંકર ગંધર્વોનું સૈન્ય તેને આપ્યું. એ પ્રમાણે તે રાજકુમાર મોટી લક્ષ્મી પામીને પ્યારી સ્ત્રીની સાથે પોતાના સુખથી રાજી થયો. ગંધર્વનો રાજા દીકરીનો યોગ્ય વિવાહ કરી વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો. પરણેલા ધર્મગુપ્તે ગંધર્વોની ફોજની સાથે પાછો પોતાને શહેર આવી શત્રુઓની સેનાને મારી. દુર્મર્ષણ નામના શત્રુને સાંગવતે મારી શત્રુના સૈન્યનો પ્રલય કરી, ગંધર્વોની સેના સાથે પોતાના નગરમાં આવ્યો. ત્યાં કારભારીઓ અને ઉત્તમ બ્રાહ્મણોએ પટ્ટાભિષેક કરતાં રત્નના સિંહાસન ઉપર બેસી નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો. તે બ્રાહ્મણીએ પોતાના પુત્રની પેઠે તેનું પોષણ કર્યું હતું તેજ તેની મા થઇ અને તેજ બ્રાહ્મણનો દીકરો તેનો ભાઇ થયો. ગંધર્વની કન્યાને પરણેલો તે વિદર્ભ દેશનો રાજા ધર્મગુપ્ત એ પ્રમાણે શંકરની પૂજા કરવાથી રાજ્યાસન પામ્યો. એ રીતે બીજાપણ જો પ્રદોષમાં શંકરનું આરાધન કરે તો મન

ગમતાં સુખ પામે અને મરણ પામ્યા પછી ઉત્તમ ગતિ પામે. સૂત કહેછે કે—આ પ્રદોષ કાળમાં શંકરનું પૂજન એ મોટું પવિત્ર વ્રત છે અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને પામવાનું ઉત્તમ સાધન છે. પ્રદોષમાં શંકરનું પૂજન કર્યા પછી જે માણસ આ અદ્ભુત પવિત્ર કથાને સાવધાનપણાથી સાંભળે અથવા સંભળાવે તેને સેંકડો જન્માંતરમાં પણ દારિદ્રય આવે નહીં અને જ્ઞાન તથા સંપત્તિ પામીને અંતે શિવલોકમાં જાય. આ અત્યંત દુર્લભ મનુષ્ય અવતાર પામીને જેઓ શંકરના ચરણનું સેવન કરેછે તેઓને ધન્ય અને પોતાના પુણ્યથી ત્રૈલોક્યને વશ કરનારા જાણવા અને તેઓના ચરણની રજ જગતને પવિત્ર કરે છે.

येप्राप्यदुर्लभतरंमनुजाःशरीरंकुर्वंतिहंतपरमेश्वर पादपूजां॥ धन्यास्तएवनिजपुण्यजितत्रिलोका स्तेषांपदांबुजरजोभुवनंपुनाति ॥ १६३ ॥

એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **પ્રदोष महिमा वर्णन** નામનો સાતમો અધ્યાય પુરો થયો.



# अध्याय आठमो.

सूतउवाच॥नित्यानंदमयंशांतंनिर्विकल्पंनिरामयं॥
शिवतत्वमनाद्यंतंयेविदुस्तेपरंगताः ॥ १ ॥

સૂત કહેછે કે—નિત્ય, આનંદમય, શાંત, ભેદ રહિત, ઉપદ્રવ રહિત અને આદિઅંત રહિત સદાશિવના તત્વને જેઓ જાણે તેઓ પરબ્રહ્મને પામ્યા સમજવા. સંસારના સુખથી વૈરાગ્ય પામીને જે ધીર પુરૂષો સદાશિવની નિષ્કામ ભક્તિ કરેછે તેઓને મુક્તિ થાય એમાં સંદેહ નથી. સંસારના સુખની કામના રાખીને જેઓ સદાશિવની ભક્તિ કરે તેઓ વિષયોગમાં મોહ નહીં પામતાં વિષયોના સુખને પણ ભોગવે છે. ગમે તેવા ભાવથી પણ શિવની ભક્તિ કરનાર માણસ ખરાબ થાય નહીં અને કાળે કરી મોક્ષ પામેજ. ભોગ અને મોક્ષ એ બન્નેની ઇચ્છા હોય તો ક્રમે કરીને શિવનું પૂજન કરવું અને એમ કરવાથી ભોગને અંતે મોક્ષ મળે છે. ઘણું કરીને વિષયની ઇચ્છા મુકીદેવાને કોઇ પણ સમર્થ નથી એટલા માટે ક્રમે કરીને શિવપૂજન કરે તો તે પૂજન પણ મનુષ્યોના મનોરથને પૂરે છે. આ ખોટા સંસારમાં પણ ઘણા દિવસ સુધી સુખ ભોગવી મરણ થયા પછી જેઓને મુક્તિની ઇચ્છા હોય તેઓને વાસ્તે એજ ધર્મ કહેલ છે. લોકમાં સદાકાળ શિવનું પૂજન સ્વર્ગ અને મોક્ષને આપે છે, તેમાં પણ પ્રદોષ વગેરે ગુણવાળા સોમવારના દિવસનું પૂજન વિશેષ ફળ આપે છે. એકલા સોમવારે પણ જેઓ શિવપૂજન કરે તેઓને આ લોક અને પરલોકમાં કાંઇપણ દુર્લભ રહેતું નથી. ઉપવાસ કરી પવિત્ર થઈ જિતેંદ્રિય રહી સોમવારને દિવસ વેદના અથવા પુરાણના મંત્રથી વિધિ સહિત શિવપૂજન કરવું. બ્રહ્મચારી, ગૃહસ્થ, કન્યા, સૌભાગ્યવતી કે વીધવા સ્ત્રી પણ શિવપૂજન કરવાથી મન ગમતું સુખ પામે છે. આ વિષયમાં પણ સાંભળનારને ગમે એવી કથા કહું છું કે જે સાંભળવાથી મુક્તિ મળે અને સદાશિવની ભક્તિ થાય. આર્યાવર્ત્ત દેશમાં ચિત્રવર્મા નામનો કોઇ રાજા હતો. તે ધર્મનું ધારણ કરનાર, પાપીઓને યમ-

રૂપ, ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરનાર, અવળે માર્ગે ચાલનારાઓને શિક્ષા કરનાર, સઘળા યજ્ઞોને કરનાર, શરણ ઇચ્છનારાઓનું રક્ષણ કરનાર, સઘળા પુણ્યોને કરનાર, સર્વ સમૃધિઓનો દેનાર, શત્રુઓને જીતનાર અને શિવ તથા વિષ્ણુનો ભક્ત હતો તે રાજાને પતિવ્રતા સ્ત્રીઓમાં મહા પરાક્રમી પુત્રો થયા અને ઘણા દિવસથી ઇચ્છેલી એક સુંદર દીકરી પણ આવી. સારાં ભાગ્યે દીકરી આવી તેથી હિમાલયનો જેમ પાર્વતી જન્મ્યાથી મનોરથ પૂર્ણ થયો હતો તેમ રાજાનો મનોરથ પૂર્ણ થયો અને એ રાજા પોતાને દેવતા બરાબર માનવા લાગ્યો. એ રાજાએ એક દિવસ સ્ત્રીઓના લક્ષણને જાણનારા પવિત્ર ઉત્તમ બ્રાહ્મણોને બોલાવી હરખથી કન્યાનું ભવિષ્ય ફળ પુછ્યું, તેઓમાંથી મોટો વિદ્વાન એક બ્રાહ્મણ બોલ્યો કે—હે રાજા! આ તમારી સીમંતિની નામની કન્યા પાર્વતીના જેવી સૌભાગ્યવાળી, દમયંતી જેવી રૂપાળી, સરસ્વતીના જેવી કળા જાણનારી, લક્ષ્મીના જેવી ગુણવાન, અદિતિના જેવી સારી પ્રજાવાળી. સીતા જેવી પતિવ્રતા. સુર્યની કાંતિ જેવી પ્રકાશતી, અને ચાંદનીની પેઠે લોકોને ગમે એવી થશે. દશ હજાર વર્ષ સુધી પતિનું સુખ ભોગવી, આઠ દીકરા જણી અંતે મોક્ષ પામશે. એ બ્રાહ્મણને રાજાએ ઘણું ધન આપ્યું અને તેની વાણીરૂપી અમૃતથી તેને મોટો સંતોષ થયો. પછી ધીરજવાન અને ઘણી કાંતિવાળો બીજો બ્રાહ્મણ બોલ્યો કે આ કુંવરી ચઉદમે વર્ષે વિધવા થશે. એ તેનું વજ્ર પડવા જેવું કઠણ વચન સાંભળી રાજા બે ઘડીવાર તો ચિંતાથી વ્યાકુળ થઇ ગયો પછી સર્વે બ્રાહ્મણોને રજા દઇ ભાવી હશે તે ખરૂં એમ ધારી તેણે ચિંતા મુકી દીધી તે સીમંતીનીએ પણ પોતે બાળક મટીને જુવાન થઇ ત્યારે પોતાની સખીના કહેવાથી પોતાનું વિધવાપણું થનારૂં જાણી, અત્યંત ખેદ પામી, વિચાર કરીને યાજ્ઞ-

હકય મુનિની સ્ત્રી મૈત્રેયીને પુછ્યું કે—હે મા ! ભયથી વ્યાકુળથઇને તમારા ચરણુને શરણે આવી છું માટે જેથી સૌભાગ્ય વધે એવા કર્મનો મને ઉપદેશ કરો. ત્યારે મૈત્રેયી બોલ્યાં કે–હે પુત્રિ ! શિવ અને પાર્વતીનું શરણુ લે. સોમવારને દિવસ યોગ્ય રીતે શિવ અને પાર્વતીની પૂજા કર, ઉપવાસ કરી, નાહી, સ્વચ્છ વસ્ત્ર પેહેરી, મૌન રાખી, નિશ્ચળ મનથી યથાયોગ્ય પૂજા કરી, બ્રાહ્મણોને જમાડી શિવને પ્રસન્ન કર. અભીષેક કરવાથી પાપનો ક્ષય; પીઠનું પૂજન કરવાથી ચક્રવર્ત્તીપણું; ચંદન, પુષ્પ અને અક્ષત ચડાવવાથી સઘળું સૌભાગ્ય સુખ, ધૂપ કરવાથી સુગંધિપણું; દીવો કરવાથી કાંતિ; નૈવેદ્ય ધરવાથી મોટું ભાગ્ય; પાન ધરવાથી લક્ષ્મી; અને નમસ્કાર કરવાથી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ મળે છે. આઠ મોટી સિદ્ધિ મળવાનું કારણ પણ જપજ છે. હોમ કરવાથી સર્વ સુખ અને સંન્યાસીઓને જમાડવાથી સર્વ દેવતાઓની કૃપા થાય છે. એ પ્રમાણે સોમવારને દિવસ શિવપાર્વતીનું આરાધન કરવાથી મોટું કષ્ટ આવ્યું હશે તેને પણ તરી જાઇશ. ભયંકર કરતાં પણ ભયંકર એવો મોટો ક્લેશ અને મોટો ભય પણ શિવપૂજનના પ્રભાવથી મટશે. એ પ્રમાણે સીમંતિનીને ઉપદેશ કરી મૈત્રેયી ગયાં અને સીમંતિનીએ પણ તેમજ કરવા માંડયું. નળ રાજાને દમયંતી નામની સ્ત્રીમાં ઇંદ્રસેન નામનો પુત્ર થયો હતો. તેનો ચંદ્રમા જેવો ચંદ્રાંગદ નામનો પુત્ર હતો. ચિત્રવર્મા રાજાએ એ રાજકુમારને બોલાવી ગુરૂની આજ્ઞાથી તેને પોતાની કુંવરી સીમંતિની દીધી, તેના વિવાહમાં મોટો ઉત્સવ થયો કે જેમાં સર્વે રાજાઓનો મોટો મેલાવડો થયો હતો. સીમંતિનીને પરણી ભાગ્યશાળી ચંદ્રાંગદ કેટલાક મહીના સુધી સાસરેજ રહ્યો હતો. એક દિવસ એ રાજકુમાર યમુનાંજીને ઉતરવા વાસ્તે કેટલાક મિત્રોની સાથે રમતથી વહાણુમાં બેઠો. વાહાણુ

પાણીમાં ચાલતાં દૈવયોગથી પાણીની ચકરીમાં આવી જવાથી ખાં-સવાઓ સહિત ડુબી ગયું. યમુનાંજીના બન્ને કાંઠાપર જોનારા સર્વે લોકો મોટો હાહાકાર કરવા લાગ્યા અને તે કોલાહલ સ્વર્ગસુધી પોહોંચી ગયો. કેટલાએક ડૂબતાંજ મરી ગયા અને કેટલાએક ઝૂડના પેટમાં ગયા ચંદ્રાંગદ વગેરે કેટલાએક તો પાણીમાં દેખવામાંજ ન આવ્યા એ વાત સાંભળી અત્યંત વિહ્વલ થએલો ચિત્રવર્મા રાજા યમુનાંજીને કાંઠે આવી મૂર્છા પામી ગયો, રાણીઓ પણ મૂર્છીત થઇ ગઇ, સીમંતિની પણ તે વાત સાંભળી મૂર્છા ખાઇ ધરતીપર પડીગઇ. બીજા પણ મંત્રી, નાયક અને ગોર વગેરે શોકથી વિહ્વલ થઈ, મોવાળા છુટા મુકી વિલાપ કરવા લાગ્યા. ઇંદ્રસેન રાજા પણ દીકરાની એ વાત સાંભળી દુ:ખથી રાણીઓ સહિત મૂર્છિત થઇને પડયો. તેના મંત્રીઓ, શેહેરના લોકો અને દેશના લોકો પણ બાળક, ઘરડા અને સ્ત્રીઓ શીખે શોકથી વિહ્વલ થઈ વિલાપ કરવા લાગ્યા. શોકથી કેટલાએક છાતી અને કેટલાએક માથું કૂટવા લાગ્યા, હે રાજપુત્ર ! હે બાપ ! કયાં છો ? એમ કહીને રોવા લાગ્યા. એ પ્રમાણે ઇંદ્રસેનનું અને ચિત્રવર્માનું એ બન્ને શેહેર શોકથી વ્યાકુળ થઇ રહ્યાં, પછી ઘરડાઓએ ધીરજ આપેલા ચિત્રવર્મા રાજાએ ધીરે ધીરે ગામમાં આવી દીકરીની સાંત્વના કરી. અને ડુબી મરેલા જમાઇની સઘળી ઉત્તરક્રિયા તેના ભાયાતો આવ્યા હતા તેઓની પાસે કરાવી, સીમંતિનીએ પતિ પછવાડે સતી થવાનું મન કર્યું પણ બાપે સ્નેહથી ના પાડતાં વિધવાપણે રહી. તોપણ મૈત્રેયીએ બતાવેલું સોમવારનું શુભ વ્રત તેણે મુકયું નહીં, એ પ્રમાણે ચઊદમે વર્ષે મોટું દુ:ખ પામીને શિવના ચરણારવીંદનું ધ્યાન કરતાં કરતાં તેને ત્રણ વર્ષ નીકળી ગયાં. પુત્રના શોકથી જાણે ઘેલો થઇ ગયો હોય એવા ઇંદ્રસેન રાજા ઉપર બળાત્કાર કરી તેના શુરા ભાયાતોએ તેનું રાજ્ય લઇ લીધું. અને

તે અપુત્ર રાજાને તેની રાણિઓ સહિત પકડીને બંદીખાને નાખ્યો, યમુનાંજીના પાણીમાં ડૂબેલો તેનો દીકરો ચંદ્રાંગદ નીચે ઉતરતો જતો હતો ત્યાં તેણે નાગની સ્ત્રીઓને દીઠી. પાણીમાં રમત કરતી તે નાગલોકની સ્ત્રીઓ પણ તે રાજકુમારને જોઇ વિસ્મય પામી તેને પાતાલમાં સર્પના ગામમાં લઇ ગઇ. રાજકુમાર અતિ અદ્‌ભુત અને રમણીય એવા તક્ષક નાગના પુરમાં ગયો. ત્યાં ઇંદ્રના ઘર જેવું, મોટા રત્નોની કિરણોથી શોભતું; હીરા અને વૈદુર્ય મણિ વગેરેના સેંકડો મેહેલવાળુ, માણકના દરવાજા અને બારણાંવાળું, મોતીની માળાઓથી શોભાયમાન, ચંદ્રકાંત મણિની જગ્યાઓવાળું, સોનાનાં દ્વાર અને કમાડવાળું, અને લાખો કરોડો મણિરૂપ દીવાઓથી શોભતું, એક ઘર જોવામાં આવ્યું. તે ઘરમાં સભાની વચમાં રત્નના સિંહાસન ઉપર બેઠેલ નાગના રાજા, સેંકડો ફણોથી શોભિત, દેવતાઇ વસ્ત્રવાળા, કાંતિવાળા, રત્નના કુંડળથી શોભતા, અનેક રત્નવાળા મુકુટની કાંતિથી રંગાએલ ફણોમાં મણિવાળા વિચિત્ર રત્નોથી શોભિત અને હાથ જોડી ઉભેલા અસંખ્યાત નાગો જેની સેવા કરે છે એવા તક્ષક નાગને દીઠા. રૂપ, જુવાની, મધુરતા, વિલાસ અને ચાલથી શોભતી હજારો નાગ કન્યાઓ એ તક્ષક નાગને વીંટીને ઉભી હતી. તેઓ દેવતાઈ ઘરેણાં અને ચંદનથી શોભતી હતી. કાલાગ્નિ જેવો પ્રતાપ અને સૂર્યના જેવું તેમનું તેજ હતું, તેના તેજથી અંજાઈ ગએલો રાજકુમાર ચંદ્રાગદ તેમને જોઇ સભામાં પ્રણામ કરી હાથ જોડી ઉભો રહ્યો. એ રૂપાળા રાજકુમારને જોઇને તક્ષક નાગે નાગણીઓને પુછ્યું કે—આ કોણછે? અને શા માટે અહીં આવ્યો છે? નાગણીઓએ કહ્યું કે—યમુનાંજીના પાણીમાં દૈવઇચ્છાથી આ માણસને જોઇને તમારી પાસે આણ્યો છે, એના કુળની કે નામની ખબર નથી. પછી તક્ષકનાગે, તું કોનો

દીકરો છે? કોણ છું, તારો દેશ કયો, અને કેમ આવ્યો છું? એમ પુછવાથી ચંદ્રાંગદ બોલ્યો કે–પૃથ્વી ઉપર મગધ ( નિષધ ) નામનો એક દેશ છે તેમાં મોટાયશવાળા નળરાજાનું રાજ્ય હતું. એ રાજા પવિત્ર કીર્તિવાળા, દમયંતી રાણીના પતિ અને ઉત્તમ હતા તેના બળવાન પુત્રનું નામ ઇંદ્રસેન છે. તેનો કુંવર હું નામે ચંદ્રાંગદ છું. તે નવો પરણીને સાસરે રહેતાં યમુનાંજીના પાણીમાં વિહાર કરવા ગયો હતો ત્યાં દૈવયોગથી ડૂબી જતાં આ નાગણીઓ મને તમારી પાસે લાવી છે. જન્માંતરના પુણ્યોને લીધે તમારાં ચરણારવિંદનું દર્શન થવાથી આજ હું ધન્ય થયો છું અને મારાં માબાપ પણ કૃતાર્થ થયાં કેમકે તમે કરૂણાથી મારી સામું જોયું અને બોલાવ્યો. સૂત કહેછે કે–એ પ્રમાણે ઉત્તમ, કોમલ અને ધીરજ વારેલું તેનું બોલવું સાંભળી તક્ષક નાગ ખુશીથી ફરીવાર બોલ્યા કે–હે રાજકુમાર! બીશોમાં, ધીરજ રાખજો. સઘળા દેવતાઓમાં તમે કયા દેવનું સદા પૂજન કરોછો? રાજકુમાર બોલ્યો કે સર્વ દેવતાઓમાં જે મહાદેવ કહેવાયછે તે પરમેશ્વર પાર્વતીના પતિ સદાશિવની અમે પૂજા કરીએ છીએ. જેના તેજના અંશથી અને રજોગુણથી બનેલા બ્રહ્માએ જગત રચ્યું છે તે મહાદેવને અમે પૂજીએ છીએ. જેના અંશથી અને દિવ્ય સત્વગુણથી બનેલા વિષ્ણુ જગતનું પાલન કરેછે તે શિવને અમે પુજિએ છીએ. અને જેના તમોગુણવાળા અંશથી બનેલા પ્રલયના અગ્નિ જેવા રૂદ્ર અંતે જગતનો સંહાર કરેછે તે સદાશિવને અમે પૂજીએ છીએ. જે વિધાતાના પણ વિધાતા, કારણનું પણ કારણ અને તેજનું પણ મોટું તેજ છે તે શિવ અમારૂં મોટું શરણ છે. અગ્નિમાં, પૃથ્વીમાં, વાયુમાં, જળમાં અને આકાશમાં જે રહેછે તે વિશ્વેશ્વરને અમે પૂજિએ છીએ. જે સર્વ પ્રાણીઓના સાક્ષી, સ્વરૂપમાં રહેલ અને લેપ રહિત છે અને

લોક જેની ઇચ્છાને વશ છે તે શિવને અમે પૂજિએ છીએ. એક આદિપુરૂષ, ગુણના વિકારથી ભિન્ન ભિન્ન લાગતા અને નિત્ય એવા જે સદાશિવને કેટલાએક જીવ કહેછે, કેટલાએક ત્રણ અવસ્થાના સાક્ષી કહેછે અને કેટલાએક કુટસ્થ ( અવિચળ ) કહેછે તે શિવ અમારૂં શરણ છે. ચેતનરૂપ, વિચારમાં ન આવે એવા અપાર તેજવાળા જડ પદાર્થથી જુદા અને સ્વરૂપમાંજ રહેલા એવા જે શિવને મન, વચન અને ઇંદ્રિયો જાણી શકતાં નથી તે શિવને અમે પૂજિએ છીએ. સત્ પુરૂષો, જેની કૃપાને પામ્યા પછી ઇંદ્રની ઉત્તમ પદવીને પણ ઇચ્છતા નથી અને કર્મબંધન તથા કાળચક્રમાંથી નીકળી નિર્ભય થઇને રહે છે તે શિવ અમારૂં શરણ છે, જેનું સ્મરણ નીચમાં નીચ માણસોના પણ સર્વ પાપ અને રોગને મટાડેછે અને જેના અખંડ સ્વરૂપને વેદ પણ શોધ્યાં કરેછે તે શિવને અમે નિરંતર પૂજીએ છીએ. ગંગાજી જેના મસ્તકમાં રહ્યાંછે. પાર્વતી જેની સ્ત્રી છે અને તક્ષક તથા વાસુકિનાગ જેનાં કુંડળ છે તે અરધા ચંદ્રમાના મુકુટવાળા સદાશિવ અમારૂં શરણ છે. જેના ચરણારવીંદને વેદ ગાય છે જેની મૂર્તિ યોગીઓના હૃદયમાં છે અને જેની કીર્તિ સર્વ લોકથી પણ વધારે છે. એવા અને સંસારમાં નહીં બંધાએલા સદાશિવને અમે પૂજીએ છીએ. સૂત કહેછે કે—એ પ્રમાણે તેનું બોલવું સાંભળી સદાશિવમાં જેને ભકિત વધીછે એવા તક્ષક નાગે તે રાજકુમારને કહ્યું કે—હે મોટા રાજાના પુત્ર ! તું બાળક છતાં પણ સદાશિવના પરમ તત્વને જાણેછે એટલા માટે હું તને પ્રસન્ન થયો છું. આ રત્નમય લોક, આ રૂપાળી સ્ત્રીઓ, આ સઘળાં કલ્પવૃક્ષો અને આ અમૃતથી ભરેલી વાવ્યો તૈયારછે. અહીં મૃત્યુની બીક, ઘડપણ કે રોગની પીડા નથી, માટે અહીંજ મન ગમતા વિહાર કર અને જેવા જોઇએ તેવા ભોગ ભોગવ, એ પ્રમાણે તક્ષક

નાગ બોલતાં તે મોટી બુદ્ધિવાળો રાજકુમાર, હાથ જોડી પ્રીતિથી બોલ્યો કે–હું પરણેલો છું, મારી સ્ત્રી પતિવ્રતા તથા નિરંતર શિવપૂજનમાં તત્પર છે. અને મારાં માબાપને હું એકજ દીકરો છું. એ સઘળાં આજ મને મુવો જાણી મોટા શોકથી ઘણું કરીને મરી ગયાં હશે, અથવા દૈવયોગથી જીવતાં પણ હોય એટલા માટે મારે અહીં કોઈ રીતે ઘણા દિવસ રહેવું ન જોઇએ તેથી દયા કરી તેજ લોકમાં મને પોંહાચાડો. તે રાજકુમાર એ પ્રમાણે બોલતાં તેને કલ્પવૃક્ષમાંથી પેદા થએલાં ઉત્તમ અને વિચિત્ર અન્ન, ચંદન, વસ્ત્ર, માળા, રત્ન, અને દેવતાઇ ઘરેણાથી રાજી કરી અને અનેક પ્રકારના ભોગથી સંતોષ પમાડી તક્ષકનાગે ફરીવાર કહ્યું કે જ્યારે જ્યારે તમે મને યાદ કરશો ત્યારે ત્યારે હું તમારી પાસે આવીશ. વળી એ રાજકુમારને તક્ષકનાગે ઇચ્છામાં આવે ત્યાં જનાર અને સર્વ દ્વીપ, સમુદ્ર તથા લોકોમાં ક્યાંય અટકે નહીં એવો ઘોડો આપ્યો. રત્નનાં ઘરેણાં વાળો એક રાક્ષસ દેવતાઈ ઘરેણાં, લુગડાં અને સહાયતા કરવા વાસ્તે એક નાગકુમારને પણ સાથે આપીને જવાની રજા દીધી. પછી ચંદ્રાંગદ એ સઘળું ધન લઇ, તે ઘોડાપર બેસી અને રાક્ષસ તથા નાગકુમારને સાથે લઇ નીકળ્યો. જરાવારમાં તે યુમનાજીના પાણીમાંથી જ બાહાર નીકળી, દેવતાઈ ઘોડા ઉપર બેસી સુંદર કાંઠા ઉપર ફરવા લાગ્યો, એ સમયમાં તે પતિવ્રતા સીમંતિની પણ સખીઓને સાથે લઇ ત્યાં નાહાવા આવી હતી. તેણે નદીને કાંઠે ફરતો તે રાજકુમારને દીઠો કે જેની સાથે મનુષ્ય રૂપે એક રાક્ષસ અને એક નાગકુમાર પણ હતો. દિવ્ય રત્નથી અને દિવ્ય ફૂલથી શણગારેલો અને જેના શરીરની સુગંધી દશ યોજનમાં ફેલાઈ હતી એવો એ નવીન રૂપવાળો રાજકુમાર દેવતાઇ ઘોડા ઉપર બેસી ફરતો હતો તેને જોઇ સીમંતિની જાણે જડ ઘેલી અ-

ને બીનેલી હોય તેમ તેના ઉપર નજર કરી ઉભી રહી. આને આગળ દીઠી છે એમ સ્મરણ કરતાં તે રાજકુમારે ગળામાં ઘરેણાં અને કંઠસૂત્ર વિનાની, વગર ગુંથેલા ચોટલાવાળી, ચંદનના લેપન વગરની, આંજણ વગર લુખી આંખવાળી, દુબળી અને શોકથી રાંક થએલી એવી સીમંતિનીને જોઈ, ઘોડા ઉપરથી ઉતરી, નદીને કાંઠે બેસી તેને બોલાવીને પુછ્યું કે–તું કોણ છો ? કોની સ્ત્રી છો ? કોની દીકરી છો ? અને બાળકપણામાંજ તને આ મોટા શોકની નીશાની કેમ જોવામાં આવે છે ? એ પ્રમાણે તેણે સ્નેહથી પુછતાં જેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, એવી સીમંતિની વાત કેહેવામાં લજાણી ત્યારે તેની સખીએ વાત કરી કે–આ સીમંતિની, મગધ ( નિષધ ) દેશના રાજાના કુવર ચંદ્રાંગદની સ્ત્રી અને ચિત્રવર્મા રાજાની દીકરી છે. આનો પતિ દૈવયોગથી આ ઊંડા પાણીમાં ડૂબી મુવો તેને લીધે આ વિધવા થઇ દુ:ખથી સોસાઇ ગઇ છે. રોતાં રોતાં ત્રણ વર્ષ કાહાડયાં છે અને આજ સોમવાર હોવાથી અંહીં નાહાવા આવી છે. આના સસરાનું રાજ્ય પણ શત્રુઓએ લઇ લીધું છે અને તેને બલાત્કારથી પકડી સ્ત્રી સહિત કેદ કરી તેઓએ પોતાના સ્વાધીનમાં રાખ્યો છે. તો પણ સારા આચારવાળી અને નિર્મળ મનવાળી આ સીમંતિની સોમવારને દિવસ પરમ ભક્તિથી શિવપાર્વતીની પૂજા કરે છે. સૂત કહે છે કે–એ પ્રમાણે સખીના મોહોડાથી સઘળી વાત કહેવરાવી; પછી સીમંતિનીએ પોતેજ એ રાજકુમારને પુછ્યું કે–કામદેવ જેવા સ્વરૂપવાન ! તમે કોણ છો ? આ તમારા પડખામાં બે જણ કોણ છે ? દેવ છો ? રાજા છો ? સિદ્ધ છો ? ગંધર્વ છો ? સર્પ છો ? કે કિન્નર છો ? જાણે કોઇ સ્નેહી હોય તેમ મારી ખબર શા માટે પુછોછો ? મારૂં ખરાબ આચરણ તમે જાણ્યું છે કે મને ક્યાંય દીઠી છે ? મેં ક્યાંય દીઠેલો જાણે સ્વજન

હોય એમ જણાઓ છો, માટે મારીપાસે સઘળી ખરી વાત કહેજો. કેમકે સત્પુરૂષોમાં સત્ય ગણું મજબુત હોય છે. એટલું બોલી ત્યાં તે રાજકુમારીને આંસુ આવી જતાં રોવા લાગી, મૂર્છા પામી ધરતીપર પડી ગઈ. સખીઓએ વીંટી લીધી બીજું કાંઇ બોલી શકી નહીં. ચંદ્રાંગદ પ્યારીનું સઘળા શોકનું કારણ સાંભળી શોકથી વ્યાકુળ થઇને બે ઘડીવાર તો ચૂપ થઇ ગયો. પછી ઘણાં ઘણાં વચનોથી પ્યારીની સાંત્વના કરીને 'અમે ઇચ્છામાં આવે ત્યાં જનારા સિદ્ધ નામના દેવ છીએ' એટલું બોલ્યો. પછી પરાણે ખેંચી લઇને હાથ ઝાલવાથી બીનેલી અને જેનાં સઘળાં અંગોમાં રૂવાંણાં ઉભાં થઇ ગયાં એવી સીમંતિનીને તેણે કાનમાં કહ્યું કે—હે રૂડા મોઢાવાળી ! કોઇ લોકમાં મેં તારા પતિને દીઠો છે તે તારૂં પતિવ્રતાપણું જોવાથી રાજી થઇને તુરતજ આવશે અને નક્કી બે ત્રણ દિવસમાં તારા શોકને મટાડશે; એ વાત કહેવા સારૂ હું આવ્યોછું. હું તારા પતિનો મિત્ર છું. શિવના ચરણના સોગંદ ખાઇને કહુંછું કે એ વાતમાં સંદેહ નથી. ત્યાં સુધી આ વાત તારા મનમાંજ રાખજે, કયાંય ઉઘાડી કરીશ માં. એ તેનું અમૃતની સેંકડો ધારા કરતાં પણ અધીક મીઠું વચન સાંભળી સંભ્રમથી જેની આંખો પ્રફુલ્લિત થઇ એવી સીમંતિની તેની સામુંજ વારંવાર જોવા લાગી. પ્રેમના બંધનથી અનુકૂળ અને રસાયન જેવું તેનું મીઠું વચન, રૂડા વિલાસ સહિત સુંદર કટાક્ષથી જોવું, પોતાનો હાથ અડવાથી જેનાં રૂવાંણાં ઉભાં થઇ ગયાં એવું તેનું શરીર, આગળ દીઠેલાં તેના અંગનાં અને સ્વર વગેરેનાં લક્ષણો, અવસ્થાનું પ્રમાણ અને શરીરનો વર્ણ એ સઘળાંની પરિક્ષા કરીને તર્ક કરવા લાગી કે નક્કી આજ મારો પતિ છે, બીજો ન હોય. પ્રેમથી પરવશ થએલું મારૂં મન આમાંજ લાગુંછે. આવા સ્વરૂપવાળો પરલોકમાંથી કેમ આવે ? હું કે જેનાં

ભાગ્ય મંદ છે તેને મુવેલા પતિનું દર્શન કેમ થાય ? આ સ્વપ્નછે ? ના, ના, સ્વપ્ન તો નહીં, આ ભ્રાંતિછે ? ના, ના, ભ્રાંતિ તો નહીં. આ કોઇ ધુતારો હશે ? યક્ષ હશે ? ગંધર્વ હશે ? અથવા મૈત્રેયીએ મને કહ્યુંછે કે મોટા સંકટમાં આવી પડે તોપણ આ વ્રત કરજે, તેનું ફળ હશે ? જે બ્રાહ્મણે મારૂં દશહજાર વર્ષ સુધીનું સૌભાગ્ય કહ્યુંછે તેનું વચન સત્ય હોવું જોઇએ; પણ ઇશ્વર વિના કોને ખબર પડે ? રોજરોજ શુકન તો સારાં જોવામાં આવેછે. શંકર પ્રસન્ન થાય ત્યારે મનુષ્યોને શી વસ્તુ દુર્લભછે ? એ પ્રમાણે ઘણા પ્રકારના વિચાર કરી જેનો સંશય મટગો છે એવી અને લાજથી મોહું નીચું કરીને ઉભેલી તે સીમંતિનીને તેણે બીજું પ્રયોજન કાનમાં કહ્યું કે- અમે શોકથી પીડાએલાં અમારાં માબાપને આ વાત કેહેવા માટે જઇએ છીએ. તારૂં કલ્યાણ થાઓ. તને તુરત પતિ મળશે. એ પ્રમાણે કહી તે રાજકુમાર ઘોડાપર બેસી ત્યાંથી ચાલ્યો. તે રાક્ષસ અને નાગપુત્રની સાથે ક્ષણ માત્રમાં પોતાને દેશ પોંહોંચ્યો. ગામના બગીચા પાસે ઉતરી તે નાગપુત્રને રાજ્યાસનપર ચડી બેઠેલા પોતાના ભાયાતો પાસે મોકલ્યો. તેણે જઇને તે સઘળાઓને કહ્યુ કે ' ઇંદ્રસેનને છોડી દીઓ. ઇંદ્રસેનનો કુંવરચંદ્રાંગદ, નાગલોકમાંથી આવ્યો છે માટે તમો કાંઇપણ વિચાર કરયા વગર રાજ્યાસન મુકી દીઓ. નહીંતર ચંદ્રાંગદનાં બાણ તમારા પ્રાણ લઇ જશે, યમુનાંજીના પાણીમાં ડુબી ગયો હતો ત્યાંથી તક્ષક નાગને ઘેર જઇ તેની સહાયતા મેળવીને પાછો અહીં આવ્યો છે;' એ પ્રમાણે નાગપુત્રનું બોલવું સાંભળીને તે સઘળા શત્રુઓ ' સારૂં થયું, સરૂં થયું, ' એમ સંભ્રમથી કેહેવા લાગ્યા અને ઇંદ્રસેનને તેનો ગએલો પુત્ર આવવાની ખબર જલદી આપી, રાજી કરી, રાજા સેં લેઇ બીવા લાગ્યા. પછી શહેરના સર્વ લોકોએ બગીચામાં ચંદ્રાંગદને જોઈ

રાજાને વધામણી દીધી એટલે રાજાએ તેઓને ઘણું ધન આપ્યુ. દીકરાને આવેલો જાણી જેને આનંદનાં આંસુ આવી ગયાં એવા રાજાને અને તેની રાણીને મોટા આનંદ થવાથી શરીરનું પણ ભાન ન રહ્યું. પછી શેહેરના સર્વે લોકો. વૃદ્ધ મંત્રીઓ અને ગુરૂઓ તે રાજકુમારને સામા જઇ રાજા પાસે તેડી આવ્યા. મોટા ઉત્સવથી પોતાને ઘેર આવી જેને આનંદનાં આંસુ આવ્યાં એવો રાજકુમાર માબાપને પગે લાગ્યો. આનંદમાં ડુબેલા રાજાને થોડીક વારતો ચંદ્રાંગદ પગમાં પડ્યાની ખબરજ ન પડી. પછી કારભારીઓના કેહેવા ઉપરથી જાણી, પુત્રને ઉઠાડી, પ્રેમરસથી ભીજાએલા હૃદયથી તેનું આલીંગન કરયું. ચંદ્રાંગદે સ્નેહથી વિવ્હલ થએલી માતાઓને નમસ્કાર કરતાં તેઓએ આશિર્વાદ દીધા અને આલીંગન કરયું. પછી તેણે શેહેરના સઘળા લોકોને યથા યોગ્ય માન દીધું. સઘળાઓની વચમાં બેસી પોતાની સઘળી વાત અને તક્ષકનાગની સાથે મિત્રતા થયાની હકીકત પિતા પાસે કહી દેખાડી. તેમજ તક્ષકે આપેલા અને રાક્ષસે ઉપાડીને આણેલા તે સર્વે રત્ન વગેરે ધનના ઢગલા પિતાને આપ્યા. દીકરાનું ચરિત્ર જોઇ અને સાંભળીને વિસ્મિત થએલા રાજાએ તે સઘળું શંકરના પૂજનથી થએલું, વહુનું સૌભાગ્ય માન્યું. નિષધ દેશના રાજા ઇંદ્રસેને પોતાનાં માણસ મોકલી ચિત્રવર્મા રાજાને એ આનંદની ખબર આપી. ચિત્રવર્મા તો એ અમૃત જેવી વાત સાંભળીને સંભ્રમથી ઊઠી અને એ દુતોને ઘણું ધન આપી આનંદથી નાચવા લાગ્યો. પછી આનંદના આંસુથી જેની આંખો ભરાઇ ગઈ એવા ચિત્રવર્માએ કુંવરીને બોલાવી તેનું આલીંગન કરી, વિધવાપણાનાં લક્ષણો મુકાવીને ઘરેણાં વગેરેથી શણગારી. દેશ ગામ અને શેહેર વગેરેમાં મોટા ઉત્સવ થઇ રહ્યા. અને સીમંતિનીના શુભ આચારનાં સર્વે લોકોમાં વખાણ

થવા લાગ્યાં. પછી ચિત્રવર્મા રાજાએ ચંદ્રાંગદને બોલાવી વિધિ પ્રમાણે કુંવરીનો બીજી વાર વિવાહ કરયો. ચંદ્રાંગદે પણ તક્ષકના ઘરથી આણેલાં અને મનુષ્યોને ન મળે એવાં રત્ન વગેરેથી પોતાની સ્ત્રીને શણગારી. દેવતાઇ અને તપાવેલા સોનાની પેઠે શોભતા ચંદનથી, સોના સરખા રંગવાળી અને ન કરમાય એવી કલ્પવૃક્ષના ફુલની માળાથી અને ચાળીસ ગાઉ સુધી ફેલાય એવી તેની સુગંધીથી તે શણગારેલી સીમંતિની શોભવા લાગી. એ પ્રમાણે ચંદ્રાંગદ, સારા મુહુર્ત્તમાં સીમંતિનીને પરણી સસરાની રજા લઈ પાછો પોતાની નગરીમાં ગયો. ઇંદ્રસેન રાજા પણ પછી એ ચંદ્રાંગદને પોતાના આસનપર બેસાડી, તપથી શિવની આરાધના કરી મોક્ષ પામ્યો. ચંદ્રાંગદ રાજાએ પોતાની સ્ત્રી સીમંતિનીની સાથે દશ હજાર વર્ષ સુધી અનેક વિષય ભોગવ્યા. પતિ સાથે આનંદ ભોગવતી અને સદા શિવપૂજન કરતી સીમંતિનીને આઠ દીકરા અને એક રૂડા મોઢાવાળી દીકરી આવી. મેં આ વિચિત્ર આખ્યાન કહ્યું અને હવે પણ સોમવારના વ્રતનુંજ માહાત્મ્ય કહુંછું.

**विचित्रमिदमाख्यानंमयासमनुवर्णितं ॥**

**भुयोपिवक्ष्येमाहात्म्यंसोमवारव्रतोदितं ।१७८।**

એવી રીતે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **सोमवार व्रत वर्णन** એવા નામનો આઠમો અધ્યાય પુરો થયો. ૮

—※—

# ॥ अध्याय नवमो ॥

**ऋषउवांच।साधुसाधुमहाभागत्वयाकाथितमुन्तमं।**

आख्यानंपुनरन्यच्चविचित्रंवक्तुमर्हसि ॥ १ ॥

ઋષિઓએ પુછયું કે—હે ભાગ્યશાળી સૂત ! તમે ઉત્તમ આખ્યાન કહ્યું તે બહુ ઠીક કરયું. હવે બીજું પણ વિચિત્ર આખ્યાન કહો. સૂત બોલ્યા કે—પૂર્વે વિદર્ભ દેશમાં વેદ તથા શાસ્ત્રના અર્થને જાણનારો અને બુદ્ધિમાન વેદમિત્ર નામનો ઉત્તમ બ્રાહ્મણ હતો. સારસ્વત નામનો તેનો એક બીજો બ્રાહ્મણ સખા હતો. એ બે જણા પરમ સ્નેહી અને એક દેશમાં રહેતા હતા. વેદમિત્રનો સુમેધા નામનો પુત્ર હતો અને સારસ્વતનો સાગવાન નામનો પુત્ર હતો. એ બે બાળકોનાં અવસ્થા, વેષ, સ્થિતિ. અને વિદ્યા સરખાં હતાં અને જનોઇ પણ સાથેજ દેવાયાં હતાં. અંગ સહિત વેદ, તર્ક, વ્યાકરણ, ઇતિહાસ, પુરાણ અને સઘળાં ધર્મશાસ્ત્રો ભણીને સર્વ વિદ્યાઓમાં કુશળ થયેલા અને બાળકપણામાંજ બુદ્ધિમાન એવા તે બન્ને બાળકો સઘળા ગુણથી માબાપને આનંદ દેવા લાગ્યા. એક દિવસ સોળ વરસના અને રૂપાળા એ બન્ને બાળકોને બોલાવી તેમના પિતાઓએ કહ્યું કે—હે પુત્રો ! તમે બે જણા બાળપણામાંજ ભણ્યાછો અને તેજસ્વી છો. આ તમારે પરણવાનો સમય પણ સાથેજ આવ્યો છે. માટે આ વિદર્ભ દેશના રાજાને પોતાની વિદ્યાથી રાજી કરી તેની પાસેથી ઘણું ધન મેળવી તમે વિવાહનું કરો. એ પ્રમાણે કેહેવાથી તે બન્ને બ્રાહ્મણના પુત્રોએ વિદર્ભ દેશના રાજા પાસે આવી પોતાના ગુણથી તેને પ્રસન્ન કર્યો. રાજાને વિદ્યાથી રાજી થયો જાણી બન્નેએ માગ્યું કે અમે નિર્ધન છીએ અને પરણવાની તૈયારી છે માટે ધનની સગવડ થવી જોઇએ. એઓની વાત સાંભળી વિદર્ભ દેશનો રાજા લોકની રીતિ જાણવાની ઇચ્છાથી હસીને બોલ્યો કે—'નિષધ દેશના રાજાની સ્ત્રી સીમંતિની

સોમવારને દિવસે ઉમા મહેશ્વરની પૂજા કરે છે. અને તે દિવસે સહુ સહુની સ્ત્રીઓ સહિત વિદ્વાન બ્રાહ્મણોને ભક્તિભાવથી પૂજીને ઘણું ધન આપે છે: માટે તમારામાંથી એક જણ સુંદર સ્ત્રીનો વેષ ધરીને અને બીજો તેનો પતિ થઇને બરાબર વહુવર બનો. પછી સીમંતિનીને ઘેર જઇ. જમી, ઘણું ધન લઇ પાછા મારી પાસે આવો. એ પ્રમાણે રાજાએ કહેતાં એ બાળકો બીને બોલ્યા કે—એ કામ કરવામાં અમને મોટી બીક લાગે છે. દેવતા, ગુરૂ, માબાપ, અને રાજા પાસે જે માણુસ મૂર્ખ બનીને કપટ કરે તે પરિવાર સહિત તુરત નાશ પામે. પુરૂષ, રાજાઓના જનાનામાં કપટથી કેમ પેશી શકે ? કારણ કે છાનું રાખતાં પણ કોઇક દિવસ છતું થઇ જાય. શીલ, આચાર અને શાસ્ત્ર સાંભળવા વગેરેથી જે ગુણો પ્રથમ મેળવ્યા હોય તે પણ કપટને માર્ગે ચાલવાથી તુરત નાશ પામી જાય. જે માણુસો કપટના માર્ગમાં ચાલે તેઓમાં પાપ, નીંદા, ભય અને વેર, એ ચાર વાનાં હમેશ રેહેજ છે. માટે સારા આચારવાળા અને સારા કુળમાં જન્મેલા અમો ધુતારાઓને રસ્તે કદી પણ ચાલશું નહીં. રાજા બોલ્યો કે—દેવતા, ગુરૂ, માબાપ અને રાજાની આજ્ઞા માનવીજ જોઇએ, તેમાં કદી ના કહેવાય નહિ. એઓ સારી અથવા નરસી જે આજ્ઞા કરે તે પ્રમાણે સમજુ અને પોતાનું સારૂં ઇચ્છનારા માણુસે વગર ગફલતે કરવુંજ જોઇએ. તો અમે રાજા છીએ અને તમે પ્રજા છો માટે મારી આજ્ઞા પ્રમાણે ચાલશો તોજ સારૂં છે, નહિતર ખરાબી થશે. માટે જલદી તમે મારા હુકમ પ્રમાણે કરો. એ પ્રમાણે રાજાએ કેહેવાથી બીકને લીધે તે બન્ને જણાએ તેમ કરવાની હા પાડી. પછી રાજાએ સારસ્વતના દીકરા સામવાનને વસ્ત્ર, ઘરેણાં અને આંજણ આંજવા વગેરેથી સ્ત્રીરૂપ કર્યો. કાનનાં ઘરેણાં પેહેરાવી, ચંદનનું લેપન કરી અને સારી રીતે આં-

જણ આંઝી સ્ત્રીનો બનાવટી વેષ ધરયો તેથી અને તે સામવાન રૂપાળો હોવાથી જાણે કોઇ ઉત્તમ સ્ત્રી હોય તેવો તુરત જણાવા લાગ્યો. એ પ્રમાણે બન્ને જણ રાજાની આજ્ઞાથી સ્ત્રી પુરૂષ બની જે થાવું હોય તે બસે થાય એમ ધારી નિષધ દેશમાં ગયા. સોમવારને દિવસ રાજદ્વારમાં આવ્યા અને ત્યાં સ્ત્રીસહિત બીજા બ્રાહ્મણોની સાથે સત્કાર પામી પગ ધોઇ બેઠા. સીમંતિની રાણીએ સારા આસનોપર બેસી ગએલાં સઘળાં જોડાંઓની દરએકની પૂજા કરી. એ આવેલા બે બ્રાહ્મણના છોકરાઓને સીમંતિની બનાવટનું જોડું છે એમ જાણી ગઇ તોપણ થોડુંક હસીને તેણે તેઓને ઉમામહેશ્વરજ માન્યાં. બ્રાહ્મણોમાં સદાશિવનું આવાહન કરી તેઓની સ્ત્રીઓમાં જગદંબાનું આવાહન કર્યું. સુગંધિ ચંદન, ફુલ, ધૂપ અને આરતીથી બ્રાહ્મણોને સાવધાનપણે નમસ્કાર કરયા. સોનાના પાત્રોમાં ઘી, સાકર અને મધસહિત દુધપાક, સારાં સારાં શાક, સુગંધિ શાળના ભાત, મનને ગમે એવા લાડુ અને પુડલાના ઢગલા, સુંવાળી લાફશી, ખીચડી, અડદનાં વડાં, બીજાં પણ અસંખ્યાત ભક્ષ્યભોજ્ય, સુગધિ અને મીઠી દાળો તેમજ ટાઢાં પાણી, એ સઘળું અને વળી સુંદર દહીં ભાત ભક્તિભાવથી પીરસીને બ્રાહ્મણોને રાજી કરયા. બ્રાહ્મણોએ જમીને મછણ લીધા પછી સીમંતિનીએ તેઓને પ્રણામ કરી, પાનબીડાં, દક્ષિણા, ગાયો, સોનું, લુગડાં, રત્નની માળાઓ અને ઘરેણાં આપી ફરીવાર નમસ્કાર કરી રજા દીધી. એ બે છોકરાઓમાંથી એકને પાર્વતી માની પૂજ્યો હતો અને બીજાને મહાદેવ માની પૂજ્યો હતો, એ બન્ને જણા સીમંતિનીએ રજા દેવાથી ત્યાંથી ચાલ્યા. પેલી સ્ત્રી તો પોતાનું પુરૂષપણું ભૂલી જઇ તેજ બ્રાહ્મણમાં આશક થઇ. મદ અને કામદેવથી પરવશ થઇ બોલી કે હે મોટી આંખોવાળા અને રૂપાળા પતિ! ઉભા રહો, ઉભા રહો!

ક્યાં જાઓછો. હું પ્યારી છું તે સામું કેમ જોતા નથી ? આ આગળ ફુલઝાડવાળું સુંદર વન છે તેમાં તમારી સાથે મનગમતી રીતે વિહાર કરવાને ઇચ્છું છું. આગળ જતો બ્રાહ્મણનો છોકરો તો તેનું એવું બોલવું સાંભળી તે મશ્કરી કરતો હશે એમ ધારી પ્રથમની પેઠેજ ચાલવા લાગ્યો. ત્યાં ફરીવાર પણ તે સ્ત્રી બોલી કે ઉભા રહો ! ઉભા રહો ! ક્યાં જશો ? હું કામદેવથી ઘણી આકુળી છું માટે મને ગળીને આલિંગન કરો. તમારૂં અધરામૃત પીવા દીઓ. કામદેવના બાણની પીડાને લીધે અહીંથી હું ચાલી શકતી નથી. એ પ્રમાણે નવાઇની વાત સાંભળી શક પામેલો તે સુમેધા તેને પાછળથી આવતી જોઇ તુરત વિસ્મય પામી ગયો કે કમળ સરખાં નેત્રવાળી, પુષ્ટ અને ઊંચા સ્તનવાળી, પેટે પાતળી, મોટા કટિપશ્ચાદ્ ભાગવાળી અને નવા કુંપળીઆની પેઠે કુંણી આ કોણ હશે ! એજ મારો મિત્ર સ્ત્રી થઇ ગયો કે શું ? એની પાસે જઇને સઘળી વાત પુછું, એમ વિચારી તે બોલ્યો કે—અરે મિત્ર ! રૂપ અને ગુણ વગેરેથી તું નવતર જેવો કેમ લાગે છે ? સ્ત્રીની પેઠેજ વ્યાકુળ થઇને નવાઇ જેવી વાત કેમ બોલે છે ? તું સારસ્વતનો દીકરો, વેદપુરાણને જાણનાર, બ્રહ્મચારી, જિતેંદ્રિય અને શાંત થઇને આવું કેમ બોલવા લાગ્યો છે ? એ પ્રમાણે સુમેધાએ પુછતાં તે બોલી કે—હે સ્વામી ! હું પુરૂષ નથી. હું તો સારસ્વતની દીકરી અને તમારી પ્યારી છું. હે કાંત ! તમને કાંઇ સંશય રેહે તો મારાં અંગ જુવો. એમ બોલતાં સુમેધાએ રસ્તામાં કોઇ ન જાણે તેમ એનું શરીર તપાસ્યું. ત્યાં સાચેસાચા ચોટલાવાળી, પેડુ અને સ્તનથી શોભતી અને વળી રૂપાળી જોઇને સુમેધા કામદેવથી કાંઇક વ્યાકુળ થઇ ગયો. પણ ધીરજથી પાછું મનને સ્થિર કરી તે વિદ્વાન સુમેધા વિસ્મયમાં પડી જઇ જરાવાર તો કાંઇ ન બોલ્યો ત્યાં પેલી

સ્ત્રી બોલી કે-તમારો સદેહ મટયો હોય તો હવે આવીને મારી સાથે રતિ કરો. આ વન પરસ્ત્રી સાથે રંગ ભોગ કરવાને લાયક છે તે તમે જુવો. સુમેધા બોલ્યો-કે એવું બોલમાં મદોન્મત્ત થઇને મર્યાદા તોડવી ન જોઇએ. આપણે બે શાસ્ત્રના અર્થ જાણનાર છીએ તેમાંથી તું આવું કેમ બોલે છે ? આ વ્યભિચાર કરવો એ શું શાસ્ત્ર ભણવાને, વિવેકને અને કુળને યોગ્ય છે ! તું સ્ત્રી નથી પણ વિદ્વાન પુરૂષ છો, તું તારૂં સ્વરૂપ વિચારી જો. આપણે હાથે કરીને આ અનર્થ કરયો છે. આપણા માબાપને ઠગી ધુતારા રાજાના કેહેવાથી અયોગ્ય કામ કર્યું તેનું આ ફળ ભોગવીએ છીએ. સઘળું અયોગ્ય કામ મનુષ્યના કલ્યાણનો નાશ કરેછે એ વાત સિદ્ધ થઇ; કે જેથી તું વિદ્વાન બ્રાહ્મણ છતાં અધમ સ્ત્રીપણું પામ્યો. રસ્તો મુકીને જે માણસ વગડામાં જાય તેને કાંટા વાગે અને ફાડીખાનાર જાનવરો પણ પીડા કરે. એવો વિવેક રાખી તું ચુપ થઇને ઘેર ચાલ્યો આવ. દેવ અને બ્રાહ્મણોની કૃપાથી તારૂં સ્ત્રી પણું મટી જશે. અથવા દૈવયોગથી જો આ પ્રમાણેજ રહે તો તારો બાપ પરણાવે એટલે તું મારી સાથે રમણ કરજે. અહો ! આ આશ્ચર્ય, દુઃખ અને મોટું પાપ થયું. શિવપૂજન કરવાનો સીમંતિનીનો આ મોટો પ્રભાવ આપણે જોયો. એ પ્રમાણે કહ્યું તોપણ રતિને વાસ્તે વિવ્હલ થએલી તે સ્ત્રીએ બળાત્કારથી તેનું આલિંગન કર્યું અને હોઠનું ચુંબન કરયું. તેણે એ પ્રમાણે દબાવ્યો તોપણ તે સુમેધાએ એ નવી સ્ત્રીને માંડ માંડ ઘેર લાવી ત્યાં સઘળી વાત કહી દેખાડી. એ વાત સાંભળી તે બન્નેના બાપ શોકથી વિવ્હલ થઇ, ક્રોધને લીધે એ બન્ને છોકરાઓને સાથે લઇ વિદર્ભદેશના રાજાની પાસે આવ્યા. ત્યાં સારસ્વત બ્રાહ્મણે એ ધુતારા રાજાને કહ્યું કે હે રાજા ! તારી આજ્ઞામાં બંધાવાથી આ મારા

દીકરાના સંસ્કાર થયા તે તું જો. આ બે જણાએ તારી આજ્ઞા માનીને ભુંડું કામ કરયું તેમાં મારા પુત્રને સ્ત્રી થઇ જવા રૂપી નેષ્ટ ફળ ભોગવવું પડેછે. આજ મારો વંશ ગયો. પૂર્વજો નિરાશ થયા. જેને પુત્ર ન હોય તેને પછવાડે પિંડદાન વગેરે ક્રિયા નહીં થવાથી તેને સારા લોકની પ્રાપ્તિ થાય નહીં શિખા, જનોઇ, મૃગચર્મ, મુંઝની મેખલા, દંડ અને કમંડલુ એ સઘળી બ્રહ્મચર્યની નીશાનીઓ મુકી દઈ આ દીકરો આ દશા પામ્યો. હે રાજા ! જનોઇ, ગાયત્રી, સ્નાન, સંધ્યા, જપ અને પૂજન મુકીને સ્ત્રીપણું પામ્યો તેની હવે શી ગતિ થશે ? તેં મારો વંશ કાહાડયો. અને વેદમાર્ગનો નાશ કરયો. એ મારો એકજ દીકરો હતો તો હવે મારી શી ગતિ થશે ? એ પ્રમાણે સારસ્વતનું બોલવું સાંભળી તે રાજા શીમંતિનીના પ્રભાવથી વિસ્મય પામ્યો. પછી તે રાજાએ સઘળા મોટા ઋષિઓને બોલાવી પ્રસન્ન કરી, તે છોકરો પાછો પુરૂષ થાય એવી તેઓની પ્રાર્થના કરી. ઋષિઓ બોલ્યા કે શિવ, પાર્વતી અને તેમના ભકતોએ જે કરયું હોય તેને ફેરવવા કોની શક્તિ છે ? પછી ભરદ્વાજ મુનિના કેહેવાથી તે રાજા, ભરદ્વાજ મુનિ, એ બે બ્રાહ્મણો અને તેઓના બે પુત્રોને સાથે લઈ અંબાજીના મંદિરમાં આવી આકરા નિયમથી મધરાત ટાણે માતાજીની ઉપાસના કરવા લાગ્યો. ત્રણ રાત સુધી ઉપવાસ કરી, ધ્યાન ધરી પ્રણામ અને અનેક પ્રકારની સ્તુતિઓથી, શરણાંગતની પીડા મટાડનારાં પાર્વતીને પ્રસન્ન કરયાં. માતાજીએ પ્રસન્ન થઇને એ ભક્ત રાજાને કરોડ ચંદ્રમા જેવું પોતાનું સ્વરૂપ દેખાડયું. માતાજીએ કહ્યુ કે–તારી જે ઇચ્છા હોય તે માગી લે. રાજાએ માગ્યું કે કૃપા કરી આ બ્રાહ્મણના દીકરાને પુરૂષપણું આપો. માતાજી બોલ્યાં કે–મારા ભકતોએ જે કામ કરયું હોય તે લાખો વર્ષે પણ ફેરવી શકાય નહીં. રાજા બોલ્યો કે–આ

બ્રાહ્મણને એકજ એક દીકરો છે અને પ્રારબ્ધ યોગે એનો વંશ જાય છે માટે દીકરા વિના તેને કેમ સુખ વળે? માતાજી બોલ્યાં કે—મારી કૃપાથી વિદ્યા તથા નમ્રતાવાળો, લાંબી આયુષ્યવાળો અને નિર્મળ મનવાળો, આ બ્રાહ્મણને બીજો પુત્ર આવશે. એની સામવતી નામની આ દીકરી સુમેધાની સ્ત્રી થઇને સુખ ભોગવશે. એટલું કહી માતાજી અંતઃર્ધાન થઇ ગયાં અને રાજા વગેરે તે સઘળાઓ તેમની આજ્ઞા પ્રમાણે ચાલ્યા. તે સારસ્વત બ્રાહ્મણને થોડાજ દિવસમાં માતાજીની કૃપાથી પેહેલા દીકરા કરતાં પણ સરસ એવો બીજો દીકરો આવ્યો. તે સામવતી નામની કન્યા સુમેધાને પરણાવી એટલે તે બન્ને જણાએ ઘણા કાળ સુધી મોટું સુખ ભોગવ્યું. આ પ્રમાણે સદાશિવની ભક્ત સીમંતિની રાણીનો પ્રભાવ અને સદાશિવનો મહિમા પણ કહ્યો. ફરીવાર પણ સાંભળનારાઓને કલ્યાણ અને વિસ્મય આપનાર શિવભક્તોનો મહિમા સંક્ષેપથી કહુંછું.—

**भूयोपिशिवभक्तानांप्रभावंविस्मयावहं ॥**
**समाशाद्वर्णयिष्यामिश्रोतृणांमंगलायनम् ।९३।**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તરખંડનો **સીમંતિની પ્રભાવ વર્ણન** એવા નામનો નવમો અધ્યાય પુરો થયો. ૯

—❧—

## ॥ अध्याय दशमो ॥

**सूतउवाच॥विचित्रंशिवनिर्वाणंविचित्रंशिवचेष्टितम्॥विचित्रंशिवभक्तानांचरितंपापनाशनं ॥ १ ॥**

સૂત કહે છે કે—શિવે આપેલો મોક્ષ અને શિવની લીલા વિચિત્ર છે; તેમજ શિવભક્તોનો મહિમા પણ વિચિત્ર અને પાપનો નાશ કરનાર છે. સ્વર્ગ અને મોક્ષના ખરા સાધન રૂપ શિવભક્તોના મહિમાનું વર્ણન કહુંછું. માળવામાં મંદર નામનો એક બ્રાહ્મણ હતો. તે વિષયમાં લંપટ, સ્ત્રીને વશ, ધનને સંચી રાખનાર, સંધ્યા સ્નાન વિનાનો અને ચંદન ફુલ તથા વસ્ત્રો ઉપર પ્રીતિવાળો હતો. ખરાબ સ્ત્રીઓમાં લાગેલો અને અવળે માર્ગે ચાલનારો તે બ્રાહ્મણ પૂર્વના અજામિળની પેઠે પિંગલા નામની વેશ્યા સાથે રાત દિવસ રમણ કરતો હતો. જેની ઇંદ્રિયો વિષયમાં લાગી હતી એવો તે બ્રાહ્મણ એ વેશ્યાના ઘરમાંજ રેહેતો હતો ત્યાં ઋષભ નામે કોઇ ધર્માત્મા શિવયોગી ( અવધૂત ) આવ્યા. તેમને જોઈ સાક્ષાત્ પોતાના પુણ્યરૂપ માની એ વેસ્યાએ અને એ બ્રાહ્મણે પૂજા કરી. દુશાલા પાથરેલા સારા આસન ઉપર બેસાડી. તેમના ચરણ ધોઇ તેનું પવિત્ર જળ માથે ચડાવ્યું. પછી સારાં વચન, અર્ઘ, નમસ્કાર, ચંદન, ફુલ અને અક્ષત વગેરે ઉપચારથી પૂજન કરી તેમને પ્રીતિથી જમાડ્યા. જમી રહ્યા પછી સુંદર પલંગપર બેસાડી પ્રીતિથી પાનબીડું આપ્યું અને સારા ભાગ્યે તેમના પગ ચાંપી ઘણીવાર સુધી સેવા કરી પ્રસન્ન કર્યા. એ પ્રમાણે મોટી કાંતિવાળા એ શિવયોગી એક રાત ત્યાં રહીને સવારમાં ચાલ્યા ગયા. પછી ઘણે કાળે તે બ્રાહ્મણ અને વેશ્યા મરી જતાં એ બ્રાહ્મણ કર્મ યોગે દશાર્હ દેશના રાજા વજ્રબાહુની સ્ત્રી સુમતિના ગર્ભમાં આવ્યો. તે રાજાની પટરાણીને ગર્ભ રહેલો જોઇ શોકયોએ કપટથી તેને ઝેર દીધું. ઝેર ખવાયું તો પણ દૈવયોગથી તે મુઈ નહીં. પરંતુ મોત કરતાં પણ વધારે દુઃખ પામવા લાગી અને સમય થયો ત્યારે તેણે એક પુત્ર જણ્યો. તે સમયે પણ એ રાણીને ઘણું કષ્ટાવું પડયું. ઝેરનો જેને

સ્પર્શ થયો હતો એવો દશ વાસાનો તે રાજકુમાર બહુ દુઃખી થવા લાગ્યો અને રાત દિવસ ચીસો નાખવા લાગ્યો. તેની માને પણ આખા શરીરમાં ધારાં પડી ગયાં. ઝેરની અસરથી બહુજ પીડાતાં રાજાએ કેટલાએક વૈદ્યોને બોલાવી ઓસડ કર્યાં અને બીજા પણ ઘણા ઉપાય કર્યા તો પણ તે બન્ને સાજાં થયાં નહીં. ભારે પીડાને લીધે રાણીને રાતની ઊંઘ પણ આવતી નહીં. તેમ પોતાના કુંવરના દુઃખથી પણ હેરાન થઈ દુબળી થઈ ગઈ. એ પ્રમાણે કેટલાક મહીના કાહાડી રાજાએ તે રાણી અને દીકરાને જીવતે મુવાં જોઇ વિચાર કર્યો કે—આ સ્ત્રી અને દીકરો કોઇ નરકમાંથી અહીં આવ્યાં છે. રોગ મટતો નથી, ચીસો નાખ્યા કરે છે. રાતનાં ઊંઘવા દેતાં નથી માટે આ પાપીઓનો કાંઇ રસ્તો કરવો જોઇએ, કેમકે મરે એમ નથી અને જીવે એમ પણ નથી. એમ નિશ્ચય કરી બીજી રાણીઓ અને તેઓના દીકરાઓ ઉપર પ્રીતિ રાખતા તે રાજાએ સારથિને બોલાવી રથમાં બેસાડી તે બન્નેને દુર કહાડી મેલ્યાં. કોઇ ઉજડ વગડામાં સારથિએ મુકી દેવાથી બહુ દુઃખ પામ્યાં અને ભુખ તરસથી વિહ્વલ થઇ ગયાં. પછી એ રાણી દીકરાને તેડી પગલે પગલે પડતી, નિસાસા મુકતી, પોતાના નશીબને ધિક્કારતી, બહુજ બીતી, કયાંક કાંટાથી વીંધાઇ જતી, કયાંક વાઘના અવાજથી બીતી. કયાંક સર્પોથી ત્રાસ પામતી, કયાંક પિશાચ વૈતાલ અને બ્રહ્મરાક્ષસોથી પીડાતી, મોટાં ઝાડી ઝાંખરાઓમાં દોડતી, અને ગોખરૂ તથા પાણાથી દુઃખી થતી, કેશ છુટા મુકી ફરવા લાગી. એ પ્રમાણે ભયંકર વગડામાં ફરતાં ફરતાં દૈવયોગથી બળદ, ઘોડા અને મનુષ્યો ચાલતાં હતાં એવો એક ધોરી રસ્તો હાથ લાગ્યો. તે રસ્તે થઇ ઘણા દાખડાથી દુર જતાં ઘણાં માણસોવાળું એક વેપારીનું શેહેર જોવામાં આવ્યુ. તે શેહેરનો માલેક અને

રક્ષણ કરનાર એક પદ્માકર નામનો જાણે બીજો કુબેર ભંડારી હોય એવો નાણાવાળો વાણીઓ હતો. એ વાણીઆના ઘરની કોઇ એક દાસી છેટેથી એ રાણીને આવતી જોઇ તેની પાસે આવી અત્યંત દુઃખી થએલી એ દીકરાવાળી રાણીની ખબર જાણી એ દાસી પોતાના શેઠ પાસે તેને તેડી ગઇ. રોગથી પીડાએલી અને દુઃખી દીકરા વાળી તે સ્ત્રીને જોઈ એકાંતમાં તેડી જઇ એ શેઠે તેને બધી વાત પુછી સઘળી હકીકત જાણી. એ પદ્માકર શેઠે 'અરેરે અફસોસ છે' એમ કહી નિસાસો મુકયો. પછી પોતાના ઘરની પાસે એક ખાનગી ઘરમાં તેને રાખી વસ્ત્ર અન્નપાન અને ગાદલાં ગોદડાં આપી પોતાની માની પેઠેજ બરદાસ કરવા માંડી. તે ઘરમાં સારા બંદોબસ્તથી રેહેતી એ રાણીને ધારાં અને ક્ષય વગેરે રોગોની શાંતી કેમે થઇ નહિ. ધારાંઓથી પીડાએલા બાળકને વાસ્તે વૈદ્યોએ ઘણા ઉપાય કર્યા તો પણ દૈવયોગથી કોઇની કારી નહિ લાગતાં કેટલેક દિવસે તે મરી ગયો. દીકરો મરી જતાં મોટા શોકથી ઘેરાએલી તે રાણી વિલાપ કરવા લાગી કે—હે દીકરા! હે બાપ, હે મારા પ્રાણની રક્ષા કરનારા, હે રાજકુળમાં પુનમના ચંદ્રમારૂપ, હે મારા આનંદને વધારનારા, હે રાજકુમાર! આ અનાથ કંગાલ અને તુંજ જેના પ્રાણ અને બાંધવ છો એવી તારી માને મુકીને કયાં ગયો. એવી રીતે શોક અને ચીંતાને વધારનારાં રૂદનનાં વચનોથા વિલાપ કરતી એ રાણીની સાંત્વના પણ કોણ કરી શકે; પરંતુ એ સમયમાં તેના દુઃખ અને શોકના વૈદ્યરૂપ આગળ કેહેવાએલા ઋષભ નામના શિવયોગી ત્યાં આવ્યા. એ યોગીની તે મોટા શેઠે યથાયોગ્ય પૂજા કરી. પછી તે શોક કરતી રાણીની પાસે જઇ ઋષભ યોગી બોલ્યા કે—હે દીકરી! અકસ્માત મૂઢ બુદ્ધિ બનીને તું શામાટે રોયછે? કયા લોકમાં કોણ જન્મ્યો હતો અને હ-

ગણું કોણ મુવો ! આ બધા શરીર વગેરે પદાર્થો પાણીના ફીણ જેવા છે. કયાંક ભમવું થાય છે, કયાંક શાંતિ થાયછે અને કયાંક સ્થિતિ થાયછે. એટલા માટે આ ફીણ જેવો દેહ મરણ પામતાં શોકની જગાજ રેહેતી નથી; તેથી પંડીતો શોક કરતા નથી. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી પ્રાણિઓ પેદા થાયછે અને પોતાના કર્મથી ભટકે છે; કાળથી ખેંચાય છે અને વાસનામાંજ રહે છે. માયામાંથી સત્વ વગેરે ત્રણ ગુણ પેદા થાયછે. તે ગુણોથી તે તે ગુણો જેવા દેહ થાયછે અને તે દેહ સત્વગુણથી દેવતાપણું, રજોગુણથી મનુષ્યપણું, અને તમોગુણથી પશુપક્ષિપણું પામે છે. વાસના ( પૂર્વ જન્મના સંસ્કાર) ને અનુસરનારો પરવશ પ્રાણી આ ચાલતા સંસારમાં કર્મના બંધનને લીધે ધારી ન શકાય એવી સુખદુઃખરૂપ ગતિને વારંવાર પામે છે, કલ્પ સુધી જીવનારા દેવતાઓને પણ દુઃખ આવે છે, ત્યારે અનેક રોગોથી બંધાએલા માણસોની તો શીજ વાત કરવી ? કેટલાક કહે છે કે કાળથી દેહ પેદા થાયછે, કેટલાએક કહેછે કે કર્મથી પેદા થાય છે અને કેટલાએક ગુણથી પેદા થાયછે એમ પણ કહે છે, એ પ્રમાણે કાળ, કર્મ અને ગુણના વચ્ચે આ દેહ મજમુ છે. આ પંચમહાભૂતનું પુતળું પેદા થએલું જોઇ સમજુ પુરૂષો રાજી થતા નથી અને મરણ પામેલું જોઈ શોક કરતા નથી. દેહ કયાંથી આવ્યો અને કયાં ગયો ? એ ખબર પડતી નથી. ફક્ત વચલા કાળમાં પાણીના પરપોટા જેવો જોવામાં આવે છે. જ્યારથી ગર્ભમાં આવે ત્યારથીજ મોત સરજાઇ ચુક્યું છે પછી દૈવયોગથી થોડાક દિવસ જીવે અથવા તરતજ મરી જાય. કેટલાએક ગર્ભમાંજ મરી જાય છે, કેટલાએક જન્મતાંજ મરી જાય છે, કેટલાક જુવાન થઇ મરે છે અને કેટલાએક ઘરેડા થઇને મરે છે. જેવું પૂર્વનું કર્મ હોય તેવું શરીર આવે છે. અને તે પ્રમા-

એજ સુખદુઃખ ભોગવવાં પડે છે, અજ્ઞાને પ્રેરેલા માબાપના સમાગમથી સ્ત્રી, પુરૂષ અથવા નપુંસક દેહ પેદા થાય છે. આયુષ્ય, સુખ. દુઃખ, પુણ્ય, પાપ, વિદ્યા અને ધન, વિધાતાએ લલાટમાં લખ્યું હોય તે લઇને જીવ જન્મેછે, કર્મની અને કાળની ગતિ ટાળી ટળતી નથી. અને કોઈ પદાર્થો અવિચળ રહેતા નથી માટે શોક કરવો યોગ્ય નથી. સ્વપ્ન, ઇંદ્રજાળ, અને શરદ્ ઋતુનાં વાદળાં સ્થિર રહેતાં નથી તેમ દેહ પણ સ્થિર ક્યાં રેહે છે? તારા કરોડો જન્મ થઈ ગયા. તેમાં કોની કોની દીકરી, કોની કોની મા અને કોનીકોની સ્ત્રી થઈ હતી? આ દેહ પાંચ મહાભૂતથી બનેલો, ચામડી લોહી તથા માંસથી બંધાએલો, મેદ મજ્જા તથા હાડકાના ઢગલારૂપ અને વિષ્ટા મૂત્ર તથા કફનું ઠામ છે. દીકરાને પણ પોતાના શરીરથી પેદા થએલો મેલ જાણી શોક ન કરવો જોઇએ. જો કોઇ માણસ જતન કરતાં પણ મોતથી બચતો હોય તો પેહેલાના સઘળા ડાહ્યા પુરૂષો મરેજ કેમ? તપ, વિદ્યા, બુદ્ધિ, મંત્ર, ઓસડ, કે રસાયનથી પણ કોઈ ડાહ્યો માણસ મોતથી બચતો નથી. હે રૂડા મોહોડા વાળી! એક જીવ આજ મરેછે. તો બીજો કાલ મરેછે. માટે ખોટી વસ્તુમાં શોક કરવો જોઇએ નહીં રોજ મોત પાસેજ ફર્યા કરેછે, માટે પ્રાણિઓને સુખ ક્યાં છે, તે તું કેહે, વાઘ સામો ઉભો હોય ત્યાં પશુને ખડ ગમેજ કેમ! એટલા માટે જન્મ અને જરાને જીતવાની ઇચ્છા હોય તો પાર્વતીના પતિ અને મૃત્યુને જીતનાર એવા સદાશિવનું શરણ લે. જ્યાં સુધી પ્રાણી શિવના ચરણારવિંદની શરણે જાય નહીં ત્યાં સુધી મોત, જન્મ અને જરાની બીક રહે જ છે. આ અસંત દારૂણ સંસારમાં દુઃખ ભોગવીને જ્યારે મનમાં વૈરાગ્ય થાય ત્યારે શંકરનું ધ્યાન કરવું જોઇએ. શિવના ધ્યાનરૂપી અમૃતને મનથી જે પીતો હોય તેને સંસારના વિષયરૂપી ઝેરમાં ફરીવાર લાલચ થાય

નહીં. સર્વ સંગમાંથી છુટી મન જ્યારે વરાગ્યથી બંધાઇ શિવના ચરણમાં લાગે ત્યારે પાછો ભવનો ફેરો રેહેતો નથી. માટે શિવના ધ્યાનનુંજ મુખ્ય સાધન જે આ મન તેને શોકથી તથા મોહથી બગાડી નાખ માં અને સદાશિવનું ભજન કર. સુત બોલ્યા કે-એ પ્રમાણે શિવયોગીએ સાંત્વના સહિત સમજાવેલી તે રાણી તે ગુરૂના ચરણારાવદમાં પ્રણામ કરી બોલી કે—હે મહારાજ ! મારો પુત્ર મરી ગયો. બંધુઓએ તજી દીધેલી છું અને મહા રોગથી વ્યાકુળછું માટે મરણ વિના હવે મારી બીજી શી ગતિ છે ? એટલા માટે આ બાળકભેળીજ મરવાને ઇચ્છુંછું. અને આ સમયમાં તમારૂં દર્શન થયું તેથી કૃતાર્થ થઇછું. સુત કહે છે કે—એ પ્રમાણે તે બોલતાં દયાના ભંડારરૂપ તે શિવયોગી પૂર્વનો ઉપકાર યાદ કરી મુવેલા બાળકની પાસે આવ્યા. પછી શિવના મંત્રથી મંત્રેલી ભસ્મ લઇ તે બાળકના ફાટેલા મોહોડામાં નાખી મુવાને જીવતો કર્યો. જીવતો થએલો તે બાળક ધીરેથી નેત્ર ઉઘાડી આગળના જેવુંજ બળ પામી ધાવવા સારૂ રોવા લાગ્યો. મુવેલા બાળકને પાછો જીવતો થયો જોઇ વિસ્મિત થએલા સર્વ ગામના લોકો રાજી થયા. આનંદથી ભરપૂર થએલી અને વિહ્વળ તથા આંસુથી ભરાએલી આંખોવાળી રાણીએ જલદી પુત્રને તેડી લીધો. પુત્રનું આલિંગન કરી પરમ સુખ પામેલી રાણી જાણે પરિશ્રમથી ઊંઘી ગઇ હોય તેમ બેભાન થઇ ગઈ. વળી શિવયોગીએ ઝેરથી ધારાં પડી ગએલાં તે માદીકરાનાં શરીરને ભસ્મ લગાવી. ભસ્મનો સ્પર્શ થવાથી તેઓનાં શરીર દિવ્ય અને દેવતાના જેવી કાંતીવાળાં થઇ રહ્યાં. પુણ્ય કરનારાઓને સ્વર્ગનું રાજ્ય મળવાથી જે સુખ થાય તે કરતાં પણ સો ગણું સુખ તે રાણીને થયું. પ્રીતિથી વિહ્વળ થએલા તે ઋષભયોગીએ પગમાં પડેલી અને દુ:ખથી છુટેલી રાણીને ઉઠાડી આ-

આશ્વાસના કરી કહ્યું કે-હે પુત્રિ ! તું ચિરંજીવ રેહે ! આ લોકમાં જ્યાં સુધી જીવીશ ત્યાં સુધીમાં તને જરા અવસ્થા નહી આવે. આ તારો પુત્ર ભદ્રાયુ એવા નામથી જગતમાં પ્રખ્યાત થશે અને પોતાનું રાજ્ય પામશે. આ પુત્ર સારી પેઠે ભણે ત્યાં સુધી તું આ વાણીઆને ઘેરજ રેહેજે. સૂત કહે છે કે-એ પ્રમાણે ઋષભયોગી તે રાજકુમારને ભસ્મના જોરથી જીવતો કરી પોતાની જ્યાં ઇચ્છા હતી ત્યાં ગયાં.

**इतितामृषभोयोगीनंचराजकुमारकं ।**
**संजीव्यभस्मवीर्येणययौदेशान्यथेस्थितान् ।९२।**

એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો **भद्रायुराख्यान** નામનો દશમો અધ્યાય પુરો થયો. ॥ १० ॥

——:*:*:——

# अध्याय अगीआरमो.

**सूतउवाच॥पिंगलानामयावेश्यामयापूर्वमुदाहृता॥**
**शिवपूजार्चनात् पुण्या त्यक्त्वापूर्वकलेवरम् । १ ।**

સૂત કેહેછે કે-આગળ જે મેં પિંગળા વેશ્યા કહી હતી તે મરણ પામીને શિવપૂજનના પુણ્યથી ચંદ્રાંગદ રાજાને ઘેર સીમંતિનીના પેટથી રૂપ, ઉદારતા અને ગુણવાળી કીર્ત્તિ માલિની નામની કન્યા અવતરી હતી. રાજપુત્ર ભદ્રાયુ પણ ઉનાળામાંના સૂર્યની પેઠે તે શેઠના ઘરમાંજ મોટો થયો. તે શેઠને પણ સુનય નામનો એક સારો દીકરો હતો તે ભદ્રાયુનો મિત્ર થયો. અતીશય હેતવાળા, રૂપા-

ળા અને રત્નના ઘરેણાંથી શોભતા એ બન્ને જણા સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી ઊંચી કેળવણી પામ્યા. પછી રાજકુમારને સોળમું વર્ષ બેઠું ત્યારે તેજ ઋષભયોગી પાછા તેને ઘેર આવ્યા. રાણી અને રાજકુમારે એ શિવયોગીની વારંવાર પ્રણામ કરી પ્રીતિથી પૂજા કરી. પછી રાજી થએલા તે યોગી કરૂણાથી તે રાજકુમારને પુછવા લાગ્યા કે–તું અને તારી મા કુશળ છો ? તેં સર્વ વિદ્યાઓનો અભ્યાસ કર્યો ? તું વડીલની સેવામાં તત્પર રેહેછે ? હું તારો પ્રાણદાતા ગુરૂછું તે તને યાદછે ? એ પ્રમાણે એ યોગી બોલતાં નમ્રતાવાળી રાણીએ પોતાના પુત્રને તેમના પગમાં નમાવી કહ્યું કે–હે ગુરૂ ! આ તમારો પુત્રછે અને તેને પ્રાણ આપનારા પિતા તમે છો. આપ કરૂણા કરી આને શિષ્ય કરો, બંધુઓએ તજી દીધેલો અને અનાથ છે તેનું પાલન કરો અને સત્‌પુરૂષના માર્ગનો ઉપદેશ કરો, એ પ્રમાણે બોલી રાણીએ પ્રસન્ન કરેલા એ મહા બુદ્ધિમાન યોગીએ તે રાજકુમારને સુમાર્ગનો ઉપદેશ કરયો. ઋષભ બોલ્યા કે વેદ, ધર્મશાસ્ત્ર અને પુરાણોમાં જે જુનો ધર્મ વર્ણાશ્રમ પ્રમાણે કહ્યો છે તેને હમેશ લોકોએ સેવવો જોઇએ, હે પુત્ર ! સત્પુરૂષને રસ્તે ચાલજે અને સારૂંજ આચરણ કરજે, દેવની આજ્ઞાનું ઉલ્લંઘન અને દેવનું અપમાન કરીશ માં; ગાઇ, દેવતા, ગુરૂ અને બ્રાહ્મણોની હમેશ ભક્તિ રાખજે, કોઇ ચાંડાલ પણ અતિથિ થઇને આવે તો તેને માન દેજે, પ્રાણને સંકટ આવી પડે તો પણ કદી સત્ય છોડીશ માં, ગાઇ બ્રાહ્મણોની રક્ષાને વાસ્તે કોઇ વખતે ખોટું બોલવું પડે તો પણ બોલજે. પરાયું ધન, પર સ્ત્રી, દેવતા કે બ્રાહ્મણની વસ્તુ, અને જે વસ્તુ ન મળી શકે એવી હોય તેઓમાં તૃષ્ણા રાખજે માં. સારી કથા, સારો આચાર, સારૂં વ્રત, સારૂં શાસ્ત્ર, અને ધર્મ વગેરેનું સંપાદન, એટલામાં નિરંતર તૃષ્ણા રાખજે, નાહાવું, જપ,

હોમ, પાઠ, તર્પણ અને ગ.ઇ, દેવતા તથા અતિથિની પૂજામાં આળસ રાખજે માં. ક્રોધ, દ્વેષ, ભય, કપટ, ચાડી, ખોટી ખેંચ, કુટિલપણું, ઢોંગ અને ઉદ્વેગને જતન કરી મુકી દેજે. શિકાર, જુગાર, સ્ત્રી, સ્ત્રીઓમાં લંપટ થએલા પુરૂષો, અને અભિમાનીઓનો સંગ કરીશ માં. સુખિઆ સાથે મિત્રપણું અને દુખિઆ ઉપર દયા રાખજે. પુણ્યવાનને જોઇ સંતોષ અને પાપીને જોઇ ઉપેક્ષા કરજે. અતિ આહાર, અતિ ક્રોધ, અતિ નિદ્રા, અતિ પરિશ્રમ, અતિ ભાષણ અને અતિ ક્રીડાનો ત્યાગ કરજે. અતિ વિદ્યા, અતિ શ્રદ્ધા, અતિ પુણ્ય, અતિ સ્મરણ, અતિ ઉત્સાહ, અતિ પ્રખ્યાતિ અને અતિ ધીરજને સિદ્ધ કરજે. પોતાની સ્ત્રીઓપર કામના રાખજે. શત્રુઓ ઉપર ક્રોધ રાખજે. પુણ્યમાં લોભ રાખજે. અધર્મિની ઇર્ષ્યા કરજે. પાખંડ ઉપર દ્વેષ રાખજે. અને સજ્જનો ઉપર પ્રીતિ રાખજે. કોઇ ખરાબ વાત સમજાવે તો સમજીશમાં. ચાડીઆની વાતો સાંભળવામાં બેહેરો થજે. ધુતારા, ક્રોધી, કપટી, ક્રૂર, જુગારી, ચપળ, ખળ, પતિત, નાસ્તિક અને કુટિલ માણસોનો દૂરથીજ ત્યાગ કરજે. કોઇના બહુ વખાણ કરીશમાં, સહુના મનની વાત જાણી જજે. ધન અને કુટુંબમાં અતિ પ્રીતિ રાખીશમાં. પતિવ્રતા સ્ત્રી, મા, સસરો, સત્પુરૂષ અને ગુરૂ એઓના વચનમાં હમેશ વિશ્વાસ રાખજે, શરીરના રક્ષણમાં તત્પર, સાવધાન અને મજબુત નિયમવાળો રેહેજે. કોઈ ચોર હોય તોપણ તેનો વિશ્વાસઘાત કરીશમાં, કારભારીઓની બીક રાખજે, સત્યમાંથી ચળીશમાં. અનાથ, કંગાળ, વૃદ્ધ, સ્ત્રી બાળક, અને નિર્દ્ધન એઓનું ધન, પ્રાણ, બુદ્ધિ, શક્તિ અને બળથી રક્ષણ કરજે, મારી નાખવા જેવો શત્રુ પણ શરણે આવે તો તેને મારીશમાં. કુપાત્ર, સુપાત્ર, નીચ કે મોટો, ગમે તે માણસ પણ જો માગે તો તેને માથું પણ દેજે. મોટું

જતન કરીને પણ કીર્તિજ મેળવજે કેમકે રાજા અને વિદ્વાનોનું કીર્ત્તિ એજ ઘરેણું છે. લક્ષ્મી અને પુણ્ય કીર્ત્તિથી થાય છે. ચંદ્રમા જેમ ચાંદનીથી શોભે તેમ લોક સારી કીર્ત્તિથી શોભે છે. હાથી. ઘોડા, સોનાનો ગંજ અને પર્વત જેવડો રત્નનો ઢગલો મળતો હોય તો પણ તેમાં અપકીર્ત્તિ થતી હોય તો તેને તરણાની પેઠે જલદી મુકી દેજે. મા, બાપ કે ગુરૂ રીસ કરે અને તેઓના સંબંધમાં ધન ખરચાઇ જતું હોય તો પણ અને દીકરાઓ કે બ્રાહ્મણો અપરાધ કરે તોપણ તેઓ ઉપર ક્ષમા કરજે. અને બ્રાહ્મણો જેમ રાજી થાય તેવી રીતે તેઓનું હિત કરજે. કેમકે રાજા સંકટમાં ડુબી જાય ત્યારે ઉત્તમ બ્રાહ્મણો તેને તેમાંથી બહાર કાહાડે છે. આયુષ્ય, યશ, બળ સુખ, ધન, પુણ્ય અને પ્રજાની વૃદ્ધી જેથી થાય તેવું કામ હમેશ કરજે. દેશ, કાળ, શક્તિ, કરવા યોગ્ય અને નહી કરવા યોગ્યનો સારી રીતે વિચાર કરી હમેશ યત્નથી કામ કરજે. કોઇને પીડા કરીશમાં અને પારકી પીડા મટાડજે, નીતિથી અને શક્તિથી ચોર અને દુષ્ટ લોકોને પીડા કરજે. સ્નાન, જપ, હોમ, અને દેવતાના તથા પિતૃના કામમાં ઉત્તાવળ કરજેમાં, નિદ્રામાં અને ભોજનમાં ઉતાવળ કરજે. ચતુરાઈ ભરેલું. કુડ વગરનું સાચું લોકોને પ્રિય લાગે એવું, થોડા અક્ષર અને ઘણા અર્થવાળું વચન બોલજે. હમેશ શત્રુઓથી અને વિપત્તિથી નિર્ભય રેહેજે. બ્રાહ્મણના કુળ, બાપ અને ગુરૂની આજ્ઞાથી બીતો રેહેજે. જ્ઞાતિ, બંધુ, બ્રાહ્મણો, સ્ત્રીઓ, પુત્રો અને ભોજન કરવા બેઠેલી પંગતોમાં સમાન રીતે વર્ત્તજે. સત્પુરૂષોના સારા ઉપદેશ, પવિત્ર કથાઓ, અને વિદ્યાની તથા ધર્મની વાતોમાં કદીપણ વિમુખ થજે માં. પવિત્ર સારા જળવાળો, પ્રખ્યાત, બ્રાહ્મણોની ઘણી વસ્તીવાળો અને શિવની ભ-

કિતાઓ જે મોટા દેશ હોય તેમાં તું હમેશ રહેજે. છીનાળો વેશ્યાઓ,વ્યભિચારી પુરૂષો અને નીચ લોકો જ્યાં ઘણાં હોય તે દેશમાં કદી વસજેમાં, ત્રૈલોકયના નાથ એવા એક સદાશિવનો આશ્રય કરતાં પણ સર્વ દેવતાઓને અને તેઓનાં દિવસોને માન દેજે, પવિત્ર, ચતુર, શાંત, સ્થિર જિતેંદ્રિય અને સુશોભિત હમેશ રેહેજે. વેદ ભણેલા શાંત બ્રાહ્મણો, સારાં સંન્યાસીઓ, પવિત્ર વૃક્ષો, પવિત્ર નદીઓ, પવિત્ર તીર્થ, મોટું તળાવ, ગાઈ, બળધ, રત્ન, પતિવ્રતા સ્ત્રી અને પોતાના ઘરના દેવતાઓને તરતજ પગે લાગજે. પાછલી બે ઘડી રાત રેહે ત્યારે ઉઠી આચમન લઇ, સ્વચ્છ અંતઃકરણથી ગુરૂને નમસ્કાર કરી સદાશિવ, નારાયણ, બ્રહ્મા, ગણપતિ, કાર્ત્તીગસ્વામી, કાત્યાયની દેવી, મહાલક્ષ્મી, સરસ્વતી, ઇંદ્રાદિક લોકપાળ, પવિત્ર કીર્ત્તીવાળાઓ અને ઋષિઓ, એઓનું ધ્યાન કરી ઉગતા સૂર્યને નમસ્કાર કરજે. સુગંધ, ફુલ, પાન, શાક, આકાં ફળ વગેરે અને નવા તથા પ્રિય લાગે એવા ખાવાના પદાર્થો પ્રથમથી શિવને અર્પણ કરી પછી ઉપયોગમાં લેજે. દાન, જપ, સ્નાન, હોમ, ધ્યાન, અને તપ જે કરયું હોય તે સઘળું શિવને અર્પણ કરજે. જગતાં ભણતાં, સુતાં, વિહાર કરતાં જોતાં, સાંભળતાં, બોલતાં અને લેતાં પણ શિવનુંજ ચિંતન કરજે. બન્ને હાથમાં રૂદ્રાક્ષનાં કંકણ પહેરી, કપાળમાં ધોળી ભસ્મનું ત્રિપુંડ્ર કરી સર્વોત્તમ પંચાક્ષર મંત્ર ભણતાં અને શિવના ચરણનું ધ્યાન કરતાં હમેશ મજા કરજે. હે પુત્ર ? બીજા પુરાણોમાં જે ધર્મો વિસ્તારથી કહેલાછે તે મેં તને સંક્ષેપમાં કહ્યા. હવે બીજું સર્વ પુરાણોથી છાનું, સર્વ પાપને હરનાર, પવિત્ર. જય આપનાર અને સઘળી વિપત્તિઓથી ચુકાવનાર એવું શિવકવચ તારા હિતને વાસ્તે કહુંછું.

अथापरंशर्वपुराणगुह्यांनेःशेषापापौघहरं पवित्रम्॥ जयप्रदंशर्वविपरममोचनंवक्ष्यामि शैवंकवचंहिता ते ।६३।

એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો ऋषभोपदेश नामनो અગીઆરમો અધ્યાય પુરો થયો. ૧૧

---

# अध्याय बारमो.

ऋषभउवाच॥नमस्कृत्वामहादेवंविश्वव्यापिनमीश्वरम्।वक्ष्येशिवमयंवर्मसर्वरक्षाकरंनृणाम्॥१॥

ઋષભયોગી બોલ્યા કે—જગતમાં વ્યાપી રહેલા સદાશિવને નમસ્કાર કરી મનુષ્યોની સર્વ પ્રકારે રક્ષા કરનાર શિવકવચ કહું છું. પવિત્ર સ્થાનકમાં યોગ્ય રીતે પાથરેલા આસનપર બેસી, જિતેંદ્રિય રહી, પ્રાણાયામ કરી અવિનાશી સદાશિવનું ધ્યાન કરવું. હૃદયકમળની વચમાં બીરાજતા, જેનું તેજ આકાશમા ફેલાઇ ગયું છે એવા, ઇંદ્રિયોથી દુર, ઝીણા, અંત રહિત, સર્વના આદિ અને પરમ આનંદમય એવા સદાશિવનું ધ્યાન કરવું. ધ્યાનથી સર્વ કર્મ બંધન મટાડી, ઘણીવાર સુધી બ્રહ્માનંદમાં મનને ડુબાડી છ અક્ષરવાળા મંત્રના ન્યાયથી સાવધાન થઇ શિવ કવચથી રક્ષા કરવી. હું જે ઊંડા સંસારરૂપી કુવામાં પડયો છું તેની સર્વ દેવતાઓના આત્મારૂપ સદાશિવ રક્ષા કરજો. તેમનું દિવ્ય અને ઉત્તમ મંત્રના

ગુળીરૂપ નાગ મારા હૃદયમાં રહેલા સર્વ પાપને મટાડજો તેજોમય આનંદથી ભરપૂર, ચૈતન્યરૂપ અને સઘળું જગત્ જેની મૂર્ત્તિ છે એવા સદાશિવ સર્વ ઠેકાણે મારી રક્ષા કરજો. ઝીણાથી ઝીણા અને ઘણી શક્તિવાળા એક ઇશ્વર સઘળા ભયથી મારી રક્ષા કરજો. જે પૃથ્વીરૂપે કરી જગતને ધરી રહ્યા છે તે આઠ મૂર્ત્તિવાળા સદાશિવ પૃથ્વીથી રક્ષા કરજો. જળના સ્વરૂપથી જે જીવન આપે છે તે સદાશિવ જળથી રક્ષા કરજો. ઘણી લીલા કરનારા જે દેવ પ્રલય સમયમાં સઘળાં બ્રહ્માંડોને બાળી નાખી નાચ કરે છે તે કાળરૂદ્ર દાવાનળ વીતોળીઆ વગેરેની બીક અને સર્વ તાપથી રક્ષા કરજો. ઝળકની વીજળી અને સોના જેવા, વિદ્યા વરદાન અભય, અને કુવાડો જેના હાથમાં છે એવા, ચાર મુખ અને ત્રણ નેત્રવાળા તત્પુરૂષ પૂર્વ દિશામાં નિરંતર મારી રક્ષા કરજો. કુવાડો, વેદ અંકુશ, પાશ, ત્રિશુળ, ખપ્પર, ડાકલું અને માળાને ધરનાર, ચાર મુખ અને ત્રણ નેત્રવાળા અને શ્યામવર્ણ એવા અઘોર દક્ષિણ દિશામાં મારી રક્ષા કરજો. કુંદપુષ્પ, ચંદ્રમા, શંખ અને સ્ફાટિક મણિ સરખા ધોળા, વદ, રૂદ્રાક્ષની માળા વરદાન અને અભયની નીશાનીવાળા, ત્રણ નેત્ર તથા ચાર મોહોડાવાળા અને મહા પ્રતાપી **सद्योधिजात** પશ્ચિમ દિશામાં મારી રક્ષા કરજો. વર, રૂદ્રાક્ષની માળા અભય અને ટાંકણાંને ધરનાર, કમળનાં કેસરા સરખા વર્ણવાળા, ત્રણ નેત્ર અને ચાર મુખવાળા વામદેવ ઉત્તર દિશામાં મારી રક્ષા કરજો. વેદ, અભય, વર, અંકુશ, ટાંકણું, પાશ, ખપ્પર, ડાકલું, રૂદ્રાક્ષની માળા અને ત્રિશૂળ જેના હાથમાં છે એવા, શ્વેતવર્ણ, પાંચ મોહોડાવાળા અને મોટા પ્રકાશવાળા ઇશાન આકાશમાં મારી રક્ષા કરજો. ચંદ્ર જેના મસ્તકમાં છે એવા દેવ મારા મસ્તકની, કપાળમાં નેત્રવાળા દેવ મારા કપાળની, ભગદેવના નેત્રને હરના

મારા નેત્રની અને વિશ્વનાથ મારા નાકની સદા રક્ષા કરજો. જેની કીર્ત્તિને વેદ ગાય છે એવા દેવ મારા કાનની, ખપ્પરવાળા દેવ મારા કપાળની, પાંચ મોહોડાવાળા દેવ મારા મોહોડાની અને વેદરૂપ જેની જીભ છે એવા દેવ મારી જીભની સદા રક્ષા કરજો. નીલકંઠ મારા કંઠની, પિનાક ધનુષ્ય જેના હાથમાં છે એવા દેવ મારા હાથની, ધર્મરૂપ જેના હાથ છે એવા દેવ મારા હાથના મૂળની અને દક્ષના યજ્ઞને તોડનાર દેવ મારી છાતીની રક્ષા કરજો. પર્વત જેવું ધનુષ છે એવા દેવ મારા પેટની, કામદેવનો નાશ કરનાર દેવ મારા મધ્ય ભાગની, ગણપતિના પિતા મારી નાભિની અને ધૂર્જટિ ઇશ્વર મારી કેડની રક્ષા કરજો. કુબેરના મિત્ર મારા બે સાથળની, જગતના ઇશ્વર મારા બે ગોઠણની, બળધનું ચિન્હ જેની ધજામાં છે એવા દેવ મારી બે પીંડીની અને દેવતાઓ જેના ચરણનું વંદન કરે છે એવા દેવ મારા પગની રક્ષા કરજો મોટા ઇશ્વર દિવસના પેહેલા પોહોરમાં, વામદેવ બીજા પોહોરમાં, ત્રણ નેત્રવાળા ત્રીજા પોહોરમાં અને જેની ધજામાં બળધ છે એવા દેવ દિવસના છેલ્લા પોહોરમાં મારી રક્ષા કરજો. જેના મુકુટમાં ચંદ્રમા છે એવા દેવ રાતના આરંભ સમયે, ગંગાને ધરનાર દેવ મધ્યરાતે, પાર્વતીના પતિ દેવ પાછલી રાતે અને મૃત્યુને જીતનારા દેવ સર્વ કાળમાં મારી રક્ષા કરજો. શંકર દેવ ઘરની અંદર સ્થાણુ દેવ ઘરથી બાહાર, પશુના પતિ દેવ બે સ્થળની વચમાં અને સદાશિવ ચારે કોર મારી રક્ષા કરજો. લોકના એક અધિપતિ દેવ ઊભતાં પ્રમથ ગણના નાથ ચાલતાં, વેદાંતથી જણાય એવા દેવ બેસતાં, અને અવિનાશી શિવ સુતાં મારી રક્ષા કરજો. નીલકંઠ માર્ગમાં, ત્રિપુરના શત્રુ પર્વત વગેરે વસમી જગ્યાઓમાં, અને મોટી શક્તિવાળા મૃગના પારાધી દેવ વનવાસ વગેરે મોટી મુસાફરીમાં મારી રક્ષા કરજો. પ્રલયકાળ સ-

રૂપી જેનો કોપ છે અને જેના ખડખડ હસવાથી બ્રહ્માંડ ચળાયમાન થાય છે એવા વીરભદ્ર ભયંકર શત્રુની ફોજરૂપી સમુદ્રના મોટા ભયથી રક્ષા કરજો. શસ્ત્રવાળા શત્રુઓની હજાર દશ હજાર લાખ અને કરોડ પ્યાદા, ઘોડા, હાથી અને રથોના સમૂહથી ભયંકર એવી સેંકડો અક્ષૌહિણી સેનાઓને મૂડ નામના સદાશિવ ભયંકર કુવાડાની ધારથી કાપી નાખજો. પ્રલય કાળના અગ્નિ સરખી ઝાળોથી બળતું સદાશિવનું ત્રિશૂળ ચોર લોકોને મારી નાખજો; અને દીપડા, સિંહ, રીંછ તથા નાહાર વગેરે ફાડી ખાનારાઓને પિનાક નામનું મહાદેવનું ધનુષ્ય ત્રાસ કરજો. ખરાબ સ્વપ્ન, ખરાબ શકુન, ખરાબ ગતિ, મનની કચવાણ, દુકાળ, ખરાબ વ્યસન, અપયશ, ઉત્પાત, તાપ, ઝેરની બીક, ખરાબ ગ્રહની પીડા અને વ્યાધિઓને જગતના ઈશ્વર નાશ પમાડજો. ૐ સઘળાં તત્વરૂપ, સઘળાં તત્વથી દુર, સર્વ લોકના એક અધિપતિ, સર્વ લોકના એક પોષણ કરનાર, સર્વલોકના એક પ્રલય કરનાર, સર્વલોકના એકગુરૂ, સર્વલોકના એક સાક્ષી, સર્વ વેદથી છાના, સર્વ વરને દેનારા, સર્વ પાપની પીડાને ભાગનારા, સર્વજગતને અભય કરનારા, ચંદ્રમા જેનો મુકુટછે એવા, અવિનાશી, પોતેજ પ્રકાશરૂપ એવા ઉપદ્રવ રહિત પ્રપંચ રહિત, કલંક રહિત, સુખ દુઃખાદિકથી રહિત, સંગ રહિત, નિર્મળ જેના વૈભવને કોઈની ઉપમા લાગે નહિ એવા, આધાર, રહિત, નિરંતર શુદ્ધ, જ્ઞાનરૂપ, પરિપૂર્ણ અને સતચિત આનંદરૂપ જે બ્રહ્મ તે રૂપ એવા જેનો પ્રકાશ અસંત શાંત છે એવું જે તેજ તે રૂપ એવા, જે ભગવાન સદાશિવ, તેને નમસ્કાર કરૂંછું. હે મહા રૂદ્ર ! હે મહા ભયંકર ! હે સુખકારી જેના અવતાર છે એવા ! હે મહા ભૈરવ ! હે કાળભૈરવ! હે કલ્પાંતભૈરવ ! હે ખોપરીની માળા પેરનાર ! હે ખટ્વાંગ તરવાર, ઢાલ, પાશ, અંકુશ, ડાકલુ, ત્રિશૂલ, ધનુષ,બાણ,ગદા, સાંગ, ભીંદિમાળ,

તોમર, સાંબેલાં, ધોકા, પદિસ, ફડશી, ભોગળ, ભુશુંડી, શતઘ્ની અને ચક્રરૂપી હથિઆરોથી જેના હાથ ભયંકર છે એવા ! હે હજારો મુખવાળા ! હે દાઢોથી વિકરાળ ! હે ભયંકર ખડખડ હસવાથી ધુજાવી નાખેલ છે બ્રહ્માંડનું મંડળ જેણે એવા ! હે મોટા સર્પના કુંડળવાળા! હે મોટા સર્પના હારવાળા ! હે હાથીના ચામડાને પહેરનાર ! હે મૃત્યુને જીતનાર ! હે ત્રણ નેત્રવાળા! હે ત્રિપુરાસરના કાળરૂપ ! હે કરૂપડા નેત્રવાળા! હે જગત્‌ના ઈશ્વર ! હે જગત્‌રૂપ ! હે બળધના વાહનવાળા! હે જેરના ધરેણાવાળા ! હે ચારેકોર મોહોડાવાળા ! સર્વ ઠેકાણેથી મારી રક્ષા કરો. રક્ષા કરો. પ્રકાશો પ્રકાશો. મહા મૃત્યુ અને અલ્પ મૃત્યુના ભયનો નાશ કરો નાશ કરો. મારા શત્રુઓને કાહાડો. ત્રિશૂળથી ફાડો ફાડો. કુવાડાથી તોડો તોડો. તરવારથી કાપો કાપો. ખટ્વાંગથી પછાડો પછાડો. સાંબેલાથી કચરો. કચરો. બાણુથી મારો મારો. રાક્ષસોને બીવરાવો બીવરાવો. ભુતને ભગાડો ભગાડો. કુષ્માંડ વેતાલ મારી ગણુ અને બ્રહ્મરાક્ષસોને ત્રાસ કરો ત્રાસ કરો. મને નિર્ભય કરો કરો. હું કે જે બીનોછું તેની આશ્વાસના કરો આશ્વાસના કરો. નરકની બીકથી મારો ઉદ્ધાર કરો ઉદ્ધાર કરો. ભૂખ તરસથી મને જીવાડો જીવાડો. તૃપ્ત કરો તૃપ્ત કરો દુઃખથી પીડાયોછું તેને આનંદ કરો આનંદ કરો. શિવકવચથી મને ઢાંકો ઢાંકો. હે ત્રણ નેત્રવાળા ! હે સદાશિવ ! તમને નમુંછું નમુંછું. રૂષભ બોલ્યા કે—એ પ્રમાણે વર દેનાર, સર્વ પીડાઓને શમાવનાર અને સર્વ પ્રાણીઓથી છાનું એવું આ શિવકવચ મેં કહ્યું. જે માણુસ આ ઉત્તમ શિવકવચ (શિવરૂપી બખતર) ને પેહેરે તેને સદાશિવની કૃપાથી કોઇ ઠેકાણે ભય થાય નહિ. જેનું આયુષ્ય ખુટ્યું હોય એવો, મરણુ પામેલો અથવા મહા રોગથી પીડાએલો હોય તે પણ સુખ અને લાંબુ આયુષ્ય પામે, સર્વ દારિદ્રયને મટાડનાર અને સર્વ સુખને વધારનાર આ શિવકવચનું જે માણુસ ધારણ

કરે તેને દેવતાઓ પણ પૂજે; શિવકવચના પ્રતાપને લીધે મહાપાપ અને ઉપ પાપના ઢગલાઓથી તે છુટે અને મરણ પામ્યા પછી સદાશિવને પામે, હે પુત્ર ! તું પણ આ મેં આપેલા ઉત્તમ શિવકવચનું ધારણ કર;તારૂં તરતજ કલ્યાણ થશે. સૂત કેહછે કે–એ પ્રમાણે કહીને રૂષભયોગીએ તે રાજકુમારને મોટા નાદવાળો શંખ અને શત્રુઓને કાપી નાખે એવી એક તરવાર આપી. ફરીવાર ભસ્મ મંત્રીને તેના સર્વ શરીરમાં ચોપડી અને તેને બાર હજાર હાથીનું બળ આપ્યું. ભસ્મના પ્રભાવથી બળ, ઐશ્વર્ય, ધીરજ અને યાદી આવવાથી તે રાજકુમાર શરદ રૂતુના સૂરજની પેડે શોભવા લાગ્યો. હાથ જોડી ઉભેલા તે રાજકુમારને યોગીએ વળી કહ્યું કે–તપ અને મંત્રના પ્રતાપવાળી આ તરવાર મેં તને આપીછે. સજાવેલી આ તરવાર તું જેને દેખાડીશ તે શત્રુ સાક્ષાત્ મૃત્યુ હશે તોપણ જલદી મરી જશે જે તારા શત્રુઓ આ શંખનો નાદ સાંભળશે તેઓ હથીઆર મુકી મૂર્ચ્છિત થઇ પડી જશે, આ તરવાર અને શંખ દિવ્ય પરાયા સૈન્યનો નાશ કરનાર અને પોતાનાં સૈન્ય તથા પોતાના પક્ષવાળાઓનાં શૂર તથા તેજને વધારે એવા છે. આ બેના પ્રભાવથી શિવકવચથી, બાર હજાર હાથીઓના મોટા બળથી અને ભસ્મ ધારણ કરવાના સામર્થ્યથી તું શત્રુઓના સૈન્યને જીતી લઇશ અને બાપનું સિંહાસન પામીને આ પૃથ્વીની રક્ષા કરીશ. એ પ્રમાણે ભદ્રાયુને સારીપેઠે સમજાવતા તે માદીકરાએ એ યોગીની પૂજા કરી. પછી તે યોગી પોતાની ઇચ્છા હતી ત્યાં ચાલ્યા ગયા.

**इतिभद्रायुषंसम्यगनुशास्यसमातृकम् ॥**
**ताभ्यांसंपूजितःसोथयोगीस्वैरगतिर्ययौ ॥४३॥**

એ પ્રમાણે સ્કંદ પુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો **सिवकवचकथन** એવા નામનો બારમો અધ્યાય પુરો થયો. ૧૨

—***—

# अध्याय तेरमो.

**सुतउवाच ॥ दशार्णाधिपतेस्तस्यवज्रवाहोर्महाभुजः॥वभूवशत्रुर्वलवान्राजामगधराट्ततः ॥१॥**

સુત કહે છે કે—મગધદેશનો રાજા કે જે બળવાન અને બાહાદુર હતો તે દશાર્ણ દેશના વજ્રબાહુ રાજાનો શત્રુ થયો. તે મહારથી હેમરથ નામના રાજાએ દશાર્ણ દેશને મોટી ફોજથી ઘેરીને રોકી લીધો. એના પ્રતાપી સેનાપતિઓએ દશાર્ણદેશમાં આવીને ધન અને રત્નો લુંટયાં અને કેટલાએક પ્રજાનાં ઘર બાળી નાંખ્યાં. કેટલાએક ધન, કેટલાએક છોકરાં અને સ્રીઓ, કેટલાએક ગાયોનાં ધણ અને કેટલાએક ધાન્ય વગેરે સામાન લઈ લીધો. કેટલાએક વાડીઓમાનાં પદાર્થોનો અને કેટલાએક ઘરના બગીચાઓનો નાશ કર્યો. એ પ્રમાણે તેના રાજ્યનો નાશ કરી સ્રીઓ, ગાયો અને ધન લેવાની ઇચ્છાથી મગધદેશના રાજાએ વજ્રબાહુના શેહેરને ઘેરી લીધું. એ પ્રમાણે પોતાના દેશને અને શેહેરને વ્યાકુળ થએલાં જોઈ વજ્રબાહુ રાજા પોતાની ફોજ સહિત યુદ્ધ કરવા વાસ્તે નીકળ્યો. એ રાજા તથા તેના મંત્રિ વગેરેએ મગધદેશવાળાઓ સામે યુદ્ધ કરી તેઓની કેટલીક ફોજ મારી. રથમાં બેઠેલા અને જેણે બખતર પેહેર્યું હતું એવા વજ્રબાહુ રાજાએ બાણની વૃષ્ટિ કરી ઘણો સંહાર કરી નાખ્યો. મહાપરાક્રમી વજ્રબાહુને લડતો જોઈ મગધદેશવાળાઓએ તેનેજ જલદી ઘેરી લીધો. પરાક્રમી શત્રુઓએ

ઘણીવાર લડાઈ કરી વજ્રબાહુની ફોજનો નાશ કરી જીત મેળવી. કેટલાએકે તેનો રથ ભાગી નાખ્યો અને કેટલાએકે તેનું ધનુષ લઈ લીધું. એકે તેના સારથિને મારી નાખ્યો અને બીજાએ તરવાર લઈ લીધી, એ પ્રમાણે તરવાર, ધનુષ અને સારથિવિનાના વજ્રબાહુને બળાત્કારથી પકડી શત્રુઓએ ક્રોધથી બાંધી લીધો. તેના સઘળા મંત્રીઓ અને ફોજને જીતી લઈ હેમંતમાં આવેલા મગધદેશવાળાઓ તેના શેહેરમાં પેઠા, ઘોડા, માણસ, હાથી, ઊંટ, પશુ, ધન, રૂપાળી સર્વે સ્ત્રીઓ અને કન્યાઓને હરવા લાગ્યા. રાજાની રાણીઓને અને હજારો દાસીઓને બાંધી લીધી. રત્નથી ભરેલા ખજાનો લુંટી લીધો. એ પ્રમાણે ગામ મારી, સ્ત્રી, ગાયો અને ધન વગેરે લઈ વજ્રબાહુને બળાત્કારથી રથમાં નાખીને નીકળી ગયા. એ પ્રમાણે ભયંકર રીતે દેશના નાશનો કોલાહલ થતાં એ વાત એ રાજાના બળવાન કુમાર ભદ્રાયુના સાંભળવામાં આવી. શત્રુઓના હાથથી બાપ બંધાઈ ગયો બાપની સ્ત્રીઓ હરાઈ ગઈ અને દશાર્ણદેશનો નાશ થયો જાણી તે સિંહની પેઠે ગર્જના કરી ઉઠયો. શેઠના દીકરાને સાથે લઈ, તરવાર અને શંખ હાથમાં લઈ, બખતર પેહેરી, રથમાં બેગી જીતવાની ઈચ્છાથી તે નીકળ્યો, ભદ્રાયુ આવીને જોય ત્યાં દેશમાં મોટી ખરાબી થઈ રહી હતી, રાજ્યના લોકોનાં ઘર બળતાં હતાં, ચીસો પડતી હતી અને સ્ત્રીઓ, બાળક, ગાયો તથા ધનનાં હરણ થતાં હતાં એ પ્રમાણે રાજ્યને ધણી વગરનું અને ભય પામેલું જોઈ ક્રોધથી વ્યાપ્ત થઈ શત્રુઓની ફોજમાં પેશીને કાનસુધી ધનુષ ખેંચી ઘણાં ઘણાં બાણ નાખવા લાગ્યો. રાજકુમારના બાણથી મરણ પામતા શત્રુઓ વેગથી તેના ઉપર ચડી આવી ભયંકર બાણથી વીંધવા લાગ્યા. યુદ્ધમાં મદોન્મત શત્રુઓનાં હજારો અસ્ત્ર લાગેછે તોપણ ધીર અને શિવકવચે

રક્ષા કરેલો એ ભદ્રાયુ ચલાયમાન થયો નહીં. હથીઆરની વૃષ્ટિને સહન કરી જલદી હાથીની પેઠે ફોજની અંદર પેશી ઘણાક ઘોડા, હાથીઓ અને પ્યાદાઓને તેણે માર્યા. એ ફોજમાંથી સારથિ સહિત એક યોદ્ધાને મારી તેનાજ રથમાં બેઠો અને શેઠના દીકરાને સારથિ કરયો. સિંહ જેમ હરણીઆના ટોળામાં ફરે તેમ નિર્ભય થઇને તે ફરવા લાગ્યો. પછી સઘળા બળવાન સેનાપતિઓ ક્રોધ કરી ધનુષો ઉપાડી તે એકલા ભદ્રાયુ ઉપર ચડી આવ્યા. મહાવીરોને આવતા જોઇ ભયંકર ખડ્ગ લઈ પુરૂષાર્થ દેખાડવા વાસ્તે તે તેઓની સામો ચાલ્યો, કાળની જીભ જેવી વિકાળ અને ઉજળી તેની તરવાર જોઇનેજ તે સેનાપતિઓ તેના પ્રભાવથી મરી ગયા. તેની લડાઇમાં ઝળકતી તરવાર જે જે શત્રુઓએ દીઠી તેઓ સઘળા વજ્રથી જેમ કીડા મરી જાય તેમ મરી ગયા. પછી મોટા હાથવાળા ભદ્રાયુએ શત્રુના સૈન્યોનો નાશ કરવા વાસ્તે જાણે આકાશ તથા પૃથ્વીને ભુરી નાખતો હોય એવી મોટી ગર્જના વાળો શંખ વગાડ્યો. જાણે ઝેરથી લેપાયો હોય એવો એ મોટો શંખનાદ સાંભળતાંજ શત્રુઓ મૂર્છા પામી ધરતીપર પડી ગયા. ઘોડા, રથ અને હાથીઓ ઉપર જેઓ બેઠા હતા તેઓ સઘળા શંખનાદને લીધે બળનો નાશ થતાં બેસુધ થઇ જરાવારમાં પડી ગયા, બેસુધ, હથીઆર વિનાના અને ધરતીપર પડેલા એ સઘળાઓને શબ જેવા ગણી ધર્મશાસ્ત્ર જાણનારા ભદ્રાયુએ મારયા નહીં. પછી લડાઇમાં બંધાએલા પોતાના પિતાને છોડાવી શત્રુઓના હાથમાં ગએલી તેની સઘળી રાણીઓને પણ જલદી મુકાવી, કામદારોની તથા બીજા પણ શેહેરીઓની સ્રીઓ, છોકરાઓ, કન્યાઓ અને ગાયોના ધણ વગેરે જે જે શત્રુના હાથમાં ગયાં હતાં તેઓને છોડાવી આશ્વાસના કરી. પછી શત્રુઓની ફોજમાં ફરી તેઓની સ્રીઓ,

પવન તથા મન સરખા વેગવાળા ઘોડાઓ, પર્વત જેવડા હાથીઓ, સોનાના રથો અને રૂપાળી દાસીઓ વગેરે સઘળું વગથી ભેળું કરી અને તેઓનું ધન લઇ, હારી ગએલા હેમરથ રાજાને બાંધી લીધો તેના મંત્રિઓ, તાબાના રાજાઓ અને મુખ્ય અમલદારોને જલદી પકડી લઇ પોતાના ગામમાં લાવ્યો, આગળ જેઓ લડાઈમાં હાર ખાઇને ચારકોર ભાગી ગયા હતા તે સઘળા વજ્રબાહુના મુખ્ય મંત્રિઓ અને વિશ્વાસુ સેનાપતિઆ પાછા શેહેરમાં આવી, કુમારના પરાક્રમથી વિસ્મય પામી ' તે ભદ્રાયુ કુમાર ' કાંઈ કારણથી પૃથ્વીમાં આવેલો દેવ છે એમ માનવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે—આતો આપણું મોટું ભાગ્ય અને કોઇ તપનું ફળ થયું ! ! આ કોઇ વીર પુરૂષે આપણને મુવામાંથી ઉગાડયા !! આ કોઇ યોગથી કે તપથી સિદ્ધ થયેલો હશે ? કે કોઇ દેવતા હશે? આણે જે મોટું કામ કર્યું તે માણસથી થઇ શકે એવું નહતું. નક્કી એનાં માબાપ શિવપાર્વતી હોવાં જોઇએ ! ! મોટા સામર્થ્યથી નવ અક્ષોહિણીને જીતી લીધી ! ! એ પ્રમાણે આનંદ સહિત આશ્ચર્ય પામલા અને પરસ્પરમાં વખાણતા કારભારીઓએ પુછવાથી ભદ્રાયુએ કેટલીક ખરી હકીકત કહી દેખાડી. પછી વિસ્મય અને આનંદમાં ડુબેલો અને આનંદના આંસુ ખેરતો પોતાનો પિતા ત્યાં આવ્યો તેને પ્રેમથી વિહ્વળ થએલો ભદ્રાયુ પગે લાગ્યો, એ વજ્રબાહુ રાજાએ પોતાના પુત્રનું આલિંગન કરી તરત પ્રેમથી પરવશ થઇ પુછયું કે હે મોટી બુદ્ધિવાળા ! તું કોઇ દેવ છો ! મનુષ્ય છો ? કે ગંધર્વ છો ? તારી મા કોણ ? બાપ કોણ ? દેવ કોણ ? અને નામ શું છે ? શત્રુઓએ બાંધી લીધેલા, મુવા જેવા થઇ ગએલા અને સામર્થ્ય વિનાના અમોને અમારી સ્ત્રીઓ સહિત, કરૂણાથી આવીને છોડાવ્યા તેનું કારણ શું ? આવું પરાક્રમ, ધીરજ, તેજ અને બળનો વધારો

ક્યાંથી મળ્યાં ? દેવતા, અસુર અને માણસો સહિત ત્રણે લોકને જીતવાનું પણ તારામાં સામર્થ્ય છે હજાર જન્મથી પણ તારો ઓશીંગણ થવાને હું અને આ સ્ત્રીઓ તથા બાંધવો સમર્થ નથી, આ પુત્રો, સ્ત્રીઓ, રાજ્ય અને શેહેર એ બધાને મુકીને મારૂં મન તારામાં પ્રેમથી બંધાયું છે, હે બાપ ! હે મારા પ્રાણને બચાવનાર ! સઘળી વાત કર, આ મારી સ્ત્રીઓનું જીવતર પણ તારેજ સ્વાધીન છે. સૂત કહે છે કે—એ પ્રમાણે પોતાના બાપે પુછવાથી ભદ્રાયુ બોલ્યો કે—આ સુનય નામનો વાણીઆનો દીકરો મારો સખા છે. એના સુંદર ઘરમાં મારી મા સહિત હું રહુંછું, મારૂં નામ ભદ્રાયુ છે. હવે મારી હકીકત હું પછીથી કહીશ પણ હમણાં તમે સ્ત્રીઓ અને સંબંધીઓ સહિત શેહેરમાં જઇ શત્રુઓની બીક મુકી સુખેથી વિહાર કરો. હું પાછો આવું ત્યાં સુધી આ શત્રુઓને છોડશોમાં. હું હવે મારે ઘેર જલદી જાઇશ. એ પ્રમાણે કહી રાજાની રજા લઇ એ રાજકુમાર ભદ્રાયુએ પોતાને ઘેર આવી સઘળી વાત પોતાની મા પાસે કહી, રાજી થઇ જેને આંસુ આવી ગયાં એવી માએ દીકરાનું આલિંગન કર્યું. એ શેઠે પણ પ્રેમથી આલિંગન કરી તેનો સત્કાર કર્યો. વજ્રબાહુ પોતાના ઘરમાં જઇ સ્ત્રીઓ, પુત્ર અને કારભારીઓ સહિત મોટો હરખ પામ્યો. તે રાત્રિ વીત્યા પછી મોટા યોગી ઋષભે સીમંતિનીના પતિ ચંદ્રાંગદ રાજાને મળી, ભદ્રાયુની ઉત્પત્તિ અને તેના અલૌકિક કામની વાત કરી. એકાંતમાં કહ્યું કે તારી કુંવરી કીર્તિમાલિની ભદ્રાયુને આપ. એ પ્રમાણે તેને સમજાવી દેશકાળની રતી જાણનાર ઋષભયોગી ત્યાંથી ગયા. પછી ચંદ્રાંગદ રાજાએ સારાં મુહૂર્તમાં ભદ્રાયુને બોલાવી તેને પોતાની કુંવરી દીધી પરણેલા તે રાજકુમાર પોતાની સ્ત્રીની સાથે સોનાના આસનપર બેસી રોહિણીની સાથે જેમ ચંદ્રમા શોભે તેમ શોભવા લાગ્યો. ચંદ્રાંગદ

રાજાએ તેના પિતા વજ્રબાહુને બોલાવી કારભારીઓ સહિત સામેયું કરી તેની પૂજા કરી. વજ્રબાહુએ તેના ગામમાં જઈ ભદ્રાયુને પરણેલો દીઠો. ભદ્રાયુ પ્રેમથી પગમા પડ્યો એટલે છાતી સાથે ખૂબ દાબીને તેનું આલિંગન કર્યું. પછી વજ્રબાહુએ ચંદ્રાંગદને પુછ્યું કે—આ વીર મને પ્રાણ આપનાર અને શત્રુઓને મારનાર છે તોપણ એ મહાપરાક્રમી તમારા જમાઇના વંશને હું જાણતો નથી. માટે એનો વંશ અને જન્મ જાણવાની મને ઇચ્છા છે. એ પ્રમાણે વજ્રબાહુએ અરજ કરવાથી ચંદ્રાંગદ રાજાએ એકાંતમાં મળી હસીને તેને કહ્યું કે—આ તમારો પુત્ર છે કે જેને તમે બાળકપણામાં રોગથી પીડાએલો જોઈ તેની માંદી માની સાથે વનમાં મૂકી દીધો હતો. બાળકની સાથે વનમાં ફરતી એ તમારી રાણી દૈવયોગથી વાણીઆને ઘેર જતાં તેણે તેની રક્ષા કરી. ત્યાં ઘણા રોગથી પીડાઇને આ તમારો કુંવર મરી ગયો હતો. ત્યાં કોઇ યોગિરાજે તેને પાછો જીવતો કર્યો. એ ઋષભ નામના શીવયોગીના પ્રતાપથી આ મા દીકરો દેવતા જેવું રૂપ પણ પામ્યાં. તે યોગીએ આપેલી તરવાર અને મોટા નાદવાળા શંખથી અને શિવકવચના પ્રતાપથી યુદ્ધમાં શત્રુઓ હારી ગયા. માટે આ કુંવરને અને એની પતિવ્રતા માને લઇ તમારી નગરીમાં જાઓ; તમારૂં મોટું કલ્યાણ થશે. એ પ્રમાણે ચંદ્રાંગદે સઘળી વાત કહી પોતાના દરબારમાં બેસાડી રાખેલી અને શણગારેલી તેની મોટી રાણીને બોલાવી તેને દેખાડી. એ સઘળું સાંભળી અને જોઇ બહુજ લજાએલો અને મુરખપણાથી પોતે કરેલા કામને ધિક્કારતો વજ્રબાહુ રાજા તે સ્ત્રી અને પુત્રને દેખવાથી મોટો હરખ પામ્યો. રૂવાણાં ઉભાં થઇ ગયાં અને તે બન્નેનું આલિંગન કર્યું. એ પ્રમાણે ચંદ્રાંગદે પૂજેલો અને સત્કાર કરેલો વજ્રબાહુ તે ચંદ્રાંગદનો તેના મંત્રિઓની સાથે સત્કાર કરી

પોતાની રાણી, દીકરો અને વહુને સાથે લઇ પરિવાર સહિત પોતાની નગરીમાં આવ્યો. ભદ્રાયુ મોટા આદરમાનથી બાપને ઘેર આવી સર્વ શેહેરના લોકોને આનંદ કરવા લાગ્યો. કેટલાએક કાળ પછી પિતા સ્વર્ગવાસી થતાં જુવાન થએલો અને મહાપરાક્રમી ભદ્રાયુ રાજગાદીએ બેઠો તે વખતે તેણે મગધદેશના રાજા હેમરથની સાથે મોટા ઋષિઓની સમક્ષ સલાહ કરીને તેને બંદીખાનેથી છોડ્યો. એ પ્રમાણે પૂર્વજન્મમાં ત્રૈલોક્યમાં વિખ્યાત શિવયોગીની પૂજા કરી હતી તેના પ્રભાવથી તે ભદ્રાયુ મોટી વિપત્તિઓમાંથી નીકળી રાજ્ય પામી ચંદ્રાંગદની પુત્રી સાથે આનંદ કરવા લાગ્યો.

**संधायमैत्रींपरमांब्रह्मर्षीणांचसन्निधौ॥इत्थंत्रैलोक्यविहितांशिवयोगिपूजांकृत्वापुरातनभवेपितराजसुनुःनिस्तीर्यदुःसहविपद्गणमाप्तराज्यश्चंद्रांगदस्यतनयासहसाधुरेमे ॥ ८६ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તરખંડનો **भद्रायुविवाह. कथन** એવા નામનો તેરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૩ ॥

# अध्याय चौदमो.

**सूतउवाच॥प्राप्तसिंहासनोवीरोभद्रायुःसमहीपतिः॥ प्रविवेशवनंरम्यंकदाचिद्भार्ययासह ॥ १ ॥**

સૂત કેહેછે કે—જેને સિંહાસન મળ્યું છે એવો ભદ્રાયુ રાજા કોઇ દિવસે પોતાની સ્ત્રીની સાથે સુંદર વનમાં ગયો. એ વનમાં આસો-

પાલવનાં ફૂલ અને નવાં પાનડાં શોભી રહ્યાં હતાં મલ્લિકાનાં ફૂલ ઉઘડી રહ્યાં હતાં. તેઓમાં ભમરાઓ ગુંજાર કરતા હતા. નવીન બોલસરીની સુગંધીથી લોકોમાં આનંદ વ્યાપી રહ્યો હતો. તમાલના અને આસોપાલવના વૃક્ષોમાં તાજી તાજી કળીઓ લાગી રહી હતી. ફૂલના સમૂહવાળા માધવી લતાઓના માંડવાઓ નમી રહ્યા હતા. આંબાનાં વૃક્ષો પાનડાંથી અને મોરથી શોભી રહ્યાં હતાં. પુન્નાગના વનમાં ફરનાર કોયલોના ટોકરા લાગી રહ્યા હતા. એવી રીતે સઘળી રીતે સુંદર સમયમાં બદ્રાયુ પોતાના રાણી સાથે વિહાર કરવા લાગ્યો. ત્યાં નજદીકમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી પછવાડે વાઘ દોડવાથી ચીસો પાડતાં દોડયાં આવતાં હતાં તેને દીઠાં. એ બે જણાં બોલતાં હતાં કે કરૂણાના ભંડારરૂપ રાજા ! આ મોટા વેગવાળો વાઘ અમને ખાવા વાસ્તે દોડયો આવેછે. તો એ ભયંકર અને પર્વત જેવડો વાઘ અમને પોચીને ખાઈ ગયો નથી તે મોર અમારી રક્ષા કરો. એવી ચીસ સાંભળીને બદ્રાયુ રાજાએ હાથમાં ધનુષ લીધું એટલામાં તો એ વાઘે આવીને બ્રાહ્મણીને પકડી. હે નાથ! હે નાથ ! હે કાંત ! હે શંભો ! હે જગતના પતિ ! એવી રીતે ચીસો નાખતી એ બ્રાહ્મણીને વાઘે પકડી. તેટલામાં રાજાએ વાઘને સજાવેલાં બાણુ મારયાં તોપણુ પર્વતને જેમ વરસાદથી પીડા ન થાય તેમ એ વાઘને તે બાણોથી કાંઈ પણ પીડા થઇ નહિ રાજાના હથીઆરોથી જેને પીડા થઇ નથી એવો એ મહા બળવાન વાઘના જોરથી તે બ્રાહ્મણીને ઢરડી જલદી ચાલતો થયો. પોતાની સ્ત્રીને વાઘે હરેલી જોઈ દુઃખ પામેલો બ્રાહ્મણ રોવા લાગ્યો કે—હે પ્યારી ! હે બાલા ! હે કાંતા ! હે પતિવ્રતા ! મને અહીં એકલો મુકીને તું પરલોકમાં કેમ ગઇ ? પ્રાણ કરતાં પણ પ્યારીને મુકી હું શી રીતે જીવી શકું? હે રાજા! તારાં મોટાં મોટાં અસ્ત્ર, મોટું ધનુષ

અને બાર હજાર હાથીનું જોર ક્યાં ગયું ? તારાં શંખ, તરવાર, મંત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા, પ્રયત્ન અને મોટા પ્રભાવથી શું વળ્યું ? એ સઘળું અને જે કાંઈ બીજું પણ તારામાં હોય તે વ્યર્થ થયું. કેમકે તું આ વગડાના પ્રાણીને વારી શક્યો નહીં. દુઃખીઆનો બચાવ કરવો એજ ક્ષત્રિય કુળનો ધર્મ છે. માટે તે કુળનો ધર્મ ગયો તો પછી જીવવાનું શું પ્રયોજન છે? ધર્મ જાણનારા રાજાઓ પોતાના પ્રાણથી અને ધનથી શરણાંગતનું રક્ષણ કરેછે અને તે નથી કરતા તેઓ જીવતે મુવાછે. ધનવાન છતાં કોઇને દેતા ન હોય તેઓનું જીવવું મરવા જેવું છે. શરણાંગતની રક્ષા ન થઈ શકે તો ગૃહસ્થાશ્રમ કરતાં સંન્યાસજ સારો છે. અનાથ અને રાંક શરણાંગતોનું રક્ષણ ન થાય તે કરતાં રાજાને ઝેર ખાવું કે અગ્નિમાં બળી મરવું સારૂં છે. એ પ્રમાણે તેના વિલાપ અને પોતાના પરાક્રમની નિંદા સાંભળી શોકને લીધે ભદ્રાયુએ મનમાં વિચાર કર્યો કે આજ નશીબ ફરી જવાથી મારો પુરૂષાર્થ અને કીર્તિ નાશ પામ્યાં અને મોટું પાપ લાગ્યું. કમનશીબ અને દુર્બુદ્ધિ એવો જે હું તેનો ધર્મ નાશ પામ્યો, હવે મારી સંપત્તિ રાજ્ય અને આયુષ્ય પણ નક્કી ક્ષય પામશે. પુરૂષોને સંપત્તિ, વૈભવો, પુત્રો અને ધન પ્રારબ્ધથી ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાય છે અને ક્ષણમાત્રમાં જતાં રહે છે. માટે મારા પ્યારા પ્રાણ આપીને પણ આ ઘરભંગ થએલા બ્રાહ્મણનો શોક મટાડીશ. એમ નિશ્ચય કરી એ ભદ્રાયુ રાજા તે બ્રાહ્મણના પગમાં પડી સાંત્વના કરતાં બોલ્યો કે—હે મોટી બુદ્ધિવાળા બ્રાહ્મણ ! હું કે જે શક્તિ વગરનો ક્ષત્રિય છું તેના ઉપર ક્ષમા કરો. શોક મુકી દીઓ તમને જાતું હશે તે હું આપીશ. આ રાજ્ય, આ રાણી અને આ મારો દેહ એ સઘળું તમારે સ્વાધીન છે, હવે જે તમારે જોતું હોય તે બોલો. બ્રાહ્મણ બોલ્યો કે—આંધળાને અરીશાથી, ભીખારીને ઘરથી. મૂર્ખને પુસ્તકથી અને સ્ત્રી વગરનાને ધનથી શું પ્રયોજનછે ?

સો હું સ્ત્રી વગરનો થઇ રહ્યો અને ભોગ ભોગવ્યા નથી માટે ભોગવવાને વાસ્તે મને આ તમારી પટરાણી આપો. રાજા બોલ્યો કે આ તમારો ધર્મછે ? કે ગુરૂએ તમને આવું શીખવ્યું છે ? પોતાનો દેહ આપવાનું બની શકે પણ સ્ત્રી આપી દેવાનું કદી ન બને. પર સ્ત્રી ભોગવવાથી જે પાપ લાગે તે પાપ સેંકડો ઉપાય કરવાથી પણ ધોવાઇ શકે નહિ. બ્રાહ્મણ બોલ્યો કે—ભયંકર બ્રહ્મહત્યાનું કે મદિરાપાનનું પાપ હોય તેનો પણ તપથી નાશ કરી દઉં ત્યારે પરસ્ત્રી ભોગવવાના પાપનો શો ભારછે. માટે આ તારી સ્ત્રી મને દે નહીંતર દુઃખીઆનું રક્ષણ નહિ કરવાથી તું નકી નરકમાં પડીશ. એ પ્રમાણે બ્રાહ્મણના બોલવાથી ભય પામીને રાજાએ વિચાર કર્યો કે—રક્ષણ નહિ કરવાથી મોટું પાપ લાગે તે કરતાં સ્ત્રી આપી દેવી એજ સારૂં છે. માટે આ સ્ત્રી બ્રાહ્મણને આપી દઇ પાપથી મુકાઇ જલદી અગ્નિમાં બળી મરીશ, કેમકે એમ કરવાથી કીર્તિ રેહેશે. એમ મનમાં નિશ્ચય કરી, અગ્નિ સળગાવી, પછી એ બ્રાહ્મણને બોલાવી સંકલ્પ સહિત સ્ત્રીનું દાન કર્યું. પોતે નહિ, પવિત્ર થઈ દેવતાઓને પ્રણામ કરી એ અગ્નિને ત્રણ પ્રદક્ષિણા કરી સાવધાન પણાથી શંકરનું ધ્યાન કરવા લાગ્યો. જેનું ચિત્ત પોતાના ચરણમાં લાગ્યું છે. એવા તે રાજાએ અગ્નિમાં પડવા માંડયું ત્યારે સદાશિવે પ્રકટ થઇ દર્શન દીધાં. પાંચ મોહોડાવાળા,ત્રણ નેત્રવાળા પિનાકનામના ધનુષવાળા ચંદ્રમાની કળા જેના મુકુટમાં છે એવા લાંબી અને પીંગળી જટાવાળા, મધ્યાન્હ સમયના કરોડ સુર્યના જેવા તેજસ્વી કમળના નાળની પેઠે ધોળા, હાથીના ચામડાના વસ્ત્રવાળા, ગંગાજીના મોજાથી જેનું મસ્તક ભીંજાયછે એવા, મોટા સર્પના હાર, કડાં, વીંટી, મુકુટ, બાજુબંધ તથા કુંડળથી શોભતા, જેના હાથોમાં ત્રિશુળખટ્વાંગ કુહાડો, ઢાલ, મૃગ, અભય, વર અને ધનુષ છે એવા પોઠીયાપર બેઠેલા

અને નીલકંઠ એવા સદાશિવ પોતાની આગળ પ્રકટ થયા તેને રાજાયે દીઠા તે સમયમાં આકાશમાંથી દેવતાઈ ફુલોની વૃષ્ટિ પડવા લાગી. દેવતાનાં વાજાં વાગવા લાગ્યાં અને દેવતાઓ નાચ તથા ગાયન કરવા લાગ્યા નારદ વગેરે અને સનકાદિક વગેરે દેવતાઓના ઋષિઓ, ઇંદ્ર વગેરે લોકપાળક અને નિર્મળ બ્રહ્મઋષિઓ ત્યાં આવ્યા તેઓની વચમાં પાર્વતીની સાથે બેઠેલા સદાશિવ, ભક્તિથી નમેલા રાજા ઉપર કરૂણાની વૃષ્ટિ કરવા લાગ્યા. રાજાને તેમના દર્શનથી આનંદ વધ્યો. આનંદના આંસુથી શરીર ભીંજાઈ ગયું. રૂવાડાં ઉભાં થયાં અને હાથ જોડી ગદ્ગદ કંઠથી સ્તુતિ કરવા લાગ્યો. રાજા બોલ્યો કે—સ્વતંત્ર, અવિનાશી, મુખ્ય, છાના ગુણવાળા, મોટા. અજન્મા, કારણના પણ કારણ, પરમશિવ, ચૈતન્યના આનંદથી ભરપૂર, અને શાંત દેવ એવા જે તમે તેને નમસ્કાર કરૂંછું. જગત્‌ના સાક્ષી, જગતના કરનાર, છાના તેજવાળા, અને હૃદયમાં રહેલા તમેછો, માટે વિધિ જાણનારા પુરૂષો અનેક ઉપાયથી મન રોકીને તમને શોધે છે. એક રૂપ વિચારનાર જ્ઞાનિઓને તમે એક છો અને ભેદ બુદ્ધિવાળાઓને અનેક રૂપ છો. ઇંદ્રિયથી દૂર, સર્વને જાણનાર અને જગત્‌ના આદિઅંતમાં પણ સ્થિર એવું તમારૂં સ્વરૂપ મનના માર્ગથી દૂર છે. મન વચનથી દૂર, મોહ રહિત અને પરમાત્મા રૂપી જે તમારૂં શરીર તેની સ્તુતિ કરવાને સગુણ અને અજ્ઞાનથી ભરેલી મારી વાણી કેમ સમર્થ થાય ? તો પણ ભક્તના આશ્રયરૂપ અને નમનારની પીડાને ભાંગનાર તમારા ચરણારવિંદને, ભયંકર સંસારરૂપી દાવાનલથી પીડાએલો હું સંસારનો ભય મટવા વાસ્તે નિરંતર ભજુંછું. દેવનાદેવ, મહાદેવ, શંભુ, બ્રહ્મા વિષ્ણુ. રૂદ્રરૂપ, અને સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયને કરનાર જે તમે તેને નમુંછું. જગત્‌ના આદિ, જગત્‌ના પેહેલા સાક્ષી, સત્યસ્વરૂપ અને જ્ઞાન તથા આનંદમય જે તમે તેને

નમુંછું. સર્વ શરીરમાં રેહેનાર, શરીરથી જુદો જે આત્મા તે રૂપ, માયારહિત, માયામાં પ્રકાશતા, વ્યાપક, જેના પાસે કોઇનો પ્રકાશ નથી એવા, અવિનાશી, સત્ય તથા જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ, સહુથી છેટા, કર્મબંધનથી રહિત, વેદાંતથી જાણવા યોગ્ય, ઓંકારમાં રેહેનાર, શુદ્ધ રીતિવાળા, ત્રણ ગુણની વૃત્તિઓથી રહિત, કલ્યાણકારી, પરાક્રમવાળા અને કલ્યાણને દેનારા જે તમે તેને નમું છું, અનંત મોટા, શાંત અને કલ્યાણરૂપ જે તમે તેને નમુંછું. શાંતરૂપ, ઘોરરૂપ, ભયંકર પાપોને ગટાડનાર, સર્વના આદિ, અજ્ઞાંનને તોડનાર, સર્વોત્તમ, મોહરહિત, અને સ્વચ્છ ગુણવાળા જે તમે તેને નમુંછું. હે જગતના નાથ ! હે શંકર ! હે અવિનાશિ ! હે રૂદ્ર, હે કરૂપડા નેત્રવાળા ! હે મૃત્યુને જીતનાર ! હે અવિચળ ! મારી રક્ષા કરો. હે શંભુ ! હે ચંદ્રમાના મુકુટવાળા ! હે શાંત સ્વરૂપ ! હે પાર્વતીના પતિ ! હે સૂર્યચંદ્ર તથા અગ્નિરૂપી નેત્રવાળા ! હે ગંગાધર ! હે અંધકાસુરને મારનાર ! હે પવિત્ર કીર્તિવાળા ! હે ભૂતનાથ ! હે પર્વતમાં રેહેનાર ! તમને સદા નમસ્કાર કરૂંછું. સૂત કહેછે કે—એ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થએલા, દયાના ભંડારરૂપ મહાદેવ પાર્વતી સહિત બોલ્યા કે—હે રાજા ! તારી ભક્તિથી અને પવિત્ર સ્તુતિથી પ્રસન્ન થયોછું તેં એક મનથી મારી નિરંતર પૂજા કરી છે. તારો ભાવ જોવા વાસ્તે હું બ્રાહ્મણ થઇને આવ્યો હતો. જેને વાઘ લઇ ગયો તે આ સાક્ષાત્ પાર્વતી હતાં. જે તારાં બાણથી ઘવાયો નહી તે વાઘ માયાનો બનાવેલ હતો. તારી ધીરજ જોવાને વાસ્તે તારી સ્ત્રી મેં માગી હતી. હે માન આપનારા ! આ તારી રાણીની અને તારી ભક્તિથી હું પ્રસન્ન થયોછું. કોઇને ન મળે એવુ વરદાન આપું માગી લે. રાજા બોલ્યા કે—હે દેવ ! હું કે જે સંસારના તાપથી ઘેરાએલોછું.તેને આપ પરમેશ્વરે દર્શન દીધું એજ વરદાન મ-

ણી ચુક્યું. વરદેનારાઓમાં ઉત્તમ એવા તમ પાસેથી કોઇ બીજો વર હું માગતો નથી. હું, મારી રાણી, મારાં માબાપ, પદ્માકર શેઠ અને તેમનો પુત્ર સુનય, એ સઘળાંઓને આપની પાસેજ રાખજો. સુત કહે છે કે–પછી મહા ભાગ્યશાળી કીર્ત્તિમતી રાણીએ શંકરને પ્રસન્ન કરી ઉત્તમ વરદાન માગ્યું. રાણી બોલી કે–મારો પિતા ચંદ્રાંગદ અને મારી મા સીમંતિની, એ બન્ને આપની પાસે સદા રેહે, એ માગું છું. પ્રસન્ન થએલા ભકત વત્સલ સદાશિવ, તથાસ્તુ, એ પ્રમાણે બન્નેને વરદાન દઈ ક્ષણમાત્રમાં અંતર્ધ્યાન થઇ ગયા. તે રાજા, પોતાના પુત્રો અને રાણીની સાથે શંકરની કૃપા મેળવી સુખ ભોગવવા લાગ્યો. દશ હજાર વર્ષ સુધી, આબાદ રાજ્ય કરી પછી દીકરાઓને રાજ્ય આપી તે ભદ્રાયુ સદાશિવના પરમ પદને પામ્યો. ચંદ્રાંગદ રાજા અને તેની રાણી સીમંતિની પણ ભક્તિથી શિવપૂજન કરી શિવનું પદ પામ્યાં. પવિત્ર, પાપને મટાડનાર, વિચિત્ર, અને અત્યંત છાનું આ શિવના ગુણનું આખ્યાન કર્યું તેનો જે પાઠ કરે અથવા સમજુઓને સંભળાવે તે માણસ. સંસારનાં સુખ ભોગવી અને સદાશિવને પામે.

**एतत्पवित्रमघनाशकरंविचित्रंशंभोर्गुणानुकथनं परमंरहस्यम् ॥ यःश्रावयेद्बुधजनान्प्रयतःपठेद्वा संप्राप्यभोगविभवंशिवमेतिसोंते ॥ ७६ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો **भद्रायुर्माहात्म्य कथन** એવા નામનો ચૌદમો અધ્યાય પુરો થયો.

— ❧ ✻ ❧ —

# अध्याय पंदरमो.

**सूतउवाचाऋषभस्यानुभावोयंवर्णितःशिवयोगिनः।अथान्यस्यापिवक्ष्यामिप्रभावंशिवयोगिनः।१।**

સૂત બોલ્યા કે—આ ઋષભ નામના શિવયોગીનો પ્રભાવ કહ્યો. હવે બીજા શિવયોગીનો પ્રભાવ અને ભસ્મનો મહિમા પણ કહું છું કે જે સાંભળવાથી પાપી લોકો પણ કૃતાર્થ થશે. મહા તપસ્વી, સુખ દુઃખાદિકથી રહિત, નિર્ગુણ, શાંત, સંગરહિત, સમદૃષ્ટિ રાખનાર, આત્મારામ, ક્રોધને જીતનાર, ઘર તથા સ્ત્રીથી રહિત, અણુચીંતવ્યા જનાર. મૌન રાખનાર સંતોષી, કોઈ વસ્તુનું ગ્રહણ નહીં કરનાર, સર્વ શરીરમાં ભસ્મ ચોપડનાર. મોટી જટાથી શોભાયમાન, વલ્કલ તથા મૃગચર્મ પેહેરનાર, અને માત્ર ભિક્ષાનું જ ગ્રહણ કરનાર એવા વામદેવ નામે એક શિવયોગી છે. સર્વ ઉપર અનુગ્રહ કરનારા એ યોગી, એક દિવસે લોકોમાં ફરતાં ફરતાં દૈવની ઇચ્છાથી ક્રૌંચારણ્ય નામના ભયંકર વનમાં ગયા. તે માણસ વિનાનાં વનમાં એક અત્યંત ભયંકર અને ભુખ્યો તરસ્યો બ્રહ્મરાક્ષસ રેહેતો હતો. તે એ શિવયોગીને આવ્યા જોઇ ભુખનો માર્યો ખાવા વાસ્તે વેગથી દોડયો. મોટી કાયાવાળો અને ભયાનક દાઢોવાળો એ દુષ્ટ રાક્ષસ મોહોડું ફાડી આવ્યો તેને જોઇ એ યોગી ચલાયમાન થયા નહીં. એ ભયંકર રાક્ષસે નિશ્ચળ રહેલા શિવયોગીને દાબીને બાથમાં લીધા, યોગીનો સ્પર્શ થયો ત્યાંજ તે બ્રહ્મરાક્ષસનાં પાપ મટી જતાં તેને ખેદ થયો અને યાદી આવી. જેમ લોઢું પારસમણીના સ્પર્શથી સોનું થઈ જાય, માટી જંબુ નદીને પામવાથી સોનું થઇ જાય, કાગડા માન સરોવરને પામી હંસ થઇ જાય, અને માણસ એકવાર

અમૃત પીધાથી દેવતા થઇ જાય, તેમ મોટા સત્પુરૂષોનાં દર્શનથી અને સ્પર્શથી પાપીઓ પણ પવિત્ર થાય છે. માટે સત્સંગ દુર્લભ ગણાય છે. જે પ્રથમ ભુખ તરસથી પીડાએલો, વનમાં ફરનાર અને દુષ્ટ હતો, તે રાક્ષસને તુરત સંતોષ મળી પરમ આનંદ થયો. શિવ-યોગીના શરીરમાં લાગેલી ભસ્મની કણીઓ અડવાથી જલદી પાપ અને દુષ્ટ સ્વભાવ મટી જતાં તે રાક્ષસને પૂર્વ જન્મની યાદી આવી એટલે તે યોગીના પગમાં પડી બોલ્યો કે—હે મોટા યોગી ! હે કરૂણાના ભંડારરૂપ ! હે સંસારથી તપેલાઓને આનંદના શીતલ સમુદ્રરૂપ ! મારી ઉપર કરૂણા કરો. પાપી, દુષ્ટ અને સર્વ પ્રાણીઓને ત્રાસ દેનારો હું ક્યાં. અને આપ મહા પ્રતાપી દયાળુનું દર્શન ક્યાં. હું દુઃખના સમુદ્રમાં પડયો છું તેને બાહાર કાહાડો. તમારાં દર્શનથીજ મને આનંદ થાય છે. વામદેવ બોલ્યા કે—તું વનમાં ફરનારો રાક્ષસ કોણ છો ? અહીં શામાટે રહ્યો છો ? અને આ ખરાબ અવતાર શાથી પામ્યો છું ? રાક્ષસ બોલ્યો કે—આ અવતારથી પેહેલાના પચીશમાં અવતારમાં હું યવનદેશનો દુર્જય નામનો બળવાન રાજા હતો તે હું દુરાત્મા, પાપી, મનગમતી રીતે ચાલનાર, મદોન્મત્ત, દંડ દેનાર, ભયંકર નિર્દય, ખળ, જુવાન, ઘણી સ્ત્રીઓ છતાં પણ વ્યભિચારમાં લાગેલો અને ઈંદ્રિયોને છુટ મુકનાર હતો. તેને વળી એક દુષ્ટ છંદ લાગ્યા કે રોજે રોજ નવી સ્ત્રીને ભોગવવાનું મન થતું. નોકરો પાસે સઘળા દેશોમાંથી સ્ત્રીઓનું હરણ કરાવી રોજ રોજ એક એકને ભોગવી મુકી દઇ તેઓને ઘરમાં રાખી મુકતો અને વળી બીજી સ્ત્રીઓને પકડાવતો હતો. એ પ્રમાણે પોતાનો દેશ. પરદેશ, ગામડાં, શેહેર અને નેસો વગેરેમાંથી રોજેરોજ નવી નવી સ્ત્રીને મંગાવી હું ભોગવતો હતો અને જેને એકવાર ભોગવી તેને ફરીવાર ભોગવતો નહીં. અને બીજા કોઇને પણ ભોગવવા દેતો

નહીં. એ સઘળીઓને ઘરની અંદર રાખી મુકતો એટલે તેઓ રાત દિવસ રોયા કરતી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય અને શુદ્રોની સ્ત્રીઓને જ્યારે મેં હરવા માંડી ત્યારે મારા રાજ્યમાં રેહેનારા બ્રાહ્મણો પોતાની સ્ત્રીઓસહિત ભાગી ગયા. ધણીવાળી, કુંવારી, વિધવાઓ અને રજસ્વળાઓને પણ મંગાવી મંગાવી મેં કામદેવથી પરવશ થઈને ભોગવી. બ્રાહ્મણના સ્ત્રીઓ બસો ૨૦૦, ક્ષત્રિયોની ચારસો ૪૦૦, વૈશ્યોના ૬૦૦, શુદ્રોની હજાર ૧૦૦૦, ચાંડાલની સો ૧૦૦ ભીલોની હજાર ૧૦૦૦, નટોની પાંચસો ૫૦૦, ધોબીઓની ચારસો ૪૦૦, અને વેશ્યાઓ તો અસંખ્યાત ભોગવી. તોપણ મને વિષયની તૃપ્તિ થઇ નહીં. એ પ્રમાણે હું વિષયમાં લાગેલો, મદોન્મત્ત અને હમેશ દારૂ પીતો હતો તેથી જુવાનીમાં પણ ક્ષયરોગ વગેરે મોટા રોગ થયા. રોગથી પીડાઈ ગયો, સંતાન થયુ નહીં, શત્રુઓએ દુઃખ દેવા માંડયું, કારભારી અને નોકરોએ પણ મુકી દીધો, એવી દશામાં આવી પડી પોતાના કર્મથી મરી ગયો. જે માણસ ધર્મમાંથી ખસે તેનું આયુષ્ય નાશ પામે, અપકીર્ત્તિ વધે, ભાગ્યનો ક્ષય થાય, અવગતિમાં જવું પડે, અને તેના પૂર્વજો પણ નક્કી સ્વર્ગમાંથી હેઠા પડે. પછી યમદૂતો મને યમપુરીમાં લઇ જતાં દશ હજાર વર્ષ સુધી ભયંકર નરકમાં વીર્ય પીને મારે રેહેવું પડયું. પછી બાકીના પાપને લીધે હું માણસ વિનાના વનમાં પિશાચ થયો. ત્યાં મારા શરીરમાં હજાર લિંગ થયાં અને ભૂખતરસથી હમેશ પીડાતો હતો. એ પ્રમાણે પિશાચના અવતારમાં દેવતાઓનાં સો વર્ષ કાઢયાં. બીજા અવતારમાં પ્રાણીઓને ભય કરનારો વાઘ થયો. ત્રીજા અવતારમાં ભયંકર અજગર અને ચોથા અવતારમાં બગલો થયો. પાંચમામાં ભુંડ, છઠામાં કાકીંડો, સાતમામાં કુતરો. આઠમામાં સીઆળ, નવમામાં ભયંકર રોઝ, દશમામાં હરણ, અગીયારમામાં

વાનરો, બારમામાં ગરંજ તેરમામાં નોળીઓ, ચૌદમામાં કાગડો, પંદરમામાં રીંછ, સોળમામાં વગડાઇ કુકડો, સતરમામાં ગધેડો, અઢારમામાં મીંદડો, ઓગણીસમામાં * * * * વીશમામાં * * * એકવીશમામાં * * * * બાવીશમામાં * * * * ત્રેવીશમામાં ઘુડ અને ચોવીશમામાં વનનો હાથી થયો હતો. આ પચીશમા જન્મમાં બ્રહ્મારાક્ષસ થયોછું. તે ભુખ્યો અને આહાર વગરનો આ મોટા વનમાં રહુંછું. હમણાં તમને આવ્યા જોઈ ખાઇ જવા તૈયાર થયો હતો ત્યાં તમારા દેહનો સ્પર્શ થવાથી પૂર્વ જન્મોની યાદી આવીછે. હે મોટી બુદ્ધિવાળા ! આવો પ્રતાપ તમને શી રીતે મળ્યો છે ? આકરૂં તપ કરવાથી, તીર્થોનું સેવન કરવાથી, યોગથી, કોઇ દેવતાઇ શક્તિથી કે અનંત શક્તિવાળા મંત્ર જપવાથી મળ્યો છે ? સાચેસાચી વાત કહો. હું તમારે શરણે આવ્યો છું વામદેવ બોલ્યા કે—એ મારા શરીરમાં લાગેલી ભસ્મનો પ્રભાવ છે કે જે અડવાથી તારી ખરાબ વૃત્તિ મટીને આ સારી બુદ્ધિ થઇ. ભસ્મનું સામર્થ્ય, મહાદેવ વિના બીજો કોણ જાણે ? મહાદેવના મહિમાની પેઠે ભસ્મનો મહિમા પણ અપાર છે. પૂર્વે દ્રાવિડ દેશમાં તારા જેવોજ કોઇ ધર્મ વગરનો મૂર્ખ બ્રાહ્મણ રેહેતો હતો તે કર્મથી શૂદ્રપણું પામેલો ચોરી કરનાર, કપટી, અને નીચ સ્ત્રીઓ સાથે પ્રિતિ રાખનાર હતો એ કોઇ દિવસે જારકર્મ કરવા ગએલ ત્યાં તેને રાતમાં કોઇ શૂદ્રે મારી નાખ્યો. તેની લાસને કાંઇ ક્રિયા કર્યા વગર ગામ બહાર ફેંકી દીધી હતી, તેની ઉપર દૈવની ઇચ્છાથી એક કુતરો રાખાળે પગે ફરી ગયો. પછી તે બ્રાહ્મણ ભયંકર નરકમાં પડયો હતો ત્યાં શિવના પાર્ષદો આવી યમદૂત પાસેથી જોર કરી તેને વિમાનમાં બેસાડી લઇ જવા લાગ્યા. યમરાજાએ તે વખત આવીને શિવના પાર્ષદોને પુછ્યું કે આ મહાપાપીને તમે કેમ લઈ જાઓછો. શિવદૂતો બોલ્યા

કે—આ શિવરૂપ થઇ ગયો છે તે જુવો. આની છાતી, કપાળ અને ખભા ઉપર ભસ્મ લાગી છે. એટલા માટે શિવની આજ્ઞાથી અમે આને લેવા આવ્યા છીએ અને અમને રોકવાની તમારી શક્તિ નથી. એ પ્રમાણે કહી એ શિવદૂતો તે બ્રાહ્મણને સર્વ લોકો જુવે એવી રીતે શિવલોકમાં લઇ ગયા. એટલા માટે સઘળાં પાપોને જલદી મટાડનાર અને શિવના ભૂષણરૂપ ઉત્તમ ભસ્મને હું નિરંતર ધારણ કરૂંછું. એ પ્રમાણે ભસ્મનો મહિમા સાંભળી એ બ્રહ્મરાક્ષસ ફરીવાર વિસ્તારથી સાંભળવાની ઇચ્છાથી બોલ્યો કે—હે મોટા યોગી ! સારૂં થયું, સારૂં થયું. તમારા દર્શનથી હું કૃતાર્થ થયો. હે ધર્માત્મા ! આ ખરાબ અવતારમાંથી મને છોડાવો. પૂર્વ જન્મમાં મેં કાંઇક પુણ્ય કરયું હતું તેના પ્રતાપથી તમારી કૃપા થતાં આજ છુટવાનો આરો આવ્યો છે. એ રાજાના અવતારમાં મેં એક શિવભક્તને આ જીવિકા ચાલે એવી ધાન્ય તથા વાડી વાળી ધરતી આપી હતી. યમરાજાએ પણ ત્યારેજ મને કહ્યું હતું કે પચવીસમા અવતારમાં કોઇ યોગીનો સંગ થવાથી તારો સંસારમાંથી છુટકારો થશે. માટે પૂર્વ જન્મમાં કરેલું એ પુણ્ય આજ ફળ્યું કે જેને લીધે આ માણુસ વગરના વગડામાં તમારો સમાગમ થયો. તો હવે હે કરૂણાના સમુદ્રરૂપ ! મહાપાપી અને ખરાબ અવતારોમાં જન્મતો એવો જે હું તેને મંત્ર સહિત ભસ્મ આપી ઉદ્ધાર કરો. એ ભસ્મ કેવી રીતે ધારણ કરવી, તેનો કયો મંત્ર, કયો વિધિ, કયો કાળ અને કયું સ્થળ છે તે સઘળું મને કહો. કલ્પવૃક્ષ સરખા તમ જેવા મોટા પુરૂષો પોતાનુંજ નહીં પણ સઘળા જગતનું કલ્યાણ ઇચ્છે છે. સૂત કહે છે કે—એ ભયંકર રાક્ષસ એ પ્રમાણે બોલતાં તત્વને જાણનારા તે યોગી ફરી વાર પણ ભસ્મના મહિમાનું વર્ણન કરવા લાગ્યા.

**इत्युक्तस्तेनयोगीशोघोरेणवनचारिणा ॥**

भूयोपिभस्ममाहात्म्यंवर्णयामासतत्ववित् ।६९।

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડના ભસ્મમાહાત્મ્ય કથન એવા નામના પંદરમો અધ્યાય પુરો થયો.

—❧❧—

# अध्याय सोळमो.

वामदेवउवाचापुरामंदरशैलेंद्रेनानाधातुविचित्रिते॥नानासत्वसमाकीर्णेनानाद्रुमलताकुले ॥ १ ॥

વામદેવ બોલ્યા કે—પૂર્વે અનેક ધાતુથી વિચિત્ર, અનેક જનાવરવાળા, અને અનેક ઝાડ તથા લતાઓવાળા મંદર નામના મોટા પર્વતમાં કોઇ દિવસે કાળાગ્નિ રૂદ્ર સદાશિવ કે જે જગતના ઇશ્વર અને સર્વ લોકોના પૂજ્ય છે તે પોતાની ઇચ્છાથી પધાર્યા હતા. ત્યાં ચારે કોર કરોડો રૂદ્ર ઉભી ગયા અને તેઓની વચમાં પોતે બેઠા હતા. ત્યાં સઘળા દેવતાઓની સાથે ઇંદ્ર આવ્યા હતા. અગ્નિ, વરૂણ, વાયુ, યમ, ચિત્રસેન વગેરે ગંધર્વો, ગરૂડ વગેરે પક્ષીઓ, વિદ્યાધર, કિંપુરૂષ, સિદ્ધ, સાધ્ય, યક્ષ, વસિષ્ટ વગેરે બ્રહ્મઋષિઓ, નારદ વગેરે દેવઋષિઓ, મોટા પિતૃઓ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, ઉર્વશી વગેરે અપ્સરાઓ, ચંડિકા વગેરે માતાઓ, સુર્ય, વસુ, અશ્વિનીકુમાર, મોટી શક્તિવાળા વિશ્વેદેવા, તેમજ જગતનો સંહાર કરવામાં સમર્થ એવા ભૂતોના અધિપતિઓ પણ આવ્યા હતા. મહાકાલ, નંદી, શંખ, કપાલક, મહા તેજસ્વી વીરભદ્ર, મહા બળવાળો શંકુકર્ણ પ્રતાપી ઘંટાકર્ણ મણિભદ્ર વૃકોદર, કુંડોદર, વિકટ અને બીજા પણ મોટી શક્તિવાળા

પાર્ષદો આવ્યા હતા. એઓમાં કેટલાએક કાળા, કેટલાએક ધોળા, કેટલાએક દેડકા જેવા, કેટલાએક હરા રંગના, તેમજ ધુમ્ખરા. ધુંવાડા જેવા, કાબરા રાતા પીળા, વિચિત્ર વર્ણ તથા વિચિત્ર અંગના વિચિત્ર લીલાવાળા, મદોન્મત્ત, અનેક હથીઆર ધરનારા અને જુદાં જુદાં વાહન તથા ઘરેણાંવાળા હતા. કેટલાએકનાં મોહોડાં વાઘ જેવાં, કેટલાએકનાં સુવર જેવાં, કેટલાએકનાં હરણ જેવાં અને કેટલાએકનાં શરભ, ભેરૂંડ સિંહ, ઊંટ અને બગલા જેવાં હતાં. કેટલાકનાં એક, કેટલાંકનાં બે અને કેટલાંકનાં ત્રણ મોહોડાં હતાં. કેટલાએક મોહોડા વગરના પણ હતા. કેટલાએકના એક, કેટલાકના ત્રણ અને કેટલાકના પાંચ હાથ હતા તેમ કેટલાકના મુદલ નહીં હતા. એઓમાં કેટલાએક પગ વગરના, ઘણા પગવાળા, ઘણા કાનવાળા, એક કાનવાળા, એક આંખવાળા, ચાર આંખોવાળા, લાંબા અને ઠીંગણા પણ હતા. એ સઘળાઓ ચારેકોર સદાશિવને વીંટીને ઉભા હતા. એ સમયમાં મોટા તેજવાળા, મુનિવર, બુદ્ધિમાન અને ધર્માત્મા સનત્કુમાર સદાશિવનાં દર્શન કરવાને વાસ્તે આવ્યાં. ત્યાં દેવના દેવ વિશ્વનાથ સદાશિવ કરોડો સુરજના જેવા શોભતા હતા તેમનો શબ્દ, મહા પ્રલયમાં તોફાન ઉઠેલા સાત સમુદ્રના જેવો હતો. જટાનો ઠાઠમાઠ પ્રલયકાળના અગ્નિ જેવો હતો. કપાલમાંના મોટા નેત્રની ઝાળથી મોહોડાની કાંતિ અદ્દભૂત લાગતી હતી, મસ્તકમાં મણિ જેવો અરધો ચંદ્રમા શોભતો હતો. ડાબા કાનમાં તક્ષકનું અને જમણા કાનમાં વાસુકિનાગનું કુંડલ ધરયું હતું; શ્યામ રત્નના જેવી ડાઢી અને ડોક હતી. હાથ મોટા હતા. સર્પનાં હારથી શોભતા હતા. કડાં, બાજુબંધ અને વીંટીઓ મોટા સર્પનાં બનાવેલ હતાં. અનેક ગુણવાળા મણિઓથી કટિમેખળા શોભતી હતી. વાઘનું ચામડું પેહેર્યું હતું. ઘંટા અને આરિસો સોભતાં હતાં.

કર્કોટક મહાપદ્મ, ધૃતરાષ્ટ્ર અને ધનંજય નાગને ધરી લીધા હતા. ઝાંઝરોના અવાજથી ચરણારવિંદ શોભી રહ્યા હતાં. પ્રાસ, તોમર, ખટ્વાંગ, ત્રિશૂલ ટાંકણું તથા ધનુષ ધરયાં હતાં અને રત્નના સિંહાસન ઉપર બિરાજ્યા હતા. એવા સદાશિવને ભક્તિભાવથી નમસ્કાર કરી, વેદ જેવી વાણીથી સ્તુતિ કરી, હાથ જોડી ડોક નમાવી, સનત્કુમારે સઘળા કલ્યાણકારી ધર્મો પુછ્યા. જે જે ધર્મ પુછ્યા તે સઘળા મહાદેવે કહ્યા એટલે ફરીવાર સનત્કુમારે પુછ્યું સનત્કુમાર બોલ્યા કે—હે મહારાજ ! તમારા મોહોડાથી મુક્તિ આપનારા ધર્મો મેં સાંભળ્યા કે જે ધર્મ પાળતાં લોકો પાપથી મુકાઇ સંસાર રૂપી સમુદ્રને તરી જશે. હવે માણસોને તરત મુક્તિ આપે અને થોડે દહાડે મોટું ફળ થાય એવો જે ઉત્તમ ધર્મ હોય તે મને કહો. શાસ્ત્રોમાં લખેલા હજારો ધર્મો છે પણ તેઓમાં અભ્યાસ ઘણો કરવો જોઇએ અને તેઓને ખુબ પાળ્યા હોય તો પણ ઘણે કાળે સિદ્ધિ આપે છે અને વખતે નથી પણ આપતા. એટલા માટે લોકોથી છાના, કલ્યાણ કરનાર અને ભોગ તથા મોક્ષને આપે એવા કોઇ ધર્મને, તમારી કૃપાથી જાણવા માગુછું. સદાશિવ બોલ્યા કે ત્રિપુંડ્રનું ધારણ કરવું એજ સર્વ ધર્મોમાં ઉત્તમ. વેદમાં કહેલ અને સર્વ પ્રાણીઓથી છાનો ધર્મ છે. સનત્કુમારે પુછ્યું કે—હે જગતનાપતિ ત્રિપુંડ્ર કરવાનો વિધિ કહો. તમારી કૃપાથી એ વિધિ જાણવાને ઇચ્છુંછું તેનો પદાર્થ શોછે ? ઠેકાણાં કેટલાં છે ? શી શક્ત છે ? દેવતા કોણ છે ? પ્રમાણ શું છે ? કર્ત્તા કોણ છે ? મંત્ર કયા છે ? અને ફળ શું છે ? હે જગત્‌ના નાથ જગત ઉપર અનુગ્રહ કરવા સારૂ એ સઘળાં ત્રિપુંડ્રનાં લક્ષણ મને કહો, સદાશિવ બોલ્યા કે—અગ્નિથી બળેલા છાણમાંથી જે રાખ થાય તેજ ત્રિપુંડ્ર કરવાનો પદાર્થ છે. સદ્યોજાતાદિક અને બ્રહ્મમય પાંચ મંત્રોથી ભસ્મનું ગ્રહણ કરી अग्निः ઇત્યાદિક મંત્રોથી તેને

મંતરવી; **मानस्तोके** એ મંત્રથી સાફ કરી **त्रयंबकं** એ મંત્રથી માથાપર અને **त्रियायुषादिक मंत्रथी** લલાટમાં, બે હાથે તથા ખભા ઉપર પાણીવાળી ભસ્મ ચોપડવી. એ ઠેકાણાઓમાં ત્રણ ત્રણ રેખા કરવી. ભમરના મધ્યથી ગાંડી ભમરના છેડા સુધી મધ્યમાં અને અનામિકા આંગળીથી અને તેઓના મધ્યમાં અવળા ચલાવેલા અંગુઠાથી ત્રિપુંડ્રની રેખા કરવી. ત્રણે રેખાઓમાં એકેકના નવ નવ દેવતા છે. અકાર, ગાર્હપત્ય, અગ્નિ, ઋગ્વેદ, ભૂર્લોક, રજોગુણ, આત્મા ક્રિયાશક્તિ, પ્રાતઃકાળ અને મહાદેવ એ પેહેલી રેખાના દેવતા છે. ઓંકાર, દક્ષિણાગ્નિ, અંતરિક્ષ, યજુર્વેદ, સત્વગુણ, મધ્યાન્હકાળ, ઇચ્છા, શક્તિ, અંતરાત્મા, અને મહેશ્વર, એ બીજી રેખાના દેવતા છે. મકાર, આહવનીય અગ્નિ, પરાત્મા, તમોગુણ, સ્વર્ગ, જ્ઞાનશક્તિ, સામવેદ, સાયંકાળ, અને શિવ એ ત્રીજી રેખાના દેવતા છે. એ દેવતાઓને નિત્યે નમસ્કાર કરી ત્રિપુંડ્ર કરવું, આ ત્રિપુંડ્ર કરવા રૂપી શિવનું વ્રત સર્વ દેવતાઓમાં પ્રખ્યાત છે. એ વ્રતને મુક્તિની ઇચ્છાથી જેઓ સેવે તેઓને ફરી વાર જન્મ થાય નહીં. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસી જે કોઇ વિધિ સહિત ભક્તિથી ભસ્મનું ત્રિપુંડ્ર કરે તે મહા પાપ, ઉપ પાપ, અગ્નિનો નાશ અને ઘોડાની હત્યાથી મુકાય છે, એમાં સંશય નથી. મંત્ર વિના અને મોટા મહિમા જાણ્યા વિના પણ જે માણસ કપાળમાં ત્રિપુંડ્ર કરે સર્વ પાપથી મુકાય છે. પરાઇ મિલકતનું હરણ, પરસ્ત્રીનો સમાગમ, પારકી નિંદા, પરાયા ખેતરનું હરણ. પરને પીડા, ધાન, બગીચા વગેરે તથા ઘરને બાળવા વગેરે કામ, ખોટી વાત, ચાડી, મારામારી, વેદનું વેંચાણ, ખોટી સાહેદી, વ્રતનો ત્યાગ, જુગાર, નીચની સેવા ગાઇ, પૃથ્વી, સોનું, ભેંસ, તલ, ધાબળા, લુગડાં અને ધાન્ય તથા જળ વીગેરેનું નીચ પાસેથી દાન લેવું, દાસી, વેશ્યા, વ્યભિચારી પુરૂષ,

વ્યભિચારિણી સ્ત્રી, નટી, રજસ્વળા, કુંવારી અને વિધવા એઓનો સંગ, માંસ ચામડાં રસ વગેરે અને ગીહાનું વેચાણ, ઇત્યાદિક અસંખ્યાત અને અનેક પ્રકારનાં પાપ ત્રિપુંડ્રનું ધારણ કરવાથી તરત જ નાશ પામે છે. શિવના પદાર્થનું હરણ, કોઇ પણ ઠેકાણે શિવની નિંદા, અને શિવના ભક્તોની નિંદા એટલાં પાપ તો કોઇ પણ ઉપાય કરવાથી ગટતાં નથી. જેણે શરીરમાં રૂદ્રાક્ષ પેહેર્યા હોય અને કપાળમાં ત્રિપુંડ્ર ધર્યું હોય તે જાને ચંડાળ હોય તોપણ સર્વ વર્ણો કરતાં ઉત્તમ અને પૂજવાયોગ્ય છે. લલાટમાં ત્રિપુંડ્રનું ધારણ કરવાથી આ લોકમાનાં સઘળાં તીર્થો અને ગંગા વગેરે નદીઓમાં નાહાવાનું પુણ્ય થાય છે. પંચાક્ષર વગેરે સાત કરોડ મંત્રો અને બીજા પણ શિવના કરોડો મંત્રો મુક્તિ આપનારા છે. તે સઘળા મંત્રોનો તેણે જપ કર્યો સમજવો કે જેણે ત્રિપુંડ્રનું ધારણ કર્યું હોય. હજાર પેહેલાના અને હજાર પછેના પૂર્વજોનો તેણે ઉદ્ધાર કર્યો સમજવો કે જેણે ત્રિપુંડ્રનું ધારણ કર્યું હોય. ત્રિપુંડ્ર કરનાર માણસ. રોગરહિત લાંબા આયુષથી આ લોકમાં સઘળાં સુખ ભોગવી અંતે સુખેથી મરણ પામે છે. પછી આઠ મોટી સિદ્ધિવાળું દેવતાઇ સુંદર શરીર પામી, દેવતાઇ વિમાનમાં બેસી, સેંકડો દેવતાઇ સ્ત્રીઓ સહિત, વિદ્યાધર, સિદ્ધ, મોટી શક્તિવાળા ગંધર્વો, અને ઇંદ્રાદિક લોકપાલોના લોકોમાં તથા પ્રજાપતિઓના શેહેરોમાં અનુક્રમથી મોટાં દેવતાઇ સુખ ભોગવી પછી બ્રહ્માના લોકમાં જઇ ત્યાં સો કલ્પસુધી રમે પછી ત્રણસો બ્રહ્મા થઇ જાય ત્યાં સુધી વિષ્ણુના લોકમાં રમે. તે પછી શિવના લોકમાં જઇ અનંત કાળ સુધી રમે અને શિવના સ્વરૂપમાં મળી જવા રૂપી મુક્તિ પામી ફરીવાર જન્મે નહીં. વારંવાર સર્વે વેદાંતનો સાર વિચારી એજ નિર્ણય કર્યો છે કે ત્રિપુંડ્ર કરવું એજ મોટું કલ્યાણ છે. આ સર્વ પ્રાણીઓથી છાનું ત્રિપુંડ્રનું મહાત્મ્ય મેં

સંક્ષેપથી કહ્યું તે તમારે ગુપ્ત રાખવું. એ પ્રમાણે કહી રૂદ્ર ત્યાંથી અં-તર્ધાન થઇ ગયા અને સનત્કુમાર પણ બ્રહ્મલોકમાં ગયા. તને પણ ભસ્મ અડવાથી સારી બુદ્ધિ આવી છે માટે તું પણ શ્રદ્ધા રાખી પવિત્ર ત્રિપુંડ્રનું ધારણ કર. સૂત કહેછે કે—એ પ્રમાણે કહી મહા-તપસ્વી વામદેવ યોગીએ ભસ્મને મંત્રી એ ભયંકર રાક્ષસને દીધી. તે ભસ્મનું તેણે કપાલમાં આડું ત્રિપુંડ્ર કર્યું તેના પ્રતાપથી તરત બ્રહ્મરાક્ષસ પણું મટી ગયું અને સૂર્યના જેવા તેજથી શોભાયમાન દેવતાઈ ફૂલ તથા લુગડાંથી શણગારેલો, દિવ્ય શરીરવાળો થઇ ર-હ્યો પછી. ભક્તિથી તે શિવયોગી ગુરૂને પ્રદક્ષિણા કરી દિવ્ય વિમા-માનમાં બેસી સદાશિવના લોકમાં ગયો. સાક્ષાત્ જાણે શિવજ હોય એવા મોટા યોગી વામદેવ પણ તેને ઉત્તમ ગતિ આપી લોકોમાં ગુપ્તરૂપે ફરવા લાગ્યા, આ ભસ્મ અને ત્રિપુંડ્રના મહિમાને જે મા-ણુસ સાંભળે સાંભળાવે કે પાઠ કરે તે પરમગતિને પામે. સંસાર-માંથી મુક્તિ આપનાર જે સદાશિવની કીર્તિ તેને ગાય શિવયોગીઓ જેનું ધ્યાન કરે છે એવા સદાશિવના ચરણારવિંદમાં નમસ્કાર કરે અને શિવની ભક્તિથી કપાળમાં શોભાયમાન ત્રિપુંડ્ર કરે તે માણુ-સને ફરીવાર ગર્ભવાસ થાય નહીં.

**कथयतिशिवकीर्तिसंसृतेर्मुक्तिहेतुंप्रणमतिशिवयो गिंध्येयमीशांघ्रिपद्मं॥ रचयतिशिवभक्तोद्भासिभा लेत्रिपुंड्रंनपूनरिहजनन्यागर्भवासंभजेत्सः॥७६॥**

એ પ્રમાણેસ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **भस्ममाहात्म्य कथन** એવા નામનો સોળમો અધ્યાય પુરો થયો.

---

# अध्याय सतरमो.

ऋषयऊचुः॥वेदवेदांगतत्वज्ञैर्गुरुभिर्मंयकोविदैः॥
नृणांकृतोपदेशानांसद्यासिद्धिर्हिजायते॥१॥

શૌનકાદિક ઋષિઓએ પુછ્યું કે—વેદ અને તેના અંગના તત્વને જાણનારા બ્રહ્મવેત્તા ગુરૂએ જેઓને ઉપદેશ કર્યો હોય તેને સિદ્ધિ થાય છે પણ બીજા માણસો જેવા સાધારણ નીતિવાળા ગુરૂઓએ જે માણસોને ઉપદેશ કર્યો હોય તેઓને સિદ્ધિ કેવી થાય છે? સૂત બોલ્યા કે—સર્વ ધર્મની જાણે માજ હોય એવી શ્રદ્ધાજ કલ્યાણ કરેછે અને શ્રદ્ધાથીજ માણસોને આલોક તથા પરલોકમાં ફળ થાય છે. શ્રદ્ધાથી ભજતો હોય તેને છીપર પણ ફળ આપે છે. મૂર્ખ ગુરૂપણ ભક્તિસહિત પૂજવાથી ફળ આપે છે. શ્રદ્ધાથી જપતો હોય તેને અશુદ્ધ મંત્રપણ ફળ આપે છે અને શ્રદ્ધાથી પૂજેલા દેવ નીચને પણ ફળ દીએ છે. પૂજન, દાન, યજ્ઞ કે વ્રત શ્રદ્ધા વગર કર્યું હોય તો તે વાંઝીયા ઝાડના ફૂલની પેઠે સઘળું નિષ્ફળ જાયછે. સર્વ ઠેકાણે સંશય વાળો, શ્રદ્ધા વિનાનો અતિ ચંચળ માણસ પરમાર્થમાંથી ભ્રષ્ટ થાય છે અને સંસારમાંથી. છુટતો નથી. મંત્ર, તીર્થ બ્રાહ્મણ, દેવતા, જોશી, ઓસડ અને ગુરૂ એઓમાં જેને જેવી ભાવના હોય તેને તેવી સિદ્ધિ થાય છે. માટે જગત્ આખું ભાવમય છે અને પુણ્ય પાપ પણ ભાવનાંજ છે. ભાવ વગરનો હોય તેને પુણ્ય કે પાપ કદી થતાં નથી. આ વિષયમાં અત્યંત આશ્ચર્યરૂપ આખ્યાન કહુંછું. સર્વ મનુષ્યોને અસિદ્ધિ આપનાર અશ્રદ્ધાજ છે. પાંચાલ દેશના રાજાનો સિંહકેતુ એવા નામનો કુંવર હતો તે સર્વ ગુણવાળો અને નિરંતર ક્ષાત્રયાના ધર્મમાં પ્રિતિ રાખનાર હતો. એ મહા બળવાન્ કુમાર એક દિવસે કેટલાક નોકરોને સાથે લઇ શિકાર કરવા સારૂ

ઘણા જાનવરવાળા વનમાં ગયો. તેના નોકર કોઇ ભિલ્લે વનમાં શિકાર વાસ્તે ફરતાં જુનું, તુટેલું અને પડેલું શિવાલય દીઠું. તે શિવાલયમાં જલધારી ભાંગી પડતાં ધરતીપર પડેલું, સરખું, ઝીણું અને જાણે પોતાનું સાક્ષાત્ ભાગ્યજ હોય એવું શિવલિંગ દીઠું. પૂર્વ જન્મના પ્રારબ્ધ યોગે તે શિવલિંગ એ ભિલ્લે જલદી ઉપાડી લઇ બુદ્ધિમાન રાજકુમારને દેખાડયું. અને કહ્યું કે–આ સુંદર લિંગ મને અહીંથી જડયું તે આપ જુવો. મારી શક્તિ પ્રમાણે ભક્તિથી હું આ લિંગનું પૂજન કરીશ. માટે મંત્ર જાણતાં કે નહીં જાણતાં પણ પૂજા કરવાથી મહાદેવ પ્રસન્ન થાય એવો આનો પૂજનનો પ્રકાર કહો. એ પ્રમાણે તે ભીલ્લે પુછવાથી મસ્કરી કરવામાં હુંશીઆર રાજકુમારે હસીને તેને કહ્યું કે–પવિત્ર આસનપર બેસી સંકલ્પ કરી તાજા પાણીથી અભિષેક કરવો. સારાં અને નવાં ચંદન, અક્ષત, વનમાં થએલાં પાનડાં, ફૂલ, ધૂપ અને દીવાથી પૂજા કરવી. પ્રથમ તો ચિતાની રાખ ચડાવવી. પછી પોતાને ખાવાના અન્નથી નૈવેદ્ય ધરવું. પાછા ધૂપ અને દીવા વગેરે ઉપચાર કરવા. પછી વિધિ સહિત નમસ્કાર કરી શિવના પ્રસાદનું ધારણ કરવું. આ મેં તને સાધારણ શિવપૂજનનો વિધિ કહ્યો. ચિતા ( ચે ) ની ભસ્મ ચડાવવાથી શંકર તરત પ્રસન્ન થાય છે. સૂત કહેછે કે–એ પ્રમાણે મસ્કરી કરતાં માલેક ઉપદેશ કરેલા તે ચંડક નામના ભિલ્લે તેનું વચન માથે ચડાવ્યું. પછી પોતાને ઘેર આવી લિંગરૂપી સદાશિવને રોજ ચિતાની રાખ ચડાવી પૂજવા લાગ્યો. ચંદન પુષ્પ અને અક્ષત વગેરે જે કાંઇ પોતાને પ્રિય વસ્તુ હતી તે શંકરને નિવેદન કરી પછી પોતે ઉપયોગમાં લેવા લાગ્યો. એવી રીતે ભક્તિભાવથી પોતાની સ્ત્રીસહિત શંકરની પૂજા કરતાં એ ભિલ્લે સુખથી કેટલાંક વર્ષ કાહાડયાં. એક દિવસ શિવપૂજન કરવાનો આરંભ કરતાં ભસ્મના ઠામમાં જરા

પ્રણ ભસ્મ ન દીઠી તેથી ભસ્મ ગોતવાને વાસ્તે ઉતાવળથી ચારે કોર દૂર દૂર ફર્યો. તોપણ ભસ્મ નહીં મળતાં થાકીને પાછો ઘેર આવ્યો અને પોતાની બાયડીને બોલાવી કહ્યું કે—હે પ્રિયા ! આજ મને ચિતાની ભસ્મ જડી નથી. શું કરૂં ? કોઇ પાપના યોગથી આજ શિવપૂજનમાં વિઘ્ન પડયું. પૂજન કર્યા વિના ક્ષણમાત્ર પણ હું જીવી શકુ નહીં. પૂજાનો સામાન ન મળ્યો તેથી કાંઇ ઉપાય સુજતો નથી, તેમ ગુરૂની આજ્ઞા કે જેમાં સર્વ મનોરથને આપનાર છે તેને પણ તોડાય નહીં. એ પ્રમાણે પતિને વ્યાકુળ થએલો જોઇ ભીલડી બોલી કે તમે બીઓમાં, હું ઉપાય બતાવુંછું. ઘણાકાળનું જુનું આ ઘર સળગાવીને હું અગ્નિમાં પડીશ એટલે તમને ચિતાની ભસ્મ મળશે. ભિલ્લ બોલ્યો કે—ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન અને જુવાનીવાળો સુખ ભોગવવાનો આ દેહ છે તેનો તું કેમ ત્યાગ કરીશ ? હજી તને છોકરાં થયાં નથી અને વિષય ભોગવાયા નથી તો ભોગ ભોગવવાને યોગ્ય એવો આ દેહ બાળી નાખવાને તારી ઇચ્છા કેમ થાય છે ? ભીલડી બોલી કે—જીવતરની અને જન્મની સફલતા એજછે કે—કોકને વાસ્તે પ્રાણનો ત્યાગ કરવો. ત્યારે સાક્ષાત્ શિવને વાસ્તે ત્યાગ કરવામાં સફળતા થાય તેમાં તો શુંજ કહેવું. પૂર્વે મેં કાંઇક બારે તપ કે દાન કર્યું હશે અથવા સેંકડો જન્મમાં શિવપૂજન કર્યું હશે, અથવા મારા બાપનું કે માતું કાંઇક પુણ્ય હશે; કે જેથી બળતા અગ્નિમાં શિવને વાસ્તે આ દેહનો હું ત્યાગ કરૂંછું એ પ્રમાણે તે બાયડીની સ્થિર બુદ્ધિ અને સદાશિવની ભક્તિ જોઇ મજબુત ધારણાવાળા ભિલ્લે તેમ કરવાની હા પાડી. પછી તે ભીલડી પતિપાસે જઇ નાહી પવિત્ર થઇ શણગાર પેહેરી ઘર સળગાવી તે અગ્નિની ભક્તિથી પ્રદક્ષિણા કરી, ગુરૂને નમસ્કાર કરી, મનમાં સદાશિવનું ધ્યાન કરી અગ્નિમાં પ્રવેશ કરતી વખતે આ

પ્રમાણે બોલી કે—હે દેવ ! મારી ઇંદ્રિયો તમને ફૂલ રૂપ થજો. શરીર અગરૂના ધૂપરૂપ થજો. હૃદય દીવારૂપ થજો. પ્રાણ નૈવેદ્યરૂપ થજો અને મનની વૃત્તિઓ અક્ષતરૂપ થજો. આ જીવ હમણાં પૂજાના ફળને પામજો. હું સર્વ ધનના અધિપતિપણાને અથવા અવિચળ સ્વર્ગની ભૂમીને અથવા બ્રહ્માના લોકને પણ ઇચ્છતી નથી જો કદાચ મને અવતાર આવે તો જન્મોજન્મમાં તમારા ચરણારવિંદના રસને ભ્રમરીની પેઠે સેવનારી થાઊં એટલુંજ ઇચ્છુંછું. હે દેવ ! મને સેંકડો કરતાં પણ વધારે અવતાર આવજો પણ અજ્ઞાન ઉપજાવનારી માયા મારા ચિત્તમાં આવજોમાં. અને હે પરમેશ્વર ! તમારા ચરણારવિંદમાંથી અરધો ક્ષણ પણ મારૂં ચિત્ત ખસજોમાં. તમને નમસ્કાર કરૂંછું. એ પ્રમાણે શંકરને પ્રસન્ન કરી મજબુત ધારણાવાળી એ ભીલડી અગ્નિમાં પેઠી, ત્યાં ક્ષણમાત્રમાં રાખ થઇ ગઇ. ભિલ્લે પણ તે રાખ લઇને બળેલા ઘરની પાસે સાવધાનપણાથી શિવની પૂજા કરી. પૂજા થઇ રહી ત્યારે રોજ પ્રસાદ લેવાની ટેવ પડી રેહેવાથી હાથ જોડી નમ્રતાથી એ પ્યારી આવતી હતી તે ભિલને યાદ આવી. યાદ આવતાં, પેહેલાના શરીરથીજ પછવાડે આવી ઉભેલી, ભક્તિથી નમેલી અને વિસ્મય પામેલી એ સ્ત્રી ભિલના જોવામાં આવી. એ પ્રમાણે સ્ત્રીને ઉભેલી જોઇ અને ઘર જે બળીને રાખ થઇ ગયું હતું તેને પણ પ્રથમનીજ પેઠે ઉભેલું જોઇ વિચાર કરવા લાગ્યો કે—અગ્નિ તેજથી બાળે છે, સૂર્ય કિરણથી બાળે છે, રાજા દંડથી બાળે છે અને બ્રાહ્મણ મનથી બાળે છે પણ આતો અગ્નિથી કાંઇ થયું નહીં. અને થયું એતો શું મને સ્વપ્ન થયું કે ભ્રાંતિરૂપ માયા થઇ ? એમ વિસ્મય પામી આગળની પેઠેજ તે બેઠો રહ્યો. ભીલડી બોલી કે—જ્યારે ઘરને સળગાવી હું અગ્નિમાં પડી ત્યારે હું મારા શરીરને કે અગ્નિને દેખતી ન હતી.

જાણે પાણીમાંજ પેઠી હોઉં એવી રીતે જરાપણ મને આંચ લાગી નહીં અને જાણે ભર ઉંઘમાંથી જાગી હોઉં તેમ જરાવારમાં પાછી સચેત થઇ. તેટલીવારમાં જાણે બળ્યુંજ ન હોય એવું બરાબર રહેલું ઘર દીઠું. હમણાં પૂજા થઇ રહી એટલે પ્રસાદ લેવા આવીછું. એ પ્રમાણે એ સ્ત્રી ભર્ત્તાર પરસ્પર વાતો કરતાં હતાં ત્યાં તેઓની આગળ એક દિવ્ય અને અદ્ભુત વિમાન પ્રકટ થયું. સો ચંદ્રમાની પેઠે શોભતા એ વિમાનમાં તેની સાથે આવેલા ચાર શિવપાર્ષદોએ એ ભિલ્લ અને ભીલડીનો હાથ ઝાલી એના એજ દેહથી બેસાડ્યાં. શિવદૂતોના હાથ અડવાથી તે ક્ષણમાંજ એ બન્ને સ્ત્રીભર્ત્તારનાં શરીર શિવદૂતોના જેવાંજ થઇ ગયાં. એટલા માટે સઘળા પુણ્યના કામોમાં શ્રદ્ધાજ રાખવી જોઇએ, એ નીચ ભિલ્લ પણ શ્રદ્ધાથીજ યોગીઓના જેવી ગતી પામ્યો. સર્વ વર્ણોમાં ઉત્તમ અવતાર આવ્યો હોય તેથી શું અને સઘળા શાસ્ત્રોના વિચારવાળી વિદ્યા મળી હોય તેથી પણ શું ? જેના ચિત્તમાં સદા પરમેશ્વરની ભક્તિ હોય તેથી બીજો ત્રૈલોક્યમાં કયો પુરૂષ ભાગ્યશાળી છે ?

**किंजन्मनासकलवर्णजनोत्तमेनकिंविद्ययासकल शास्त्रविचारवत्या ॥ यस्यास्तिचेतसिसदापरमेश भक्तिःकोन्यस्ततस्त्रिभुवनेपुरुषोस्तिधन्यः ॥५१॥**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો સતરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૭ ॥

---

# अध्याय अढारमो.

**सूतउवाच।अथाहंसंप्रवक्ष्यामिसर्वधर्मोत्तमोत्तमं।**

## उमामहेश्वरंनामव्रतंसर्वार्थसिद्धिदम् ॥१॥

સૂત બોલ્યા કે–હવે સર્વ ધર્મમાં શ્રેષ્ટ અને સર્વ મનોરથને આપનારૂં ઉમા મહેશ્વર નામનું વ્રત કહું છું. ઓખા દેશમાં બાયડી છોકરાંવાળો, વિદ્વાન અને ઉત્તમ વંશનો વેદરથ નામનો એક બ્રાહ્મણ હતો એ બ્રાહ્મણને ગૃહસ્થ આશ્રમમાં રેહેતાં કમળ સરખા નેત્રવાળી શારદા નામની કન્યા થઇ. સારાં રૂપ અને લક્ષણવાળી બાર વર્ષની એ કન્યાનું ઘર ભંગ થએલા પદ્મનાભ નામના એક બ્રાહ્મણે માગુ કર્યું. એ પદ્મનાભ ધનવાળો, શાંત અને રાજાનો મિત્ર હતો તેથી તેની માગણી તોડાય તેમાં સારૂં નહીં એવી બીકથી બાપે તે કન્યા તેને આપી. બપોર ટાણે પરણેલો તે પદ્મનાભ સાસરાને ઘેરજ હતો ત્યાં સંધ્યા કરવા સારૂ સાંજે તળાવને કાંઠે ગયો. સંધ્યા કરીને પાછો વળ્યો ત્યાં અંધારા માર્ગમાં સર્પ કરડવાથી પોતાના કર્મ જોગે મરી ગયો. એ પ્રમાણે તે પરણીને તરતજ મરી જતાં તેના બાંધવો, સાસુ સસરો અને તે કન્યા શોકથી રોવા લાગ્યાં. બંધુજનો તેને બાળી આવીને પોતપોતાને ઘેર ગયાં, અને તે વિધવા થએલી શારદા બાપને ઘેરજ રહી. પતિ વિનાની તે બાળક શારદાએ બાપના ઘરનાંજ અન્નવસ્ત્રથી કેટલાક મહીના ત્યાંજ કાહાડયા. એક દિવસે બહુજ ઘરડા અને આંધળા નૈધ્રુવ નામના કોઈ મુનિ શિષ્યનો હાથ ઝાલીને તેને ઘેર આવ્યા. તે ઘરડો ઘેર આવતાં તે વખત બંધુઓ ક્યાંય બીજે ગયા હતા તેથી એ બાળક શારદા પોતાના ભાગ્ય જેવા એ મુનિની પાસે આવી, બોલી કે–હે મુનિ ! તમે ભલે આવ્યા, આ આસનપર બેસો. તમને પગે લાગુ છું. હું તમારૂં શું કામ કરી આપું ? એ પ્રમાણે કહી ભક્તિથી તેના પગ ધોઈ, પવન નાંખી, થાક ઉતારી તે મુનિને પ્રસન્ન કર્યા. વળી

થાક ઉતારવા સારૂ પાટલે બેસાડી તેલનું મર્દન કરી શારદાએ નવરાવતાં તેણે વિધિથી દેવપૂજન કરયું. આસનપર સુખેથી બેઠેલા તે મુનિને ધુપ, ફૂલ અને ચંદનથી પૂજીને આદર સહિત સારા અન્નથી જમાડયા. ધીરે ધીરે સારી રીતે જમી તૃપ્તિ પામવાથી રાજી થએલા તે આંધળા મુનિએ તેને આશિર્વાદ દીધો કે પતિ સાથે વિહાર કરી તેની પાસેથી સર્વ ગુણથી ઉત્તમ પુત્ર પામી, અને લોકમાં મોટી કીર્તિ મેળવી દેવતાઓની કૃપાને યોગ્ય થજે. આંધળા મુનિનું એવું બોલવું સાંભળી વિસ્મય પામેલી એ શારદા હાથ જોડીને બોલી કે–હે મહારાજ! તમારૂં વચન સાચું છે તે કોઈ દિવસ ખોટું નહીં થાય પણ એ વચન કમનશીબ એવી જે હું તેને શી રીતે ફળશે? ખારી ધરતીમાં સારા વરસાદની પેઠે અને કુતરીના સત્કારની પેઠે મોટાઓનો આશિર્વાદ પણ કમનશીબને વ્યર્થ જાય છે. માટે હે મહારાજ! પાપકર્મના ફળથી વિધવા થએલી હું તમારા આશિર્વાદનું પાત્ર કેમ થઇશ? મુનિ બોલ્યા કે–અંધાપાથી તને જોયા વિના પણ મારાથી જે બોલાઇ ગયું તે હુ સિદ્ધ કરીશ. પણ હે દીકરી! હવે તું મારૂં કહ્યું કરજે. ઉમામહેશ્વર નામનું વ્રત જો કરીશ તો તેના પ્રતાપથી તારૂં તરત કલ્યાણ થશે. શારદા બોલી કે–કઠણ હશે તોપણ યત્નથી, તમારૂં કહેલું વ્રત કરીશ. માટે તે વ્રતનો વિધિ વિસ્તારથી કહો. મુનિ બોલ્યા કે–ચૈત્ર અથવા માગશર મહીનાના શુક્લ પક્ષમાં સારે દિવસે ગુરૂની આજ્ઞા લઇ વ્રતનો આરંભ કરવો. આઠમ અને ચૌદશ, એ બન્ને પર્વણીમાં સંકલ્પ કરી, વિધિથી પ્રાતઃસ્નાન કરવું પિતૃ અને દેવતા વગેરેનું તર્પણ કરી પોતાને ઘેર જઈ ચંદરવા વગેરેથી શોભાયમાન માંડવો કરવો, તેને ફળ, પાંદડાં, ફૂલ વગેરે અને તોરણથી શણગારવો. તેની વચમાં પચરંગી ગલાલથી કમળ ચીતરવું. સહુથી બાહાર ચાદ, તેની અં-

દર બાવીશ, તેની અંદર સોળ અને તેની અંદર આઠ પાંખડીઓ કરવી, એ પ્રમાણે કમળ ચીતરી તેમાં ચોરસ અને અંદર ગોળ કરવું. તેની વચમાં ચોખાનો ઢગલો કરી તે ઉપર રાખેલા ઠામમાં પાણી ભરેલો કલશ સ્થાપી તે કલશની ઉપર વસ્ત્ર અને સુવર્ણ મુકી તેની ઉપર બે શિવપાર્વતીની સોનાની મૂર્ત્તિઓ સ્થાપવી. પછી ભક્તિ ભાવથી પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવી પંચામૃતથી તથા શુદ્ધ પાણીથી નવરાવી અગીઆર રૂદ્રી અને આઠસો પંચાક્ષરનો જપ કરી, મંત્રી પછું પીઠમાં સ્થાપન કરી પૂજન કરવું. પોતે શુદ્ધ આસનપર બેસી, ધોએલાં અને ધોળાં વસ્ત્ર પેહેરી, મંત્રથી પીઠનું અભિમંત્રણ કરી પ્રાણાયામ કરવા. શિવની આગળ હાથ જોડી સંકલ્પ કરવો કે–સેંકડો જન્માંતરોનાં મારાં જે જે ભયંકર પાપો હોય તે સર્વના નાશને વાસ્તે શિવપૂજનનો આરંભ કરૂંછું. સોભાગ્ય, જપ આરોગ્ય, ધર્મ અને ઐશ્વર્યની વૃદ્ધિને વાસ્તે તેમજ સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિને વાસ્તે શિવનું પૂજન કરીશ. એમ બરાબર રીતે સાવધાનપણાથી સંકલ્પ બોલી પછી અંગમાં ન્યાસ કરી શિવપાર્વતીનું ધ્યાન કરવું. કુંદનાં ફુલ અને ચંદ્રમા જેવા ધોળા, નાગનાં ઘરેણાંથી શોભિત, વરદાન, અભય, ફરશી અને મૃગને હાથમાં ધરનાર, કરોડ સૂરજ જેવા જગતને આનંદ આપનાર, ગંગાનું જળ અડવાથી પીંગળી અને લાંબી જટા ધરનાર, સર્પની ફણોના મોટા મુકુટથી શોભાયમાન, ચંદ્રમાની કળા જેવાં ઝાંઝર અને બાજુબંધથી શોભતા, કપાળમાંનું નેત્ર જેનું પ્રકાશે છે એવા, સૂર્ય તથા ચંદ્રમારૂપી નેત્રવાળા, નીલકંઠ, ચાર હાથવાળા. હાથીનું ચામડું પેહેરનારા, રત્નના સિંહાસનપર બેઠેલા અને રત્નનાં ઘરેણાંઓથી શોભતા એવા મહાદેવનું ધ્યાન કરવું. પછી દિવ્ય વસ્ત્રવાળાં, ઉગતા હજાર સૂર્ય જેવી કાંતિવાળાં, બાળક વેષનાં, પાતળાં અંગવાળાં,

નાહાનો ચંદ્રમા જેના મુકુટમાં છે. એવાં, ચાર હાથમાં પાશ, અંકુશ, વર અને અભયને ધારણ કરતાં, કૃપાથી હસતા મોઢાવાળાં, રસથી વિહાર કરનારાં. કાંટા અશેરીયો, આસોપાલવ, પુન્નાગ અને નવાં ચંપકનાં ફૂલથી જેણે કાનનું ઘરેણું કર્યું છે એવાં, ખુલેલાં મલ્લિકાનાં ફૂલ જેણે ચોટલામાં ગુંથ્યાં છે એવાં, કટિમેખલાના ઘેરાવાથી સુશોભિત કટિપશ્ચાર્દ્ધભાગવાળા, રૂડી ઘુઘરીઓની હારથી શોભતાં ઝાંઝરવાળાં, કપોલમાં લાગેલાં રત્નના કુંડળથી દીપતાં, ઘોળા સરખા રાતા હોઠમાં જેની કિરણો લાગી છે એવી દાંતરૂપી કળીઓવાળાં, અમૂલ્ય રત્નનાં કોટીઆં અને મોતીના હારથી શોભતાં, નવાં માણકથી સુશોભિત કંકણ, બાજુબંધ અને વીંટીઓવાળાં, રાતાં વસ્ત્રવાળાં, રાતાં ફુલ અને રાતાં ચંદનના લેપનવાળાં, ઉપડતાં અને જાડાં રતનથી કમળની કળીઓને જીતનારાં, લીલાથી ચપલ અને શ્યામ કટાક્ષવાળાં, અને ભક્તો ઉપર અનુગ્રહ કરનારાં જગદંબા પાર્વતીનું ધ્યાન કરવું. એ પ્રમાણે જગતનાં માતાપિતા રૂપ શિવપાર્વતીનું હૃદયકમલમાં ધ્યાન કરી તે રૂપ મંત્રનો જપ કરી પછી બાહાર પૂજા કરવી. બન્ને મૂર્ત્તિઓમાં આવાહન કરી આસન વગેરેનું અર્પણ કરવું. પછી નીચે લખેલા મંત્રથી બન્નેને અર્ઘ દેવો. હે પાર્વતીના પતિ! હે વરદાન દેનારાઓમાં ઉત્તમ! તમને નમું છું. હે ત્રણ નેત્રવાળા! હે ઈશ્વર! હે મહાદેવ! અર્ઘનું ગ્રહણ કરો. તમને નમસ્કાર કરૂં છું, હે દેવતાઓના દેવની પણ ઈશ્વરી! હે! શરણાગતના ભયને હરનાર! હે અંબિકા! હે વરદાન દેનાર! હે દેવિ! હે શિવની પ્રિયા! આ અર્ઘનું ગ્રહણ કરજો. એ મંત્ર ત્રણ વાર બોલીને સાવધાનપણાથી અર્ઘ દેવો. ચંદન, ફુલ. અક્ષત, ધૂપ અને દીપનું અર્પણ કરવું. ઘીવાળા દુધપાકનું નૈવેદ્ય ધરવું. મૂલ મંત્રથી એકસો ને આઠ હવિષ્યની આહુતિ દેવી. પછી નૈવેદ્ય ઉ-

પાડી લઇ ધૂપ અને આરતી વગેરે કરી પાનબીડું આપી સાવધાનપણાથી નમસ્કાર કરવો. પછી બ્રાહ્મણ અને બ્રાહ્મણીનું ઉપચારથી પૂજન કરી તેને જમાડવા. એ પ્રમાણે સાયંકાળની પૂજા કરી બ્રાહ્મણોની રજા લઇ રાતે દુધસહિત હવિષ્યાન્ન મુંગામુંગાં જમવું. એ પ્રમાણે એક વરસસુધી બન્ને પખવાડીઆમાં વ્રત કરવું, વરસ પુરૂં થાય ત્યારે તે વ્રતને ઉજવવું. શતરૂદ્ર મંત્રથી મંત્રેલા જળથી બન્ને મૂર્તિઓને નવરાવવી. શાસ્ત્રમાં લખેલા મંત્રથી શિવપાર્વતીની પૂજા કરી વસ્ત્ર, સોનું અને મૂર્તિસહિત કળશ, સારા આચારવાળા મોટા આચારજને આપી બ્રાહ્મણોને જમાડવા; ભક્તિસહિત શક્તિ પ્રમાણે પૂજા કરી પ્રસન્ન કરી તેઓને ગાઇ, સોનું અને વસ્ત્ર વગેરે દક્ષિણા દેવી. પછી તેઓની રજા લઇ પોતાના સ્નેહી અને સંબંધિઓની સાથે જમવું. એવી રીતે જે માણસ ત્રૈલોક્યમાં વિખ્યાત એવું આ વ્રત ભક્તિથી કરે તે માણસ પોતાની એકવીશ પેહેડીઓનો ઉદ્ધાર કરી મનગમતાં સુખ ભોગવી ઇંદ્ર વગેરે લોકપાલોના સ્થાનકમાં જાય. ત્યાં વિહાર કરી પછી બ્રહ્માના લોકમાં અને અવિનાશી વિષ્ણુના લોકમાં રમે. પછી શિવલોકમાં જઇ ત્યાં સો કલ્પ સુધી મોટાં સુખ ભોગવી શિવનેજ પામે. હે દીકરી ! તું પણ શ્રદ્ધાથી આ મોટું વ્રત કરીશ તો તને અત્યંત દુર્લભ મનોરથ પણ ગળશે એ પ્રમાણે એ મોટા મુનિએ ઉપદેશ કરવાથી તે શારદા રાજી થઇ, વિશ્વાસથી તેનું વચન માન્યું. પછી તેના માબાપ અને ભાઇઓ ઘેર આવ્યા. તેઓ જમીને સુખે બેઠેલા મુનિને જોઇ જલદી આવી તે મહાત્માને પગે લાગ્યા. અને કૃપા કરો કૃપા કરો એમ બોલતાં પૂજા કરી. તે મુનિની શારદાએ પૂજા કરી અને તેમણે શારદાને વ્રતનો ઉપદેશ કરયા તે વાત જાણી સર્વે મોટો હરખ પામ્યા. પછી તે સઘળાઓએ હાથ જોડીને એ મોટા મુનિને કહ્યું કે,

આપના પધારવાથીજ અમે સઘળા કૃતાર્થ થયા છીએ; આપે અમારૂં કુળ પવિત્ર કર્યું. અને ઘરપણ સફળ કર્યું. કોઇ ન મટે એવા મોટા કરમ જોગથી વિધવાપણું પામેલી આ સતી શારદા આજ આપના ચરણારવિંદને શરણ આવીછે તો આ ભયંકર અને સહન ન થાય એવા દુઃખના સમુદ્રમાંથી એનો ઉદ્ધાર કરો, આપે પણ ત્યાં સુધી આ અમારા ઘરની પાસેજ સ્નાન, પૂજા અને જપ કરવા જેવો ઘરનો મઠ છે તેમાં રેહેવું. આ બાળક શારદા પણ આપના ચરણનું પૂજન કરશે અને આપની સમક્ષમાંજ વ્રત કરશે. હે ગુરૂ ! આપની સમક્ષમાંજ આનું વ્રત પુરૂં થાય ત્યાં સુધી અંહીં જ રહીને અમને કૃતાર્થ કરો. એ પ્રમાણે તે શારદાના સઘળા ભાઇઓ વગેરેએ પ્રાર્થના કરવાથી તે વાતની હા કહી તે મુનિ એજ સુંદર મઠમાં રહ્યા. સતી શારદાએ પણ એ મુનિએ બતાવેલા માર્ગથી શિવપાર્વતીનું પૂજન કરતાં સારી રીતે વ્રત કરવા માંડ્યું.

**सापितेनोपदिष्टेनमार्गेणगिरिजाशिवौ ॥**
**अर्चयंतीव्रतंसम्यक्चचारविमलासती ॥ ८१ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **उमामहेश्वरव्रताचरण** એવા નામનો અઢારમો અધ્યાય પુરો થયો.

# अध्याय ओगणीसमो.

**सूतउवाच ॥ एवंमहाव्रतंतस्याश्चरंत्यागुरुसंनिधौ ॥**
**संवत्सरोव्यतीयायनियमासक्तचेतसः ॥ १ ॥**

સૂત કહેછે કે—એ પ્રમાણે ગુરૂની પાસે વ્રત કરતી અને બરાબર રીતે નિયમમાં લાગેલી શારદાને એક વર્ષ નીકળી ગયું. વરસને છેડે તેણે બાપને ઘેરજ એ વ્રત સારી રીતે ઉજવ્યું. બ્રાહ્મણોને જમાડી તેઓને યથા યોગ્ય દક્ષિણા આપી નમસ્કાર કરી રજા દીધી. માબાપે શારદાને ઘણું માન આપ્યું. એ દિવસે ઉપવાસ કરી મોટા નિયમ પાળી, ગુરૂએ ઉપદેશ કરયા પ્રમાણે મંત્રનો જપ કરયો. પછી પ્રદોષકાળમાં શિવપૂજન કરી તેજ ઘર પાસેના મઠમાં તે ગુરૂની પાસે જપ તથા પૂજનમાં લાગેલી અને સદાશિવનું ધ્યાન કરતી શારદા રાતનું જાગરણ કરવા સારૂ સદાશિવની પાસે બેઠી. તે રાત્રિમાં એ શારદાની સાથે મુનિએ પણ જપ, ધ્યાન અને તપથી પાર્વતીને પ્રસન્ન કરયાં. શારદાની વ્રત સહિત ભક્તિથી અને મુનીનાં તપ, યોગ અને સમાધિથી પ્રસન્ન થએલાં જગદંબાએ તેમને સાક્ષાત્ દર્શન દીધાં. પાર્વતી પ્રકટ થયાં કે તરતજ તે મુનિને આંધાપો મટીને આંખો આવી. માતાજીને જોઇ મુનિ અને શારદા બન્ને તેમનાં પગમાં પડ્યાં. બન્નેનાં મન, ભક્તિભાવથી પ્રફુલ્લિત થયાં અને આનંદનાં આંસુથી શરીર ભીંજાઇ રહ્યાં. સુકોમળ બોલનારાં દયાળુ માતાજીએ એઓને ઉઠાડી પ્રેમથી કહ્યું કે—હે મુનિ! અને હે દીકરી! હું તમોને પ્રસન્ન થઇછું. દેવતાઓને પણ ન મળે એવું કયું વરદાન તમને આપું? મુનિ બોલ્યા કે—આ શારદા નામની વિધવા કન્યાને મારાથી અંધાપામાં કહેવાઇ ગયુંછે કે 'પતિની સાથે ઘણા વખત સુધી વિહાર કરી તને પુત્રની પ્રાપ્તિ થશે, તો એ મારૂં વચન સાચું કરો. હું તમને નમુંછું. પાર્વતી બોલ્યાં કે—આ શારદા પૂર્વજન્મમાં દ્રાવિડ દેશના બ્રાહ્મણની ભામિની એવે નામે બીજી સ્ત્રી હતી. એ પતિને પ્યારી અને રૂપ, મીઠાશ તથા કોમળતાવાળી હતી. તેણે કામણ કુટણ વગેરે કપટના ઉપાયોથી પતિને વશ કરી લીધો

હતો. આમાંજ લાગી રહેલા અને પ્રેમથી બંધાએલા તે બ્રાહ્મણે કોઇ દિવસ પણ મોટી સ્ત્રી કે જે પતિવ્રતા હતી તેનો સંગ કર્યો નહીં. પતિનો સંગ નહિ મળવાથી પુત્ર વિનાની અને સદા શોકથી બળી ગએલી તે સ્ત્રી કાળે કરી મરણ પામી. કોઈ દિવસે આના પાડોશી એક જુવાન બ્રાહ્મણે આનું રૂપ જોઇ કામદેવથી પીડાઇ આનો હાથ ઝાલ્યો. ત્યાં આણે ક્રોધથી લાલ આંખો કરી તેને મનાઇ કરી. પછી રાતદિવસ આનુંજ સ્મરણ કરતાં તે બ્રાહ્મણ મરી ગયો. આણે પતિને વશ કરી તેને મોટી સ્ત્રીથી વિમુખ કર્યો હતો તે પાપથી આ ભવમાં વિધવા થઇ છે. જગતમાં જે સ્ત્રીઓ સ્ત્રી ભર્તારના પ્રેમનો ભંગ કરે છે તેઓને એકવીશ જન્મ સુધી બાળરંડપણું થાય છે. આણે પૂર્વ જન્મમાં મારી મોટી પૂજા કરી હતી તે પુણ્યથી તે પાપ તો સઘળું ત્યારેજ નાશ પામ્યું હતું. વિરહથી પીડાઇને જે બ્રાહ્મણ મરી ગયો હતો તે આને પરણીને તરતજ આ ભવમાં મરી ગયો. પૂર્વ ભવમાં આનો જે પતિ હતો તે હમણાં પાંડય દેશમાં મોટો ગૃહસ્થ બ્રાહ્મણ થયો છે. આ શારદા તે પતિની સાથે દરેક રાતમાં પ્રેમથી મળીને જાગ્રત કરતાં પણ વધારે સંભોગનું સુખ સ્વપ્નમાં પામે છે આ દેશથી ત્રણસો ને સાઠ યોજન દુર રહેનારો એ બ્રાહ્મણ કર્મની ગતિથી દરેક રાતે પોતાના મનને પ્યારી આ શારદાને સ્વપ્નમાં દેખે છે.' અને ઘણીવાર સુધી ભોગ કરે છે. તો આ સતી શારદાને એ પ્રમાણે દરએક રાતે સ્વપ્નમાં પતિનો સમાગમ થવાથી કાળે કરી મોટો વિદ્વાન પુત્ર આવશે, અને પોતાના ઘણા દિવસના સમાગમથી પેદા થએલા તે પુત્રને પેલો પાંડય દેશનો બ્રાહ્મણ રોજ સ્વપ્નમાં પ્રેમથી દેખશે. હે મુનિ ! પૂર્વ ભવમાં આણે મારી આરાધના કરી છે તેથી આનેજ વરદાન દેવા સારૂ હમણાં પ્રકટ થઇછું. સૂત બોલ્યા કે-પછી જગદંબાએ તે શારદાને

પ્રીતિથી કહ્યું કે હે ભાગ્યશાળી દીકરી! મારૂં વચન સાંભળ જ્યારે ક્યારે પણ સ્વપ્નમાં દીઠેલા એ પૂર્વભવના પતિને તું કોઇ દેશમાં દેખીશ ત્યારે વિચક્ષણ છો તેથી તેને ઓળખીશ. તું કે જે તેને રોજ સ્વપ્નમાં આવનારી પતિવ્રતા છો તેને તે બ્રાહ્મણ દેખશે ત્યારે તમારે પરસ્પર વાતો થશે. તે સમયમાં તારો વ્હાલો દીકરો તું તેને આપજે અને આ વ્રતનું ઉત્તમ ફળ પણ તેના હાથમાં દેજે. ત્યાંથી માંડી પછી તેનાજ સ્વાધીનમાં રહેજે. હમણાં તો સ્વપ્નના સમાગમ વિના શરીરનો સમાગમ તમને થશે નહિ. તે બ્રાહ્મણ કાળે કરી મરણ પામશે ત્યારે તું સતી થઇ અગ્નિમાં પ્રવેશ કરી તેની સાથેજ મારા પદને પામીશ. તને સર્વ લોકના મનને ગમે એવો પુત્ર થશે, સંપત્તિ મળશે અને પરમ પદને પણ પામીશ. જગદંબા તેને એ પ્રમાણે વરદાન દઇ તે બન્ને જોયછે એવી રીતે ક્ષણમાત્રમાં અંતર્ધાન થઇ ગયાં. કરૂણાના ભંડારરૂપ જગદંબા પાસેથી એ પ્રમાણે વરદાન મળવાથી તે શારદાને મોટો આનંદ થયો અને ગુરૂની પૂજા કરી તે રાત વીત્યા પછી, દેખતા થએલા તે મુનિએ તે સઘળી વાત તેના માબાપ પાસે કહી. પછી સઘળાઓની અને કીર્તિવાળી શારદાની રજા લઇ તેઓના ઉપર અનુગ્રહ કરી તે મુનિ પોતાની ઇચ્છા હતી ત્યાં ગયા. દિવસો જતાં શારદાને સ્વપ્નના દરએક પળમાં સુખ આપે એવો પતિનો સમાગમ થવા લાગ્યો. જગદંબાનું વ્રત કરવાને લીધે પતિવ્રતા શારદાને સ્વપ્નમાં પતિના સમાગમથી ગર્ભ રહ્યો. વિધવા શારદાને ગર્ભ રહ્યો જાણી સર્વે લોકો તેને ધિક્કારવા લાગ્યા અને વ્યભિચારિણી કહેવા લાગ્યા. આ ભવમાં મરી ગએલા પતિના નાતીલા અને સગાઓ એ ભુંડી વાત સાંભળી તેના બાપને ઘેર ગયા. ભેળા થએલા સર્વે વૃદ્ધો અને પંડિતોએ શારદાને બોલાવી. ગર્ભવાળી શારદા મોહોડું નીચું કરી ઉભી રહી. તેનો કે-

ધથી કેટલાએક તિરસ્કાર કરવા લાગ્યા અને કેટલાએક તો મોહેડું પણ જોયું નહીં. અરે વ્યભિચારિણી! ભુંડી બુદ્ધિવાળી! આ તે શું કામ કર્યું. અમારા કુળમાં અપકીર્ત્તિ કરી. એ પ્રમાણે તિરસ્કાર કરતાં એ ડાહ્યા ડાહ્યા ઘરડાઓએ હવે શું કરવું એમ વિચાર કરવા માંડયો, ત્યાં કેટલાએક નિર્દય ઘરડેરાઓ બોલ્યા કે આ પાપણી અને બન્ને કુળને બોળનારીને મુંડી નાંખી કાન નાક કાપી, કુળમાંથી બાતલ કરી ગામ બાહાર કાહાડી મુકવી. એ પ્રમાણે વિચાર કરી સઘળા તે પ્રમાણે કરવા તૈયાર થયા. એટલામાં આકાશવાણી થઇ તે સહુના સાંભળવામાં આવી કે આ શારદાએ કાંઇ પાપ કે કુળને દૂષણ કર્યું નથી. આના પતિવ્રતાપણાનો ભંગ થયો નથી. આ સ્ત્રી સારા આચરણવાળી છે. હવે પછી જે લોકો આને વ્યભિચાર કરનારી કેહેશે તે પાપી લોકોની તરત જીભ કપાઈ પડશે. એ પ્રમાણે શરીર વિના ફક્ત આકાશમાંથી પેદા થએલી તે વાણી સાંભળીને તેનાં મા બાપ વગેરે સઘળાં રાજી થયાં. સર્વે ઘરડેરાઓ અને પંચો વિસ્મ-ગથી એ ઘડીવાર ચૂપ થઇ બીકને લીધે નીચું જોઇ રહ્યા. ત્યાં જે કેટલાક અવિશ્વાસીઆ લોકોએ એ વાણી ખોટી છે, એમ કહ્યું તે-ઓની જીભના કટકા થઈ ગયા અને થોડીવારમાં મરી ગયા. પછી સઘળા જ્ઞાતિ અને સગાઓએ તે શારદાનો સત્કાર કર્યો. બાંધવ, સ્ત્રીઓ અને વૃદ્ધો સારૂં સારૂં કેહેવા લાગ્યા. કેટલાએક કુળના મુ-ખીઓ હતા તેઓને તો આંખોમાં આંસુ આવી ગયાં. રાજી થએ-લી કુળની સ્ત્રીઓએ શારદાને ધીરજ આપી. પછી ત્યાં કેટલા-એક વાતો કરવા લાગ્યા કે દેવ ખોટું ન બોલે પણ ધર્મથી ભ્રષ્ટ થયા વગર આને ગર્ભ શી રીતે રહ્યો હશે!!! એમ સઘળા પંચોના મનમાં સંદેહ ઉત્પન્ન થયો જાણી સર્વ લોકોના તત્વને જાણનારો એક ડાહ્યો વૃદ્ધ બોલ્યો કે—જે આ જગત્ દેખવામાં અને સાંભળવા-

માં આવેછે એ સઘળું માયાની બનાવટ છે. આ ક્ષણિક સંસારમાં શું થાય અને શું નહીં થાય એ કાંઇ કહી શકાય એમ નથી. કેમકે ખરી રીતે કાંઇ બન્યુંજ નથી પણ અજ્ઞાનથી દેખવામાં આવે છે. માયા, ઇશ્વરના સ્વાધીનમાં છે તો તેની ગતિની કોને ખબર પડે !! યૂપકેતુ રાજાનું વીર્ય પાણીમાં પડયું હતું. તે પાણી પીવાથી વેસ્યાને ગર્ભ રહ્યો હતો. વિભાંડક ઋષિનું વિર્ય પાણીની સાથે પિવાઇ જવાથી મૃગલીને ગર્ભ રેહેતાં ઋષ્યશૃંગ નામનો પુત્ર આવ્યો હતો. સુરાષ્ટ્ર રાજાનો હાથ અડવાથી મૃગલીને તુરત ગર્ભ રેહેતાં તેણે તપસ્વી મુનિને જણ્યો હતો. તેમજ સત્યવતી (વેદવ્યાસની મા) માછલીના ગર્ભમાંથી પેદા થઇ હતી. મહિષાસુર ભેંસના ગર્ભમાંથી પેદા થયો હતો. એ પ્રમાણેજ કેટલીક બીજી સ્ત્રીઓને ફક્ત પતિની કરૂણાથીજ ગર્ભ રહ્યા હતા. જેમ કે વસુદેવની સ્ત્રી રોહિણીને પતિની કરૂણાથીજ ( સંગથી નહીં ) પુત્ર થયો હતો. દેવતા કે ઋષિઓના શાપથી કે વરદાનથી જે કામ ન થવા જેવું હોય તે પણ થાયછે એમાં કાંઇ સંશય નથી. મુનિઓના શાપથી સાંબના પેટમાંથી મુસળ નીકળ્યું હતું. ઋષિઓના મંત્રના જોરથી યુવનાશ્વ રાજાને ગર્ભ રહ્યો હતો. તો આ સતી શારદાને પણ મુનિની સેવા કરવાથી અને મોટા વ્રતના પ્રભાવથી નિશ્ચે ગર્ભ રહ્યો છે. આ બાબતમાં સ્ત્રીઓ એને ખાનગી પુછશે તો લોકોનો સંદેહ મટી જશે. પછી તેના કહેવા ઉપરથી સ્ત્રીઓએ તેને એકાંતમાં પુછ્યું. એટલે શારદાએ તેઓની પાસે સઘળી પોતાની અદ્ભુત વાત કહી. એ વાત જાણી, તે સતીને માન દઈ, રાજી થતા અને વખાણતા સર્વે લોકો પોતપોતાને ઘેર ગયા. પછી સારો સમય આવતાં એ નિર્મળ મનની શારદાએ ઉગતા સૂરજ જેવો તેજસ્વી દીકરો જણ્યો. ઘણાં ઉત્તમ લક્ષણવાળો અને કમળ સરખા નેત્રવાળો તે

દીકરો બાળ અવસ્થામાંજ ઘણી વિદ્યા ભણીને બુદ્ધિમાન્ થયો લોકોના મનને ગમે એવા એ બાળકને સમયસર ગુરૂએ જનોઇ દીધું. અને લોકોમાં શારદેય એવા નામથીજ પ્રખ્યાત થયો. આઠમે વર્ષે ઋગ્વેદ, નવમે વર્ષે યજુર્વેદ અને દશમે વર્ષે સામવેદ વગર પરિશ્રમે ભણી ગયો. પછી ત્રૈલોક્યમાં વિખ્યાત શિવરાત્રિનો દિવસ આવ્યો તે ઉપર સર્વ દેશના રેહેવાસી લોકો ગોકર્ણક્ષેત્રમાં જવા લાગ્યા તેથી શારદા પણ પોતાના પુત્રને સાથે લઈ ગોકર્ણક્ષેત્રમાં ગઈ. ત્યાં પૂર્વજન્મનો ભર્ત્તાર કે જે રોજ સ્વપ્નમાં આવતો હતો તે કેટલાક બ્રાહ્મણો અને સંબંધીઓની સાથે આવ્યો હતો તેને દીઠો. તેને જોઇ પ્રેમથી ભરપૂર થએલી અને જેના શરીરમાં રૂવાણાં ઉભાં થઈ ગયાં એવી શારદા પોતાના આંસુને રોકીને તે ઉપર નજર કરીને ઉભી રહી. તે બ્રાહ્મણ પણ એ શારદા કે જે સ્વપ્નમાં પોતાને હમેશ કામભોગ આપતી હતી અને રૂપ તથા લક્ષણથી ઓળખાઈ આવી તેને તથા તે પુત્ર પણ કે જે રોજ સ્વપ્નમાં પોતાના વીર્યથી પેદા થએલો જોવામાં આવતો હતો તેને દેખી વિસ્મય પામી તેની પાસે આવ્યો. ' તને કાંઇક મારે મનની વાત પુછવી છે. ' એમ કહી તે શારદાને એકાંતમાં તેડી જઇ તે બ્રાહ્મણે પુછ્યું કે–હે સુંદર શરીરવાળી ! તું કોણ છો ? કોની સ્ત્રી છો ? ક્યા દેશની છો ? કોના દીકરી છો અને તારૂં નામ શું છે ? એ પ્રમાણે પુછવાથી જેની આંખોમાં આંસુ આવી ગયાં એવી શારદાએ બાળ અવસ્થામાં પોતાને વિધવા થવાનું કારણ વગેરે સઘળી હકીકત કહી. વળી એ બ્રાહ્મણે પુછ્યું કે–આ ઉત્તમ પુત્ર કોનો છે ? અને ચંદ્રમા જેવા આ બાળકને કઇ સ્ત્રીએ પેટમાં ધર્યો હતો ? શારદા બોલી કે–હે સ્વામી ! આ સર્વ વિદ્યા ભણેલો મારો પુત્ર છે. અને મારા નામથીજ એનું શારદેય એવું નામ રા-

ખ્યું છે. એ પ્રમાણે તેનું વચન સાંભળી એ બ્રાહ્મણ હસીને બો- લ્યો કે—તેં ભુંડામાં ભુંડું કામ કર્યું. કેમકે તારો ધણી માત્ર તારો હાથ ઝાલીનેજ મરી ગયો છે તો આ પુત્ર શી રીતે પેદા થયો ? તેનું કારણ કહે. એ પ્રમાણે તેણે પુછવાથી અત્યંત લજ્જાઇ ગએલી શારદા જરાવાર રોઇ પડીને પછી ધીરજથી બોલી કે—હવે ગરક- રીની વાત કરવી રેહેવા દો , તમે મને જાણો છો અને હું તમને જાણું છું અને આ બાબતમાં આપનું મનજ પ્રમાણ છે. એ પ્ર- માણે કહી, જગદંબાએ આપેલા વરદાન વગેરે સઘળી હકીકત કહી દેખાડી, તે વ્રતનું પુણ્ય અને તે દીકરો સારદાએ તેના હાથમાં આપ્યાં. રાજી થયેલો તે બ્રાહ્મણ તે પુત્રને લઇ શારદાનાં માબા- પની સંમતિથી શારદાને પણ પોતાને ઘેર તેડી ગયો. શારદા પણ તેને ઘેર ઘણા મહીના સુધી રહી. તે બ્રાહ્મણ મરી જતાં તેને પછવાડે અગ્નિમાં પ્રવેશ કરી સતી થઇ. પછી તે બન્ને જણાં સ્ત્રી ભરથાર થઇ દિવ્ય વિમાનમાં બેસી દેવતાઇ સુખ ભોગવતાં શિવ- લોકમાં ગયાં. આ પવિત્ર આખ્યાન કે જે પાઠ કરનારાઓને અને સાંભળનારાઓને સારી રીતે ભોગ અને મોક્ષ આપે એવું છે તે મેં તમને કહી સંભળાવ્યું. આ આખ્યાનથી આરોગ્ય, સંપત્તિ ધન અને ધાન્ય વધે, સ્ત્રીઓને સૌભાગ્ય મળે અને સંતાનના સુખની પ્રાપ્તિ થાય. પાપના સમૂહને મટાડનાર અને ઉમામહેશ્વરના વ્રતની કથાવાળા આખ્યાનને ભક્તિથી જે માણસ એકવાર પણ સાં- ભળે કે પાઠ કરે તે સંસારનાં સુખ ભોગવી અવિનાશી પદને પામે.

**एतन्महाख्यानमघौघनाशनंगौरीमहेशव्रतपुण्य कीर्तनम् ॥ भक्त्यासकृद्यःशृणुयाच्चकीर्तयेद्भुक्त्वा सभोगान्पदमेतिशाश्वतम् ॥ ९९ ॥**

એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો शारदाख्यान એવા નામનો ઓગણીસમો અધ્યાય પુરો થયો.

# अध्याय वीसमो.

सूतउवाच॥अथरुद्राक्षमाहात्म्यंवर्णयामिसमासतः॥
सर्वपापक्षयकरंशृण्यतांपठतामपि ॥१॥

સૂત કહેછે કે—હવે સાંભળનાર અને પાઠ કરનારનાં સઘળાં પાપને ગટાડનાર રૂદ્રાક્ષનો મહિમા સંક્ષેપથી કહુંછું. અભક્ત હોય કે ભક્ત હોય, નીચ હોય કે તે કરતાં પણ નીચ હોય, પણ રૂદ્રાક્ષનું જે ધારણ કરે તે સર્વ પાપથી મુકાય છે. રૂદ્રાક્ષ પેહેરવા એ એવું પવિત્ર છે કે તેને કોઇની ઉપમા દેવાય નહીં, તત્વ જાણનારા મુનિઓ એને મહાવ્રત કેહેછે. નિયમ રાખીને જે હજાર રૂદ્રાક્ષનું ધારણ કરે તેને સઘળા દેવતાઓ નમે અને તે માણસરૂદ્ર જેવોજ ગણાય. હજાર ન મળે તો બાંહાંમાં સોળ સોળ, ચોટલીમાં એક, હાથમાં બાર બાર, ગળામાં બત્રીસ, માથામાં ચાળીશ, કાનમાં છ છ અને છાતીમાં એકસો આઠ. એ પ્રમાણે જે માણુસ રૂદ્રાક્ષનું ધારણ કરે તે પણ રૂદ્રની પેઠે પુજાય છે, મોતી, પરવાળાં, સ્ફટિક, રૂપું, વૈદૂર્ય અને સોનાની સાથે જે રૂદ્રાક્ષનું ધારણ કરે તે શિવરૂપ છે. મળતર પ્રમાણે જે માણુસ એકલા રૂદ્રાક્ષ પણ પેહેરે તેને સૂર્યને જેમ અંધારૂં અડે નહીં તેમ કોઇ પાપ અડે નહીં. જે મંત્ર રૂદ્રાક્ષની માળાથી જપાય તે અનંત ફળ આપે છે. અને રૂદ્રાક્ષની માળા વગરનો જપ કર્યો હોય તે જપ જેટલુંજ ફળ આપેછે. જેના અંગમાં મહા પવિત્ર રૂદ્રાક્ષ એક પણ ન હોય અને કપાળમાં

ત્રિપુંડ્ર પણ ન હોય તેનો જન્મ વ્યર્થ છે રૂદ્રાક્ષને માથે બાંધીને જે ગાથે નાહાય તેને ગંગાસ્નાનનું ફળ થાય એમાં સંશય નથી. પાણીથી અભિષેક નહી કરતાં જે માણસ રૂદ્રાક્ષનું પૂજન કરે તેને અવશ્ય શિવલિંગના પૂજન જેટલું ફળ થાયછે. એક મોહોડાના, પાંચ મોહોડાના, અગીઆર મોહોડાના અને ચૌદ મોહોડાના રૂદ્રાક્ષો જગતમાં વખાણાય છે. રૂદ્રાક્ષરૂપ સદાશિવની રોજ ભક્તિથી પૂજા કરી હોય તો તે દરિદ્રીને પણ કુબેરના જેવી લક્ષ્મી આપેછે. આ વિષયમાં વિદ્વાનો આ પવિત્ર આખ્યાન કહે છે. એ આખ્યાન સાંભળવાથી અને પાઠ કરવાથી મોટા પાપનો ક્ષય થાયછે. કાશ્મીર દેશનો ભદ્રસેન એવા નામનો રાજા હતો. તેનો સુધર્મા નામનો પરાક્રમી અને બુદ્ધિમાન કુંવર હતો. અને કારભારીના દીકરાનું નામ તારક હતું; એ પણ ગુણવાન્ હતો. એ તારક રાજકુમારનો ઘણો સારો સખા હતો. પરમસ્નેહી, અને રૂપાળા એ બન્ને કુમાર બાળક અવસ્થામાં વિદ્યાભ્યાસ અને રમત સાથેજ કરતા હતા. સદા સઘળાં અંગોમાં રૂદ્રાક્ષનાં ઘરેણાં પેહેરી અને ભસ્મનું ધારણ કરી ફરતા હતા. હાર, બાજુબંધ, કડાં અને કુંડળ વગેરે જે સોનાં અને રત્નના દાગીના હતા તેઓને મુકી દઇ રૂદ્રાક્ષ પેહેરતા હતા. માળા રૂદ્રાક્ષની, કડાં રૂદ્રાક્ષનાં, હાર રૂદ્રાક્ષના અને કુંડળ પણ રૂદ્રાક્ષનાં કર્યાં હતાં. તેઓ સોનાં અને રત્નનાં ઘરેણાંને ઢેફાં અને પાણા જેવાં સમજતા હતા. લોકોએ ઘણું કહ્યું તો પણ તેઓએ રૂદ્રાક્ષ મુક્યા નહીં. એ કાશ્મીર દેશના રાજાને ઘેર દૈવ ઇચ્છાથી સાક્ષાત્ બ્રહ્મા જેવા પરાશર ઋષિ આવ્યા. તેમની વિધિ સહિત પૂજા કરી ધર્મમાં મોટી શ્રદ્ધાવાળા રાજાએ એ ત્રણે કાળ જાણનારા મોટા મુનિને પુછ્યું કે—હે મહારાજ! આ મારો દીકરો અને આ મારા કારભારીનો દીકરો હમેશ રૂદ્રાક્ષ પેહેરે છે અને રત્નનાં ઘરેણાની ઇચ્છા રાખતા

નથી. રત્નનાં ઘરેણાં પેહેરવા વાસ્તે શીખામણ દઇએ છીએ તોપણ અમારૂં વચન નહીં માનીને રૂદ્રાક્ષજ પેહેરે છે. કોઈ વખત કોઇએ પણ એઓને એ વિષે ઉપદેશ કર્યો નથી. તે છતાં પોતાની મેળે એઓની એવી વૃત્તિ કેમ થઇ છે? પરાશર બોલ્યા કે— હે રાજા તમારા તથા તમારા કારભારીના દીકરાનું વિસ્મય આપે એવું પૂર્વજન્મનું ચરિત્ર કહું તે સાંભળો, પૂર્વે નંદિગ્રામમાં. મહાનંદી એવા નામથી વિખ્યાત અને શણગારથી સુંદર શરીરવાળી એક વેશ્યા હતી. તેના ઘરમાં પુનમના ચંદ્રમા જેવું છત્ર, સોનાથી શોભાયમાન વાહન, સારી દાંડીવાળાં ચમર, સોનાની ચાખડી, વિચિત્ર મોંઘાં મૂલનાં તથા શોભાવાળાં લુગડાં, ચંદ્રમાની કિરણ જેવી સફેત સેજો, સોનાના ઢોલીઆ, સેંકડો ગાયો, ભેંસો, સેંકડો દાસ, સઘળાં ઘરેણાંથી શોભતી જુવાન દાસીઓ, અમુલ્ય અને નવાં નવાં રત્નથી શોભતાં ઘરેણાં, ચંદન, કેસર. કસ્તૂરી કપુર તથા અગરનાં, લેપનો, વિચિત્ર ફુલથી બનાવેલાં કાનનાં ઘરેણાં, મનગમતું મીઠું ભોજન, અનેક પ્રકારના વિચિત્ર ચંદરવા, નોખાં નોખાં તથા ઘણાં ધાન્યો અને કરોડ કરતાં પણ વધારે નાણું હતું. એવી રીતના વૈભવવાળી અને મનગમતા વિહાર કરનારી તે વેશ્યા રોજ શિવપૂજન કરતી, સત્ય ધર્મ પાળતી, શિવની કથા સાંભળતી, શિવનાં નામ લેવામાં પ્રીતિ રાખતી, શિવના ભક્તોને પગે લાગતી અને શિવભક્તિમાં લાગેલી હતી. એ વેશ્યા પોતાના નાચવાના મંડપમાં ગમ્મતને વાસ્તે હમેશ એક વાનરાને અને એક કુકડાને રૂદ્રાક્ષથી શણગારી હાથની તાળીઓથી અને ગાવાથી નચાવતી હતી. અને તેનો નાચ જોઇ સખીઓની સાથે ઊંચે સાદે હસતી હતી. જેને બાજુબંધ, ઢોળીઆ અને બીજાં ઘરેણાં પણ રૂદ્રાક્ષનાંજ બાંધ્યાં હતાં એવો વાનરો તેના શીખવવા-

થી હમેશ છોકરાની પેઠે નાચતો હતો. જેના છોગામાં રૂદ્રાક્ષ બાંધ્યા હતા એવો કુકડો પણ નાચવામાં હુંશીઆર થઇ રેહેવાને લીધે જોનારાઓ અચરજ પામે એવી રીતે વાનરાની સાથે ઘણીવાર સુધી નાચતો હતો, એક દિવસે તે વેશ્યાને ઘેર કોઇ શિવવ્રત કરનારો પુણ્યવાન્ વાણીઓ આવ્યો. તેણે રૂદ્રાક્ષ પેહેર્યા હતા, ત્રિપુંડ્ર કર્યું હતું. અને ભસ્મ લગાવવાથી શોભતા હાથના કાંડામાં મોટાં રત્નોથી જડેલું અને બપોરના સુર્યની પેઠે ઝગકતુ એક ઉત્તમ કડું પેહેર્યું હતું. એ વેશ્યા તેને આવેલો જોઇ, ઘણી પ્રીતિથી સત્કાર કરી, તેના કાંડામાં કડું જોઇ વિસ્મય પામી બોલી કે—હે શેઠ? આ તમારા હાથમાં પેહેરેલું, મોટાં રત્નથી જડેલું અને દેવતાઇ સ્ત્રીને ઘટે એવું સુંદર કડું મારા મનને લલચાવે છે. એ પ્રમાણે તે ઉત્તમ કડામાં તેને લલચાએલી જોઇ ઉદાર મનવાળો વાણીઓ હસીને બોલ્યો કે—આ રત્નના દેવતાઇ કડામાં તારૂં મન લલચાયું છે તો તે તું લે પણ તેની કીમત મને તું શી આપે છે ? વેશ્યા બોલી કે—અમે તો મનમાં આવે તેમ વિહાર કરનારી વેશ્યાઓ છીએ. કાંય પતિવ્રતા નથી. વ્યભિચાર કરવો એજ અમારા કુળને ઘટતો ધર્મછે એમાં સંશય નથી. પણ આ રત્નથી જડેલું કડું આપો તો ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી તમારી ઓરત થઇને રહું. વાણીઓ બોલ્યો કે—હે પ્યારી ! તારી વાત જો સાચી હોય તો હું તે પ્રમાણે કબુલ કરૂં છું. આ રત્નનું કડું આપું છું અને ત્રણ રાત સુધી તું મારી સ્ત્રી થજે, આ વ્યવહારમાં ચંદ્રમા અને સૂર્ય સાક્ષી છે. હે પ્યારી ! ત્રણ વાર સત્ય વચન બોલી મારી છાતીનો સ્પર્શ કર. વેશ્યા બોલી કે—ત્રણ દી સુધી રાત અને દિવસ તમારી સ્ત્રી થઇને તમારી સાથે ધર્મ પાળીશ. એમ બોલીને તેણે એ વાણીઆની છાતીનો સ્પર્શ કર્યો. પછી વાણીઆએ કહ્યું કે આ રત્નનું શિવ-

લિંગ મારા પ્રાણ જેવું છે તે તારે બરાબર સાચવવું, જો એને નુકસાન થયું તો મારૂં મોત છે. એ વેશ્યા તે પ્રમાણે હા કહી રત્નનું શિવલિંગ લઇ તેને નાચના માંડવાના થાંભલા ઉપર મુકી ઘરમાં ગઇ. યાર થએલા વાણીઆ સાથે રાતમાં સમાગમ પામેલી એ વેશ્યા કુણી તળાઇવાળા પલંગમાં સુખેથી સુઇ રહી, પછી મધરાત ટાણે નાચના માંડવામાં અકસ્માત લાહી લાગી તેથી આખો માંડવો ઘેરાઇ ગયો. માંડવો બળવા લાગતાં એ વેશ્યાએ સંભ્રમથી તુરત ઉઠીને તે વાનરા અને કુકડાને છોડી મુક્યા. છુટેલો વાનરો અને કુકડો ઘણા અગ્નિના તણખાઓને ખંખેરી નાખી ધરતીથી છેટે ભાગી ગયા. થાંભલાની સાથે તે શિવલિંગ પણ બળી જતાં ભાંગીને કટકા થઈ ગયું તે જોઈ એ વેશ્યા અને વાણીઆને બહુજ દુઃખ થયું. પોતાના પ્રાણ જેવું લિંગ બળી ગયું જોઇ વૈરાગ્ય આવવાથી એ વાણીઆએ મરવાનો વિચાર કર્યો. વૈરાગ્ય અને ખેદને લીધે એ વાણીઆએ દુઃખ પામેલી વેશ્યાને કહ્યું કે–શિવલિંગ બળી ગયું. હવે મારાથી જીવી શકાય નહીં. તારા જોરાતા નોકરો પાસે મારે વાસ્તે ચિતા ખડકાવી દે, સદાશિવમાં મન રાખી મારે અગ્નિમાં પ્રવેશ કરવો છે. બ્રહ્મા, ઈંદ્ર અને વિષ્ણુ વગેરે દેવતાઓ ભેળા થઇને મને મારવા આવશે તોપણ આ વખતે ધીરજ રાખી અગ્નિમાં પ્રવેશ કરી હું પ્રાણત્યાગ કરીશ. એ પ્રમાણે તેનો મજબુત આગ્રહ જોઈ વેશ્યાએ પોતાના નોકરો પાસે ગામ બાહાર ચે ખડકાવી. પછી શિવની ભક્તિથી પવિત્ર થએલો એ વાણીઓ એ સળગેલા અગ્નિને પ્રદક્ષિણા કરી સર્વ લોકો જુવેછે એવી રીતે ધીરજથી ચેમાં પડયા અને તે વેશ્યાને મોટો પસ્તાવો થયો. દુઃખ પામેલી વેશ્યા સારા કામનું સ્મરણ કરી સગળા બંધુઓ સામું જોઇ દીન વચન બોલી કે–રત્નનું કડુ લઇ મેં સત્ય વ-

ચન આપ્યું હતું તે પ્રમાણે ત્રણ દિવસ સુધી હું એ વાણીઆની ખરેખરી સ્ત્રી છું. મારા કર્મને લીધે આ શિવભક્ત વાણીઓ મરી ગયો માટે તેની સાથેજ અગ્નિમાં પ્રવેશ કરી હું સતી થાઇશ. સાથે ધર્મ પાળવાનું મેં કહ્યુંછે તે સત્ય કરીશ. સત્યથી ત્રૈલોક્યના અધિપતિ દેવતાઓ પ્રસન્ન થાયછે. સત્યમાં લાગ્યું રેહેવું એ મોટો ધર્મ છે. સઘળું સત્યમાં કહ્યુંછે, સ્વર્ગ અને મોક્ષ સત્યથી મળેછે, અસત્યથી સારી ગતિ થાય નહીં. માટે સત્યનો આશરો લઇ હું અગ્નિમાં પ્રવેશ કરીશ. એ પ્રમાણે મજબુત આગ્રહવાળી તે વેશ્યાને તેના સંબંધિઓએ વારી તોપણ તેણે સત્યનો નાશ થવાની બીકથી મરવાનો નિશ્ચય કર્યો. સઘળી મિલકત શિવભક્તોને આપી દઇ સદાશિવનું ધ્યાન ધરી તે ચેના અગ્નિને ત્રણ પ્રદક્ષિણા ફરી તેમાં સામે મોહોડે પેઠી. સળગેલા અગ્નિમાં પડતી અને પોતાના ચરણમાંજ જેનું મન છે એવી તે વેશ્યાને ત્યાં સાક્ષાત્ સદાશિવે પ્રકટ થઇને વારી. સર્વ દેવના દેવ, ત્રણ નેત્રવાળા ચંદ્રમાની કળાના મુકુટવાળા, અને કરોડો ચંદ્રમા. સૂર્ય તથા અગ્નિ જેવા પ્રકાશતા સદાશિવને જોઇ તે વેશ્યા જાણે ઝલાઇ ગઇ હોય અને બીની હોય તેમ થઇને ઊભી રહી. વિહ્વલ, ત્રાસ પામેલી, ધ્રુજતી, સજડ થઇ ગએલી અને રોતી એ વેશ્યાને વારંવાર ધીરજ આપી હાથ ઝાલીને સદાશિવ બોલ્યાકે–તારૂં સત્ય, ધર્મ, ધીરજ અને મારે વિષે નિશ્ચલ ભક્તિ જોવા વાસ્તે હું વાણીઓ થઇને તારી પાસે આવ્યો હતો. માયાથી અગ્નિ ઉત્પન્ન કરી નાચવાનો માંડવો મેંજ બાળી નાખ્યો અને શિવલિંગ બાળીને હુંજ અગ્નિમાં પેઠો વેશ્યાઓ કપટ કરનારી, મનગમતી રીતે ચાલનારી અને લોકોને ઠગનારી હોય છે પણ તેં તો સત્યનું સ્મરણ કરી મારી સાથે અગ્નિમાં પ્રવેશ કર્યો. એટલા માટે દેવતાઓને પણ ન મળે એવાં સુખ, લાંબું આયુષ્ય,

આરોગ્ય અને પ્રજાની વૃદ્ધિ તને આપીશ. બીજી પણ તારા મન માં જે જે ઇચ્છા હોય તે આપવા તૈયાર છું. એવાં શંકરનાં વચન સાંભળી વેશ્યા બોલીકે–પૃથ્વી, સ્વર્ગ કે પાતાલમાંના સુખની મને ઇચ્છા નથી. તમારા ચરણારવિંદના સ્પર્શ શિવાય બીજું કાંઇ હું માગતી નથી. આ મારા નોકરો, દાસીઓ અને જે કોઇ બીજા મારા બાંધવોછે તે સઘળા તમારા પૂજનમાંજ લાગેલા અને તમારામાંજ મન રાખી રહ્યા છે. માટે એ સઘળાઓને મારી સાથે તમારા પરમપદમાં લઇ જઇ ફરીવારના ભયંકર ભવના ફેરાથી છોડાવો, તમને નમુંછું, સદાશિવ. એ પ્રમાણે તેનાં વચનો કબુલ કરી એ વેશ્યાની સાથે તે સઘળાઓને પરમપદમાં તેડી ગયા. નાચનો માંડવો બળતાં ત્યાંથી ભાગી જવાને લીધે એક કુકડો અને વાનરો બચી ગયા હતા. તેઓ કાળે કરી મરણ પામતાં જે વાનરો હતો તે હાલ તમારો કુંવર થયો છે અને કુકડો હતો તે કારભારીનો દીકરો થએલ છે. પૂર્વ જન્મમાં રૂદ્રાક્ષ પેહેરવાના પુણ્યથી આ બન્ને મોટા કુળમાં અવતર્યા છે. અને પૂર્વ જન્મના અભ્યાસથી નિર્મળ મનવાળા થઇ રૂદ્રાક્ષોનું ધારણ કરે છે. હવે આ જન્મમાં શિવનું પૂજન કરી શિવલોકને પામશે. આવી રીતે આ બે બાળકોની વાત કહી અને શિવભક્ત વેશ્યાની પણ કથા કહી. હવે બીજી શી વાત પુછવાની ઇચ્છા છે?

**एषाप्रवृत्तिस्त्वनयोर्बालयोःसमुदाहृता ॥**

**कथाचशिवभक्तायाःकिमन्यत्प्रष्टुमिच्छसि ।८९।**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **रुद्राक्षमाहिमा वर्णन** એવા નામનો વીશમો અધ્યાય પુરો થયો.

# अध्याय एकवीसमो.

सूतउवाच॥एवंब्रह्मर्षिणाप्रोक्तांवाणीपीयुषसन्नि-
भाम्॥आकर्ण्यमुदितोराजाप्रांजलिःपुनरब्रवीत्॥१॥

સૂત કેહેછે કે—એ પ્રમાણે પારાશર ઋષિની અમૃત જેવી વાણી સાંભળી રાજી થએલા રાજાએ હાથ જોડી બીજું પુછ્યું કે-અહો! સજ્જનનો સમાગમ માણસોના સર્વ પાપને મટાડનાર, કામ તથા ક્રોધને હણનાર અને સર્વ મનોરથને પુરનાર છે. તમારાં દર્શન માત્રથીજ મારૂં અજ્ઞાન મટ્યું. જ્ઞાનદૃષ્ટિનો પ્રકાશ થયો અને હું દેવતા સમાન થયો. આ બે બાળકોના પૂર્વજન્મની વાત સારી રીતે સાંભળી. હવે મારા પુત્રની ભવિષ્ય વાત પણ સાંભળવાને ઇચ્છું-છું. આનું આયુષ્ય કેટલા વર્ષનું છે? ભાગ્ય, વિદ્યા, કીર્તિ, શકિત, શ્રદ્ધા અને ભકિત કેવાં થશે ? એ સઘળી વાત સંપૂર્ણરીતે મને કહો. હું તમારો શિષ્ય છું, દાસ છું. અને શરણાંગત છું. મુનિ બોલ્યા કે—જે વાત કહેવા જેવી નથી તે હું કેમ કહી શકું.કેમકે એ વાત સાંભળવાથી ધીરજવાનને પણ ખેદ થાય એમ છે. તોપણ તમે સાચા ભાવથી પુછોછો એટલે તમારા સ્નેહને લીધે ન કેહેવાનું છે તેપણ કહીશ. આ તમારા કુંવરને બાર વર્ષ થઈ ગયાંછે હવે આ-જથી સાતમે દિવસે એ મરણ પામશે. એ પ્રમાણે ઝેર જેવું તેમનું વચન સાંભળી શોકથી તુરત મૂર્છા પામેલો રાજા ધરતીપર પડી ગયો. દયાળુ મુનિ, તે રાજાને ઉઠાડી ધીરજ આપી બોલ્યા કે હે રાજા! ભય રાખ માં. તારૂં હિત થાય એવું બતાવું છું સૃષ્ટિ થયા પેહેલાં અપ્રકટ, એક, વિભાગ રહિત અને ચૈતન્ય તથા આનંદમય જે પરબ્રહ્મ કેહેવાય છે તે સર્વના આદિ કેવળ સદાશિવ છે. તેણેજ

પ્રથમ પોતાથી રજોગુણ રૂપી બ્રહ્માને પેદા કરી તેને સૃષ્ટિ કરવાનાં કામની આજ્ઞા કરી વેદ આપ્યા હતા. વળી આત્માના તત્વનું જે-માં મુખ્ય નિરૂપણ છે એવો સર્વ ઉપનિષદનો સારરૂપ રૂદ્રાધ્યાય પણ આપ્યો. એક, અવિનાશી, સનાતન અને સાક્ષાત્ પરબ્રહ્મ જે શિ-વરૂપ તત્વ છે તે રૂદ્રાધ્યાયમાં રહેલ છે. એ બ્રહ્માએ ચાર મોહોડાં-ઓથી જગત પેદા કર્યું અને જગત્‌ની મર્યાદા રાખવા વાસ્તે ચાર વેદ પ્રકટ કર્યા. તેમાં બ્રહ્માના દક્ષિણ તરફના મોહોડામાંથી ઉત્પ-ન્ન થએલા યજુર્વેદમાંથી એ સર્વ ઉપનિષદનો સારરૂપ રૂદ્રાધ્યાય ની-કળ્યો છે. મરીચી અને અત્રિ વગેરે મુનિઓએ દેવતાઓની સાથે તે રૂદ્રાધ્યાયનો અભ્યાસ કર્યો અને તેઓની પાસેથી તેઓના શિ-ષ્યો ભણ્યા. તેઓના શિષ્યોના શિષ્યો અને તેઓના પુત્રોના પુત્રોએ શીખાતો આવતો રૂદ્રાધ્યાય પ્રસિદ્ધ છે. રૂદ્રાધ્યાયનો જપ કરવો એજ પુરૂષોનો મોટો મંત્ર, મોટું તપ અને મોટું મોક્ષનુ સાધનછે. મહાપાપી અને ઉપપાતકી જેઓ શાસ્ત્રમાં કહ્યા છે તેઓ પણ રૂદ્રાધ્યાયનો જપ કરવાથી પરમ ગતિ પામે છે. વળી પણ બ્રહ્માએ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અવતારવાળા દેવ, માણસ અને પશુ પક્ષિ વગેરેને સરજ્યા અને તેઓથી જગત ભરાઇ ગયું. તેઓના પોત પોતાના અવતાર પ્રમાણે કર્મ પણ ઉત્પન્ન કર્યાં કે જે કર્મોમાં પ્રવર્ત્તિને લોકો તેઓ-નાં ફળ ભોગવે છે. લોકની સૃષ્ટિનો પ્રવાહ ચાલ્યો જાય એટલા સારૂ બ્રહ્માએ પોતેજ છાતીમાંથી ધર્મને અને વાંસામાંથી અધર્મને ઉ-ત્પન્ન કર્યો. ધર્મ કરે તેઓને સારૂં ફળ થાય છે અને અધર્મ કરે તેઓને ભુંડું ફળ થાય છે. સારા કર્મનું ફળ સ્વર્ગ છે અને ભુડાં કર્મનું ફળ નરક છે. ઇંદ્રને સ્વર્ગનો અધિપતિ અને યમને નરકનો અધિપતિ બ્રહ્માએ કરેલ છે. કામ, ક્રોધ અને લોભ તથા મદ, માન વગેરે બીજા પણ સર્વે નરકના અધિપતિઓ અધર્મના દીકરા

છે. ગુરૂ પત્નિમાં ગમન, મદિરાપાન અને ચાંડાલોમાં ગમન, એટલા કાગના મુખ્ય દીકરા છે. પિતાનો વધ, માતાનો વધ અને બ્રહ્મહત્યા એ બધાં ક્રોધનાં છોકરાં છે. નરકનો વધારો કરવા વાસ્તે એ સઘળાં ચાંડાલ જેવાં મોટાં પાપોને બોલાવી યમરાજા તેઓના અધિપતિ થયા. યમરાજાની આજ્ઞાથી એ મુખ્ય નવ તથા બીજા પણ મહાપાપો મળીને સર્વે પોતાના ચાકરો ઉપપાતકોની સાથે નરકોનું પાલન કરવા લાગ્યાં. સાક્ષાત્ મોક્ષનો સાધનરૂપ રૂદ્રાધ્યાય પૃથ્વીમાં આવ્યો ત્યારે એ બધાં મહા પાપોએ ઉપપાતકોની સાથે ભાગી જઇને યમરાજાને અરજ કરી કે હે મહારાજ ! અમે તમારા નોકરો છીએ તેઓને તમે નરક વધારવાને વાસ્તેજ અધિકાર આપ્યો છે. પણ હમણાં જગતમાં અમે રહી શકતાં નથી. રૂદ્રાધ્યાયના પ્રતાપથી બળી જઇને ભાગી આવ્યા છીએ. ગામોગામમાં, નદીના કાંઠાઓમાં અને પવિત્ર સ્થાનકોમાં રૂદ્રાધ્યાય ફેલાઈ રહ્યો છે તો હવે અમે શી રીતે જગતમાં ફરી શકીએ ? બીજાં તો હજારો પ્રાયશ્ચિતોને પણ જરાય ગણીએ એમ નથી. પણ રૂદ્રાધ્યાયના અક્ષરો અમારાથી સહન થતા નથી. જગતનો ઘાત કરનારા અમે મહા પાપ વગેરે છીએ તેઓને રૂદ્રાધ્યાય મોટા ભય અને મોટા ઝેરરૂપ થઇ પડયો છે. એટલા માટે રૂદ્રાધ્યાયથી થએલી અમારી એ સહન ન થાય એવી મોટી બીકને આપે મટાડવી જોઇએ. એ પ્રમાણે પાપોએ અરજ કરતાં યમરાજાએ પોતે બ્રહ્મા પાસે આવીને એ વાત નિવેદન કરી કે–હે દેવના દેવ ! હે જગતના નાથ ! હું તમારે શરણ આવેલો છું. આપે પાપી મનુષ્યોને શિક્ષા કરવા સારૂ મને સ્થાપ્યો છે. પણ હમણાં પૃથ્વીમાં કોઇ મનુષ્ય પાપી નથી. કેમકે રૂદ્રાધ્યાયે પાપોના મોટા કુળનો નાશ કર્યો છે. પાપોનું કુળ નાશ પામવાથી નરકો ખાલી પડયા છે અને નરકો

ખાલી પ્રજા રેહે ત્યારે મારૂં રાજ્ય પણ નકામું છે. માટે જે રીતે માણસો ઉપર મારો અધિકાર છે તે મટે નહિ એવો કોઇ ઉપાય આપે વિચારવો જોઇએ. એ પ્રમાણે ખેદ પામેલા યમરાજાએ અરજ કરવા ઉપરથી બ્રહ્માએ રૂદ્રાધ્યાયનો ઘાત કરવા વાસ્તે ઉપાય કર્યો. અશ્રદ્ધા અને દુર્બુદ્ધિ એ બે અવિદ્યાની દીકરીઓ કે જેઓ શ્રદ્ધા અને બુદ્ધિનો નાશ કરનાર છે તેઓને માણસોમાં મોકલી. એ બે જણીઓએ લોકને મોહ ઉપજાવતાં રૂદ્રાધ્યાય વિમુખ થઇ ગયો એટલે યમરાજા પોતાને ઠેકાણે આવી કૃતાર્થ થયા. પૂર્વ જન્મોમાં કરેલાં પાપોથી મનુષ્યોનાં આયુષ્ય થોડાં થાય છે. તે પાપો રૂદ્રાધ્યાયનો જપ કરવાથી મટી જાય છે. સઘળાં પાપો નાશ પામે ત્યારે પ્રાણીઓને આયુષ્ય, બળ, ધીરજ, આરોગ્ય, જ્ઞાન અને ઐશ્વર્ય વધેછે. રૂદ્રાધ્યાય ભણીને શંકરને નવરાવ્યા હોય તે પાણીથી જેઓ નાહાય તેઓનું મરણ મટી જાય છે. રૂદ્રાધ્યાય વડે મંત્રેલા પાણીથી જે લોકો નાહાય તેઓને મરણની બીક મટે છે, અને શિવલોકના આનંદની પ્રાપ્તિ થાય છે શતરૂદ્ર (રૂદ્રાધ્યાય ) વડે અભિશેક કરવાથી માણસ સો વર્ષના આયુષ્યવાળો થાય છે અને વળી પાપથી મુકાઇ શિવને પ્યારો થાયછે. માટે આ તમારા કુવરને દશ હજાર રૂદ્રાધ્યાયથી નવરાવો એમ કરવાથી દશહજાર વર્ષ સુધી ઇંદ્રની પેઠે પૃથ્વીમાં આનંદ કરશે. બળ અને ઐશ્વર્ય કોઇ દિવસ ત્રુટશે નહીં. શત્રુઓ નાશ પામશે રોગ થશે નહિ. સઘળાં પાપ ટળી જશે અને નિષ્કંટક રાજ્ય કરશે. વેદ ભણેલા, શાંત, પુણ્યવાળા, સારાં વ્રત કરનારા, તપમાં આસ્થાવાળા અને સદાશિવની ભક્તિમાં લાગેલા હોય એવા બ્રાહ્મણોને બોલાવો. નિર્મળ મનવાળા એ બ્રાહ્મણો રૂદ્રાધ્યાયનો જપ સારી રીતે કરશે એટલે તેઓના જપના પ્રતાપથી તરત કલ્યાણ થશે. એ પ્રમાણે એ મોટા મુનિનું બોલવું

સાંભળી રાજાએ પ્રથમ તેનેજ ક્રિયાના આચાર્ય ઠરાવ્યા. પછી જે-ઓએ ધનની આશાને મુકી દીધી હતી એવા બીજા હજાર મુ-નિઓને થોડીવારમાં બોલાવ્યા. શાંત મનવાળા એ હજાર બ્રાહ્મણો સો કળશોનું સ્થાપન કરી તેઓમાં પવિત્ર વૃક્ષોના રસ નાખી રૂ-દ્રાધ્યાયના મંત્રોથી વિધિ સહિત એ રાજકુમારને નવરાવવા લાગ્યા સાતમે દિવસે મુનિઓ નવરાવતા હતા ત્યાં એ રાજકુમાર અક-સ્માત જાણે બીનો હોય તેમ થઇ ગયો. પણ મુનિઓએ રક્ષા કર-વાથી પાછો તરતજ સૂધમાં આવ્યો. સુધમાં આવીને બોલ્યો કે મોટા વીર પુરૂષો ત્યાં મને મારતાં મારતાં મોટા પાશથી બાંધી દુર લઈ ગયા હતા; એટલું મારા જોવામાં આવ્યું, ત્યાં તમોએ મને બચાવી લીધો. રાજકુમારનું એ બોલવું સાંભળી બ્રાહ્મણોએ તેને આશિર્વાદ દીધા અને એ ઘાત ગયાની વાત રાજા પાસે કહી દે-ખાડી. પછી રાજાએ સર્વ બ્રાહ્મણોને દક્ષિણા આપી રાજી કર્યા અને ભક્તિ સહિત સારા અન્નથી જમાડ્યા એ વેદ જાણનારા મુનિઓના આશિર્વાદ લઈ બંધુજનોની સાથે જમી રાજા સભામાં આવ્યો. મુનિઓની સાથે રાજા સભામાં આવ્યા તે સમયે મોટા યોગી અને દેવતાઓના રૂષિ નારદજી ત્યાં આવ્યા. મુનિઓમાં મોટા નારદજી આવ્યા તેને જોઇ સર્વ મુનિઓની સાથે તેમને પ્ર-ણામ કરી ભક્તિથી આસનપર બેસાડી પૂજન કરી રાજાએ પુછ્યું કે ત્રૈલોક્યમાં તમે જે કાંઈ અદ્દભુત દીઠું હોય તેની વાત અમને કહો. અમે સઘળા તમારા વચનરૂપી અમૃત પીવાને ઇચ્છીએ છીએ. નારદજી બોલ્યા કે—હે રાજા ! આકાશમાંથી આવતાં હમણાંજ મેં અદ્દભુત દીઠું તેની વાત આ મુનિઓની સાથે સાંભળો. ભયંકર અને જગતને સદા દુઃખ દેનારો મૃત્યુ, હાથમાં દંડ લઇને આજજ તમારા પુત્રને મારવા આવી આવ્યો હતો. તમારા પુત્રને મારવા

વાસ્તે મૃત્યુ આવ્યો એ વાત જાણીને સદાશિવે પણ પોતાના પાર્ષદોની સાથે વીરભદ્ર નામના ગણને મોકલ્યો. વીરભદ્રે આવીને, મૃત્યુ કે જે તમારા પુત્રને મારવા આવ્યો હતો તેને ક્રોધથી મજબુત બાંધી લઇ બળાત્કારથી ધોકે ધોકે મારી સદાશિવ પાસે લઇ જવા માંડયો એ વાત જાણી યમરાજા પોતે હાથ જોડીને વીરભદ્ર પાસે આવ્યા. તેમણે જય જય એમ બોલી પ્રણામ કરી વીરભદ્રને કહ્યું કે હે દેવ દેવ! હે મહારૂદ્ર! હે વીરભદ્ર! તમને નમસ્કાર કરૂંછું. આ મૃત્યુ નિરપરાધ છતાં તેના ઉપર તમને ક્રોધ કેમ ચડયો? પોતાના કર્મના સંબંધ પ્રમાણે રાજકુમારની આયુષ્ય ત્રુટી જતાં તેને મારવા મૃત્યુ તૈયાર થયો તેમાં તેનો શો અપરાધ છે? કહો. વીરભદ્ર બોલ્યા કે–રૂદ્રાધ્યાયના જળથી સ્નાન કરતાં પાપ મટી જવાને લીધે જેની દશ હજાર વર્ષની આવરદા થઈ છે એવા રાજકુમારને વચમાં વિપતિ કેમ આવે? મારા બોલવામાં પણ આપને જો કાંઈ સંશય રેહેતો હોય તો ચિત્રગુપ્તને બોલાવી હમણાંજ પુછી જુવો. વિલંબ નહીં કરો. નારદજી કેહેછે કે–પછી યમરાજાએ ચિત્રગુપ્તને જલદી બોલાવી લઇ રાજકુમારના આયુષ્ય વિષે પુછતાં તેણે કહ્યું કે–બાર વર્ષનું આયુષ્ય છે. વળી વિચાર કરી લખતમાં તપાસીને કહ્યું કે દશ હજાર વર્ષનું આયુષ્ય છે. પછી ભય પામેલા યમરાજાએ વીરભદ્રને પગે લાગી મૃત્યુને માંડ માંડ એ ભયંકર બંધનમાંથી છોડાવ્યો. વીરભદ્રની રજા લઈ યમરાજા પોતાને ઘેર ગયા. વીરભદ્ર કૈલાશમાં ગયા અને હું તમારી પાસે આવ્યો. હવે આ તમારો કુંવર, રૂદ્રજપના પ્રતાપથી મૃત્યુની બીક મટી જતાં દશ હજાર વર્ષ સુધી સુખ ભોગવશે. એ પ્રમાણે કહી રાજાની રજા લઈ નારદજી સ્વર્ગમાં જતાં રાજી થએલા સર્વે બ્રાહ્મણો પોતેપોતાના આશ્રમમાં ગયા. એવી રીતે કાશ્મોર દેશનો રાજા રૂદ્રાધ્યાયના પ્રતાપથી સર્વે

દુઃખોમાંથી નીકળીને પુત્ર સહિત કૃતાર્થ થયો. જે માણસો આ શંકરના મહિમાનો પાઠ કરે અથવા કાનથી સાંભળે તેઓ કરોડો જનમનાં પાપથી મુકાઈ શાંત થઈ સદાશિવના પરમ ધામને પામે.

येकीर्तयंतिमनुजाःपरमेश्वरस्यमाहात्म्यमेतदथकर्णपुटैःपिबंति ॥ तेजन्मकोटिकृतपापगणैर्विमुक्ताः शांताःप्रयांतिपरमंपदमिंदुमौलेः ॥ ८५ ॥

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **रुद्राध्याय माहात्म्य वर्णन** એવા નામનો એકવીશમો અધ્યાય પુરો થયો.

---

# अध्याय बावीसमो.

सूतउवाच॥एवंशिवतमःपंथाशिवेनैवप्रदर्शितः॥ नृणांसंसृतिबद्धानांसद्योमुक्तिकरःपरंः॥ १ ॥

સૂત બોલ્યા કે—આ કલ્યાણકારી અને સંસારથી બંધાએલા માણસોને તરત મુક્તિ આપનાર માર્ગ સદાશિવેજ દેખાડયો છે. દુર્બુદ્ધિવાળા, વેદના અધિકાર વગરના, સ્ત્રીઓ, અધમ દ્વિજો અને સર્વે પ્રાણિઓને વાસ્તે સાધારણ, સાક્ષાત મોક્ષને આપનાર, મોટા મુનિઓએ સેવેલો અને દેવતાઓએ પણ વખાણેલો માર્ગ એજ છે કે સદાશિવની કથાનું શ્રવણ કરવું. એથી સંસારની બીક મટે અને તરત મુક્તિ થાય. અજ્ઞાન રૂપી તિમિરથી આંધળાઓને જ્ઞા-

નારૂપી સિદ્ધિ આપનાર દીવો પણ એજ છે. સંસારરૂપી રોગથી પીડાએલાઓને સેવવા જેવું ઓસડ પણ એજ છે. મહા પાપરૂપી પર્વતોને વજ્ર પડવા જેવું ભયંકર એજ છે. તેમજ કર્મનાં બીજને બાળનાર અને સર્વ સંપત્તિઓનું સાધન પણ એજછે. ત્રૈલોક્યને પવિત્ર કરનારી શિવ કથાને જેઓ સાંભળે છે તેઓ આ લોકમાં રૂદ્ર રૂપજ છે એમાં સંશય નથી. સદાશિવની કથાને સાંભળનારા અને પાઠ કરનારાઓના ચરણની રજજ તીર્થરૂપ છે એમ મુનિઓએ કહ્યુંછે. એટલા માટે જેઓને મોક્ષ પામવાની ઇચ્છા છે તેઓ ભક્તિથી સદા શિવની પુરાણોક્ત કથા સાંભળે છે. આખો દીવસ પુરાણની કથા સાંભળવાની શક્તિ ન હોય તો રોજ સાવધાનપણાથી બે ઘડીવાર તો સાંભળવીજ જોઇએ. કદાચ એ પ્રમાણે કરવાની પણ શક્તિ ન હોય તો પવિત્ર મહીના, પવિત્ર દીવસ અને પવિત્ર તિથિઓમાં પણ જે માણસ પુરાણોક્ત કથા સાંભળે તે માણસ કર્મરૂપી મોટા વનને બાળી સંસારમાંથી તરી જાય છે બે ઘડીવાર. ઘડીવાર, અથવા ક્ષણમાત્ર પણ જેઓ ભક્તિથી પવિત્ર કથા સાંભળે તેઓને અધમ ગતિ થાય નહીં, સર્વ યજ્ઞો અને સર્વ દાનો કરવાથી જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય, એકવાર કથા સાંભળવાથી મળે છે. કળિયુગમાં તો વિશેષ કરી કથા સાંભળવાથી, વધારે કોઈ ઉત્તમ ધર્મ નથી અને બીજો મુક્તિનો માર્ગ પણ નથી. મહાદેવનું કીર્ત્તન પણ પુરાણ સાંભળવાથી અધિક નથી. કથાનું શ્રવણ માણસોને કલ્પવૃક્ષની પેઠે મોટું ફળ આપેછે. કળિયુગના માણસો ઓછી આવરદાવાળાં, દુબળાં, પરિશ્રમથી પીડાએલ, દુર્બુદ્ધિવાળાં, દુખીઆં અને ધર્મ તથા આચાર વિનાનાં છે. એમ વિચારી તેઓના ઉપર કૃપા કરી વેદવ્યાસે તેઓના હિતને વાસ્તે પુરાણ નામનો અમૃતનો રસ ઉત્પન્ન કર્યો છે. અમૃતને તો યત્નથી પીએ ત્યારે જરા મરણ મટે

પણ આ સદાશિવની કથા તો સેહેજ પીવાથી જરા અને મરણથી મુક્ત કરેછે. પુરાણ જાણનારો પુરૂષ, બાળક, જુવાન દરિદ્ર, ઘરડો કે દુબળો હોય તોપણ તેને ધર્મ ઇચ્છનારાએ નમવો જોઇએ અને સદા પૂજવો જોઇએ. જેના મુખકમળમાંથી નીકળેલી વાણી પ્રાણિઓને કામધેનુની પેઠે સુખ આપેછે એવા પુરાણ વાંચનારને હલકો ગણવો નહીં. લોકમાં કેટલાએક જન્મથી અને કેટલાએક ગુણથી ગુરૂ છે તેઓ સઘળામાં પુરાણ જાણનારો મોટો ગુરૂ છે. કરોડો અવતારોમાં જનમી જનમીને પીડાતા માણસને જે મોક્ષ આપે છે તે વિના બીજો કયો મોટો ગુરૂ છે.? પવત્રિ, જિતેંદ્રિય, શાંત, અદેખાઇ વગરનો, સજ્જન, દયાવાળો, વાત કરવામાં ચતુર અને બુદ્ધિમાન એવો પુરાણ વાંચનાર જોઇએ. વ્યાસના આસનપર બેઠેલા પુરાણ વાંચનાર બ્રાહ્મણે કથાનો પ્રસંગ પુરો ન થયો હોય ત્યાં સુધી કોઇને નમસ્કાર કરવો નહીં. ધૂતારા, દુરાચારી અને વાદમાં જીતી લેવા ઇચ્છનારાઓ વગેરે કુટિલ મનના માણસોની આગળ કથા કરવી નહીં, જ્યાં ઘણા દુર્જન બેઠા હોય, શૂદ્ર અને કુતરા વગેરે ઘણા હોય અથવા જુગાર રમવાની જગ્યા હોય ત્યાં બુદ્ધિમાન પુરૂષે પવિત્ર કથા કરવી નહીં. સારા ગામમાં, સારાં માણસો બેઠાં હોય તેવા સ્થળમાં દેવમંદિરમાં અને પવિત્ર ધો કે નદીના કિનારા ઉપર કથા કરવી. સાંભળનારાઓ, શિવની ભક્તિવાળા, બીજા કામોમાં લાલચ નહીં રાખનારા, મુંગા બેસી રેહે એવા અને સારી કથામાં પ્રીતિવાળા હોયતો તેઓને પુન્ય મળે છે ભક્તિ વગરના જે અધમ માણસો પવિત્ર કથા સાંભળે તેઓને પુણ્યનું ફળ થાય નહીં અને જન્માજન્મમાં દુઃખ પામે, ભક્તિ સહિત પાનબીડા વગેરેથી પુસ્તકની પૂજા કર્યા વિના જેઓ કથા સાંભળે તેઓ નિર્ધન થાય પણ તેમાં પાપ લાગે નહીં. કથા થતી હોય ત્યાં વચમાં-

થી ઉઠીને જેઓ બીજે ઠેકાણે જાય તેઓની સ્ત્રીઓ અને સંપતિઓ વચમાંથીજ નાશ પામેછે. માથા ઉપર પાઘડી પેહેરીને જેઓ પવિત્ર કથા સાંભળે તે પાપી અધમ મનુષ્યો બલાકા નામની પક્ષીણીનો અવતાર પામે. જેઓ પાન ચાવતાં પવિત્ર કથા સાંભળે તેઓને યમના દૂતો નરકમાં તેનીજ વિષ્ટા ખવરાવે. જે ઢોંગી માણસો ઊંચા આસન ઉપર બેસીને કથા સાંભળે તેઓ ઘણા કાળ સુધી નરકમાં રહીને પછે કાગડા અવતરેછે. જેઓ ગોઠણીઆ વાળીને અથવા ખાટલા ઉપર બેસીને કથા સાંભળે તેઓને ઝાડનો અવતાર આવે. પગે લાગ્યા વિના કથા સાંભળે તેઓને ઝેરી ઝાડનો અવતાર આવે અને સુતાં સુતાં સાંભળે તેઓને અજગરનો અવતાર આવે. કથા વાંચનારની બરોબર આસનપર બેસીને જેઓ સાંભળે તેઓને ગુરૂપત્નીમાં ગમન કર્યા જેટલું પાપ લાગીને નરકમાં જવું પડે. પુરાણ વાંચનારની અને પાપ મટાડનારી કથાની જેઓ નિંદા કરે તેઓને સો જન્મસુધી કુતરાનો અવતાર આવે. કથા ચાલતી હોય ત્યાં જેઓ વાતો કરે તેઓને ગધેડાનો અને પછી કાંકીડાનો અવતાર આવે. કોઇ દિવસે પણ જેઓ પવિત્ર કથા સાંભળે નહીં તેઓ નરક ભોગવ્યા પછી વનમાં સુવર અવતરે. કથા થતી હોય તેને જેઓ વખાણે તે ઉત્તમ માણસો, કથા સાંભળ્યા વગર પણ અવિનાશી પરમપદને પામે. કથા થતી હોય તેમાં જેઓ વિઘ્ન નાખે તે ખલ માણસો કરોડો વર્ષ સુધી નરક ભોગવ્યા પછી ગામના ભુંડણનો અવતાર પામે. જેઓ પુરાણની પવિત્ર કથા લોકોને સંભળાવે તેઓ સેંકડો કલ્પ સુધી બ્રહ્મલોકમાં રહે. પુરાણ વાંચનારને આસનને વાસ્તે જેઓ ગલીચા, મૃગચર્મ, વસ્ત્ર, બાજોઠ કે પાટીયું આપે તેઓ સ્વર્ગલોકમાં જઇ મનગમતાં સુખ ભોગવી પછી બ્રહ્મલોક વગેરેમાં રહી પરમપદ પામે. પુરાણ વાંચનારને જેઓ નવું

વસ્ત્ર આપે તેઓ જન્મોજન્મમાં સુખીઆ અને જ્ઞાની થાયછે. મહા-પાપવાળા અને ઉપપાતકવાળા હોય તેઓ પણ પુરાણ સાંભળવાથી પરમ પદ પામે. હે બ્રાહ્મણો ! આ વિષયમાં સાંભળનારના સર્વ પાપને મટાડનાર, વિચિત્ર અને મનને ગમે એવો પવિત્ર ઇતિહાસ કહુછું. દક્ષિણદેશમાં બાષ્કલ નામે એક ગામ છે તેમાં સર્વ મૂઢ અને કર્મથી ભ્રષ્ટલોકો વસતા હતા. તેમાં બ્રાહ્મણનો ધર્મજ નહતો, સઘળા લોકો વેદ તથા ધર્મશાસ્ત્રથી વિમુખ, જપ અને પાઠથી રહિત, પરસ્ત્રીઓમાં લંપટ, ખેડ કરનારા, હથીઆર ઉપાડનારા, ભાગ્ય રહિત અને કપટી લોકો વસતા હતા. જ્ઞાન કે વૈરાગ્યરૂપી ઊંચા ધર્મને કોઈ જાણતાજ ન હતા. સ્ત્રીઓ પણ પાપમાં પ્રીતિ રાખનારી, નજરમાં આવે તેમ કરનારી, વિષયમાં લંપટ, ભુંડી બુદ્ધિવાળી અવળે માર્ગે ચાલનારી અને સારાં આચરણ વિનાની હતી, તેમાં એક વિદુર નામનો અધમ બ્રાહ્મણ, પરણેલી સ્ત્રી છતાં પણ વેસ્યામાં લાગેલો અને અવળે માર્ગે ચાલનાર હતો. એ બ્રાહ્મણ પોતાની વંદુલા નામની સ્ત્રીને મુકી દરેક રાતે કામદેવની પીડાથી વેસ્યાને ઘેર જઇ મોજ કરતો હતો. પતિએ મુકી દીધેલી તે જુવાન વંદુલા પણ કામદેવની પીડા નહીં ખમાયાથી રાતની જારપુરૂષ સાથે રમતી હતી. કોઈ દિવસે જાર પુરૂષ સાથે મળેલી એ ભુંડી સ્ત્રીને જોઈ તેનો પતિ ક્રોધથી ઉતાવળો ઉતાવળો તેના ઉપર દોડયો. જાર ભાગી જતાં એ દુષ્ટ બ્રાહ્મણ બાયડીને પકડી પાડુ મારી, પછે મુઠીએ મુઠીએ મારવા લાગ્યો, ધણીએ પીડા કરવાથી એ વંદુલા ગુસ્સે થઈ બેધડક રીતે બોલી કે તમે રોજ વેસ્યા પાસે જાઓછો પછી મારી શી ગતી ? હું રૂપાળી અને જુવાનીથી શોભનારી સ્ત્રી પતિના સંગવિના કામદેવની પીડાને કેમ સહન કરી શકું ? એ પ્રમાણે તે બાયડીની વાત સાંભળી એ અધમ બ્રાહ્મણ બોલ્યો કે–તેં ખરી

વાત કહી માટે તારૂં સારૂં થાય એવું કહુંછું. જાર પુરૂષો પાસેથી નાણું લઇને તેઓને ખુશી કરતી જા અને તેઓની પાસેથી મળે તે સઘળું ધન મને આપવું એટલે હું વેશ્યાઓને આપીશ. એમ કરવાથી તારી અને મારી બન્નેની કાંમના પુરી થશે. એવું ધણીનું વચન વંદુલાએ પણ કબુલ કર્યું. એ પ્રમાણે તે સ્ત્રી ભર્ત્તાર બન્ને ખરાબ કામમાં લાગતાં કાળે કરી એ વેશ્યાને ભોગવનારો બ્રાહ્મણ મરી ગયો ધણી મુવા પછી કાંઇક આધેડ થએલી તે વંદુલા પોતાના દીકરાઓની સાથે ઘણા દિવસ સુધી પોતાના ઘરનાં રહી. એક દિવસે શિવરાત્રિની પર્વણી ઉપર તે વંદુલા પોતાના સંબંધીઓની સાથે ગોકર્ણ ક્ષેત્રમાં ગઇ. ત્યાં તીર્થના જળમાં નાહી, કોઈ દેવમંદિરમાં પવિત્ર પુરાણની કથા થતી હતી તે તેના સાંભળવામાં આવી. એ કથામાં એવું આવ્યું કે—જાર પુરૂષ સાથે લાગેલી સ્ત્રીઓ નરકમાં પડે ત્યારે યમના દૂતો તેઓના ખાનગી ભાગમાં ઉની ઉની લોઢાની ભોગલ ખોસી દીએ છે. એ વાત સાંભળી ભય પામીને તે વંદુલાએ એ પુરાણ વાંચનારા બ્રાહ્મણને એકાંતમાં કહ્યું કે—હે મહારાજ ! અજાણતાં મેં મોટું પાપ કર્યું છે. જુવાનીમાં કુટિલપણાથી નજરમાં આવે તેમ વરતી છું. હમણાં આ તમારી કથાનું વચન સાંભળી મને મોટી બીક લાગી છે અને શરીર વારે ઘડીએ ધ્રુજે છે. હું કે જે વિષયમાં લંપટ, પાપણી અને કામદેવથી મોહ પામેલી છું તેને ધિક્કાર છે. થોડાક સુખને વાસ્તે ભયંકર દુઃખ ભોગવવું પડશે. મરીશ ત્યારે હું ભયંકર યમદુતોને કેવી રીતે જોઇ શકીશ ? એઓ, પાસલાઓથી મારૂં ગળું બાંધી લેશે. ત્યારે કેમ સુખ વળશે ? નરકમાં મારા દેહના કટકે કટકા કરી નાંખશે તે મારાથી કેમ ખમાશે ? પાછી હું ધગધગતા ક્ષારકર્દમ નરકમાં શી રીતે પડી શકીશ ? કીડા અને પક્ષી વગેરે લાખો અવતારોમાં નિરંતર

દુઃખથી પીડાતી હું શી રીતે ભટકી શકીશ? હવે આજથી મને ખાવું પણ કેમ ભાવે અને દુઃખને લીધે રાતની ઊંઘ પણ કેમ આવશે? હાય મુઇ છું. બળી ગઇ છું. ફાટી પડી છું. અરે દૈવ! એવી કુબુદ્ધિ આપીને મને મોટા પાપમાં કેમ નાખી? શૂળીએ ચડેલા અને ઊંચા પર્વતની અણી ઉપરથી પડતા માણસને જેટલું દુઃખ થાય તે કરતાં પણ કરોડઘણું મને દુઃખ થયું છે. દશ હજાર અશ્વમેધ જગન કરૂં અને સો વર્ષ સુધી ગંગાજીમાં સ્નાન કરૂં તો પણ મારૂં મોટું પાપ મટે એમ નથી. શું કરૂં! ક્યાં જાઊં? કોની શરણે જાઊં? આ જગતમાં હવે કોણ મને નરકરૂપી સમુદ્રમાં પડતી બચાવે? હે મહારાજ? તમેજ મારા ગુરૂ અને માબાપ છો. હું રાંક અને તમારે શરણ આવી છું માટે મારો ઉદ્ધાર કરો, ઉદ્ધાર કરો. એ પ્રમાણે તે વંદુલા ખેદથી પગમાં પડી. તેને ઉઠાડી એ બુદ્ધિમાન્ બ્રાહ્મણે દયાથી કહ્યું કે આ મોટી કથા સાંભળીને તું સમયસર ચેતી એ ઘણું સારૂં થયું. તું ધારતી રાખીશ માં તને સુખ થશે એવો ઉપાય બતાવીશ. સારી કથા સાંભળવાથીજ તારી આવી બુદ્ધિ થઇ. વિષયમાં વૈરાગ્ય થયું. અને મોટો પસ્તાવો થયો. પસ્તાવો, એ સઘળા પાપોનું મોટું નિવારણ છે. સારાં માણસો પસ્તાવાથીજ તરત પાપનું નિવારણ કરે છે. પાપનાં સઘળાં નિવારણ વિધિ પ્રમાણે કર્યાં હોય તોપણ જે માણસોએ પસ્તાવો ન કર્યો હોય તેઓને ઉત્તમ ગતિ થતી નથી. જેમ વારંવાર સાફ કરવાથી અરીસો નિર્મળ થાય તેમ વારંવાર કથા સાંભળવાથી ચિત્ત બહુ નિર્મળ થાય છે. જ્યારે ચિત્ત નિર્મળ થાય ત્યારે સદાશિવનું ધ્યાન સિદ્ધ થાય છે. ધ્યાન કરવાથી મન, વાણી અને કાયાથી કરેલા સઘળા પાપને તુરત મટાડી પુણ્યવાન માણસો સદાશિવના પરમપદને પામે છે. એટલા માટે પાપીઓને સારી કથાજ મોક્ષનું ઉત્તમ સાધન છે. કથાથી ધ્યાન

થાયછે અને ધ્યાનથી મોક્ષ થાય છે. નિરંતર નિર્મળ સમજણવાળો જે માણસ આ કથાને સાંભળે તે માણસ બીજા જન્મમાં ધ્યાન પામીને પરમપદમાં જાય છે. માણસોને સારી કથાનુ શ્રવણ એજ સર્વ કલ્યાણનુ બીજ છે. જે કથા સાંભળે નહીં તે પશુ જેવો માણસ બંધનમાંથી કેમ છુટે એટલા માટે તુ પણ મનને સઘળા વિષયોમાંથી પાછુ વાળી પરમ ભક્તિ રાખી હમેશ પવિત્ર કથા સાંભળ.હમેશ કથા સાંભળતાં તારૂં ચિત્ત શુદ્ધ થશે. તે ચિત્તથી શંકરનુ ધ્યાન થશે અને તેથી મુક્તિ મલશે. સદાશિવનું ધ્યાન કરનારને એકજ જન્મથી મુક્તિ મળે એમાં સંશય નથી. એ હું ખરેખરી વાત કહુંછુ. એ પ્રમાણે તે પુરાણીનું બોલવુ સાંભળી જેને આંસુ આવી ગયાં એવી તે વંદુલા તેના પગમાં પડીને 'મારૂં કામ સિદ્ધ થયુ, એમ બોલી પછી તેજ મોટા ક્ષેત્રમાં તેજ બ્રાહ્મણ પાસેથી મુક્તિ આપનારી પવિત્ર કથા સાંભળવા લાગી, તે બ્રાહ્મણે તેને એવી વૈરાગ્ય વધારનારી કથા સંભળાવી કે જે સાંભળવાથી માણસને તરત વિષયની વાસના મટી જાય. એ કથા સાંભળવાથી ચિત્ત શુદ્ધ થઇને વૈરાગ્યના પ્રવાહમાં ચાલવા લાગ્યુ. પછી તે બ્રાહ્મણે ભક્તિરસવાળી શિવની કથા સંભળાવી. જેમ જેમ એ વંદુલાનું ચિત્ત શુદ્ધ થતું ગયુ તેમ તેમ ધીરે ધીરે સદાશિવનું ધ્યાન થવા લાગ્યુ. ધીરે ધીરે રજોગુણ અને તમોગુણના મેલ મટી ગયા. સઘળા વિષયના સુખની લાલચ જતી રહી. એવી રીતે શુદ્ધ થએલા વંદુલાના ચિત્તમાં સદાશિવના સ્વરૂપનું ધ્યાન આવવા લાગ્યું એ,પ્રમાણે સદ્ગુરૂના આશ્રયથી જેની સુબુદ્ધિ થઇ એવી તે વંદુલા વારંવાર સદાશિવના ચૈતન્ય અને આનંદમય સ્વરૂપનું ધ્યાન કરવા લાગી. રોજ તીર્થના જલમાં નાહાતી,જટા અને વલ્કલ વસ્ત્રને ધારણ કરતી, આખે શરીરે, ભસ્મ લગાવતી, રૂદ્રાક્ષનાં ઘરેણાં પેહેરતી,

શિવ નાગના જપમાં લાગેલી, મૌન રાખતી, નેત્ર મીચી રાખતી, પદ્માસન વાળીને બેસતી. પવિત્ર કથા સાંભળવામાં ઉત્સાહ રાખ-તી, ગુરૂની સેવામાં પ્રીતી રાખતી અને સંતાન તથા સંબંધીઓને ત્યાગ કરી બેઠેલી વંદુલાએ એવી રીતે સદાશિવને પ્રસન્ન કરયા. હે જગતના નાથ હે જગતના સૃષ્ટિ સ્થિતિ અને પ્રલયને કરનાર હે સર્વ જગતે મુખ્ય નમવા યોગ્ય ! હે શિવ ! હે અવિનાશી ! હે જગતરૂપ ! હે કાળને નાશ કરનાર ! હે માયાના ખોટા ગુણોના પ્રકાશ કરનાર ! હે શ્રી મહેશ્વર ! મારા ઉપર કૃપાદષ્ટિ કરો હે શંભુ ! હે ચંદ્રમાના મુકુટવાળા ! હે શાંત મૂર્ત્તિ ! હે ગંગાધર ! હે દેવતાઓ જેના ચરણને પૂજેછે એવા ! હે સર્પનાં ધરેણાવાળા ! હે કૈલાસનાવાસી ! હે ઇશ્વર ? હે ભકતોની પીડા મટાડનાર ! મારા ઉપર કૃપાદષ્ટિ કરો. એવી રીતે રોજ ભક્તિથી શંકરની પ્રાર્થના ક-રતી અને સારી રીતે કથા સાંભળતી તે વંદુલાએ કર્મનાં બંધન કાપી નાખ્યાં. પછી કાળે કરી તેનો દેહ પડયો ત્યારે તેને સદાશિવ-ના પાર્ષદો તેડી ગયા અને સદાશિવના સ્થાનકને પામી. એ લોકમાં સદાશિવ કે જેને પાર્વતીની સાથે દેવતાઓ સેવતા હતા. ગણપતિ, નંદી, મૃગી અને નીલકંઠેશ્વર વગેરે પાર્ષદો જેની ઉપાસના કરતા હતા. કરોડ સૂર્યના જેવું તેજ હતુ. ત્રણ નેત્ર અને પાંચ મુખ હતાં, કંઠ શ્યામ હતો. ડાબા ખોળામાં પાર્વતીને ધરયાં હતાં અને વીજળી તથા ચંદ્રમા જેવી કાંતિ હતી. તેમને જોઇ સંભ્રમથી વારંવાર પ્ર-ણામ કરી આનંદનાં આંસુ આવી ગયાં, રૂવાણાં ઉભાં થઇ ગયાં. પાર્વતી અને સદાશિવે કરૂણાથી માન આપ્યુ. પછી પરમ આનં-દમય તેજરૂપ અને અવિનાશી એવા તે લોકમાં અવિચળ નિવાસ મળવાથી તે વંદુલા અવિઆળ સુખ પામી. તેણે કોઇ દિવસ પાર્વ-તી પાસે જઇ પ્રણામ કરી પુછયુ કે મારા પતિની શી ગતિ થઇછે ?

પાર્વતીએ કહ્યું કે એ દુષ્ટ ગનવાળો તારો પતિ નરકનાં દુઃખ ભોગવીને હમણાં વીંધ્યાચળમાં પિશાચ થયો છે. ફરી તેણે ત્રૈલોક્યનાં ઇશ્વરી જગદંબાને પુછ્યું કે મારા પતિને કયા ઉપાયથી સારી ગતિ મળે ! પાર્વતી બોલ્યાં કે એ તારો પતિ જો કોઇ દિવસ અગારી પવિત્ર કથા સાંભળે તો સઘળી અવગતમાંથી છુટી આ લોકમાં આવે. એ પ્રમાણે પાર્વતીનું વચન સાંભળી તેણે હાથ જોડી પોતાના પતિનાં પાપ મટાડવાને વાસ્તે. જગદંબાને અરજ કરી. તેણે વારંવાર અરજ કરતાં પાર્વતીએ કરૂણાથી તુંબરૂ નામના ગંધર્વને બોલાવી કહ્યું કે હે તુંબરૂ ! આ વંદુલાને સાથે લઇ વીંધ્યાચળમાં તું જા. ત્યાં આનો પતિ દુષ્ટ પિશાચ છે. તેની પાસે અમારા ગુણની ઉત્તમ અને પવિત્ર કથા કહી તે અવગતમાંથી છુટે એટલે શિવની પાસે લાવજે. એ પ્રમાણે જગદંબાએ આજ્ઞા કરતાં તેમને પ્રણામ કરી તુંબરૂ ગંધર્વ એ વંદુલાને સાથે લઇ વિમાનમાં બેસી તુરત વીંધ્યાચળમાં ગયો. ત્યાં મોટી કાયા અને દાઢીવાળો, જરાવારમાં હસતો અને જરાવારમાં રોતો પિશાચ તેના જોવામાં આવ્યો. એ પિશાચને બળાત્કારથી પકડી, પાસલાઓથી બાંધી એક ઠેકાણે બેસાડી તુંબરૂ ગંધર્વ. વીણા હાથમાં લઇને શિવની કથા ગાવા લાગ્યો. શંકરની મહા પવિત્ર કથા સાંભળવાથી સઘળું પાપ મટી જતાં તે પિશાચને યાદી આવી. પિશાચનું શરીર મુકી દઇ, દેવતાઇ શરીર પામી પોતે પણ સદાશિવનું ચરિત્ર ગાવા લાગ્યો. દિવ્ય રૂપવાળો અને તુંબરૂની સાથે સદાશિવના સુંદર ગુણ ગાતો એ પિશાચ વિમાનમાં બેસી અવિનાશી મોક્ષપદ પામ્યા. સૂત કહેછે કે—આ પવિત્ર આખ્યાન કે જે પાપને મટાડનાર, શંકરને પ્રસન્ન કરનાર અને નિર્મળ જ્ઞાનનું સાધન છે તે મેં કહી સંભળાવ્યું. જેમાં શિવના ગુણ વર્ણવ્યા છે એવા વિચિત્ર અને પાપને મટાડનાર આ આ-

ખ્યાનને જે માણુસ સાવધાનપણાથી સાંભળે અથવા પાઠ કરે તેને પરમ આનંદ મળે, અને આ લોકમાં અનેક પ્રકારનાં સુખ ભોગવી મુક્તિ પામી પરમપદમાં જાય. કેમકે આ આખ્યાન સંસારરૂપી રોગના ઐાષધરૂપ છે. હે મુનિઓ ! તમે ભાગ્યશાળી છો અને તમારા મનોરથ સિદ્ધ છે. કેમકે સદા શંકરની કથારૂપ નવા અમૃતરસને પીઓછો. જેઓનું મન સદાશિવનું ધ્યાન કરે, વાણી ગુણોની સ્તુતિ કરે, અને કાન કથાનું શ્રવણ કરે તેઓનોજ જન્મ આ લોકમાં સફળ છે અને તેઓજ સંસારમાંથી તરી જાય છે. અનેક પ્રકારના ગુણના ભેદથી સ્પષ્ટ નહિ જણાતા, જગતમાં બાહાર અને અંદર પોતાના સ્વરૂપથી પ્રકાશતા, પોતાનાજ સ્વરૂપમાં વિહાર કરતા, વાણી તથા મનની વૃત્તિથી દૂર અને અનંત આનંદથી ભરપૂર એવા અવિનાશી પરમ શિવને શરણ જાઉં છું.

**विविधगुणविभेदैर्नित्यमस्पृष्टरूपं जगतिचबहिरंतर्भासमानंमहिम्ना ॥ स्यमहसिविहरंतंवाङ्मनोवृत्तिदूरंपरमशिवमनंतानंतसांद्रप्रपद्ये ॥ १३३ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો **પુરાણ શ્રવણ માહાત્મ્ય વર્ણન** એવા નામનો બાવીશમો અધ્યાય પુરો થયો.

**શ્રી બ્રહ્મોત્તર ખંડનું ગુજરાતી ભાષાંતર પુરૂ થયું.**

---

## શિવ નિર્માલ્યનો નિર્ણય.

આ શિવ નિર્માલ્યાદિકના ગ્રહણનો નિષેધ જ્યોતિર્લિંગાદિકથી જુદાં લિંગોના વિષયમાં લાગુ પડે છે, કેમ કે પુરૂષાર્થ પ્રબોધમાં ભવિષ્ય પુરાણના વચનથી કહ્યું છે કે “ જ્યોતિર્લિંગ વિના બીજું

જે લિંગ પૂજવામાં આવતું હોય તેના નૈવેદ્યનું કે નિર્માલ્યનું ભક્ષણ કરવામાં આવ્યું તો તપ્તકૃચ્છ વ્રત કરવું. શાલગ્રામ બાણુલિંગ, સ્વયંભૂલિંગ, પારદનું લિંગ, આણેલું લિંગ, ચંદ્રકાંત મણિનું લિંગ, અને સુવર્ણથી કે રૂપાઆદિથી બનાવેલું લિંગ એઓના નૈવદ્ય ભક્ષણનો દોષ નથી ( તેમજ ) બાણુલિંગ, ચંદ્રકાંત મણીનું લિંગ અને હૃદયમાં કરેલું લિંગ એઓના નૈવેદ્યનું તે ચાંદ્રાયણ કર્યા જેટલું ફળ આપે છે. શિવની દીક્ષાવાળો ભક્ત જે નૈવેદ્યને 'આ ભક્ષ્ય છે' એમ કહે તેનું ભક્ષણ કરવામાં પણ દોષ નથી, સ્વયંભૂલિંગ, બાણુલિંગ, રત્નનું લિંગ અને સિદ્ધ સ્થાપેલું લિંગ એઓના નૈવેદ્યાદિક ઉપર ચંડને અધિકાર નથી જે ઉપર ચંડનો અધિકાર હોય તેનું માણસોએ ભક્ષણ કરવું નહિં પણ જે ઉપર ચંડનો અધિકાર ન હોય તેનું તો ભક્તિ પૂર્વક ભક્ષણ કરવું અને નિર્માલ્યનો પણ ઉપયોગ કરવો" ત્રૈવિક્રમીમાં કહ્યું છે કે "બાણુલિંગ, ધાતુનું લિંગ, સિદ્ધ લિંગ, સ્વયંભૂલિંગ અને સદા શિવની સઘળી પ્રતિમાઓ એઓમાં ચંડનો અધિકાર નથી." આ વિષયમાં હે ! મોટાં વ્રતવાળી પાર્વતિ ? જે માણસ બ્રહ્મહત્યાવાળા છતાં પણ પવિત્ર થઇને નિર્માલ્યનું ધારણ કરશે તેના મોટા પાપને પણ હું તુરત નષ્ટ કરીશ." એમ સ્કંદ પુરાણમાં શિવનું વચન છે, માટે અપવિત્ર માણસે શિવ નિર્માલ્ય ન લેવું પણ નાહીનેજ લેવું એમ સ્માર્ત્ત લોકો કહે છે, ઉપનયન સંસ્કાર વગરનાએ ન લેવું એમ શૈવ લોકો કહે છે. તિથિત્ત્વમાં હેમાદ્રિના પરિશિષ્ટના વચનથી કહ્યું છે કે "શિવનાં નૈવેદ્ય, પત્ર, પુષ્પ, ફળ, અને જળ એઓ અગ્રાહ્ય છે, પણ શાલિગ્રામની શિલાના સંગથી સર્વ પવિત્ર થઇ જાય છે." અભિપ્રાય એ છે કે પંચાયતન પૂજામાં સમસ્ત દેવના ઉદ્દેશથી જે નિવેદિત હોય તેમાં અગ્રાહ્ય પણું નથી. શિવપુરાણમાં કહ્યું છે કે "જેઓ વીરભદ્રના

શાપને લીધે શિવ શક્તિથી વિમુખ હોય, જેઓ શિવ વિના અન્ય દેવોના ભક્ત હોય અને જેઓ દીક્ષિત ન હોય તેઓને સદાશિવના એ ચારે પ્રસાદો અયોગ્ય છે." કાશિખંડમાં કહ્યું છે કે "વિશ્વનાથના સ્નાનના જળનું મસ્તક પર ધારણ કરવું એ જાલંધર બંધ સઘળાં સુખોને ખેંચી લાવે એવો છે." (વળી) મનુષ્ય શિવલિંગને વિધિ પૂર્વક સ્નાન કરાવી તે સ્નાનના જળને ત્રણ વાર પીયે તેનું આ જગતમાં ત્રણે પ્રકારનું પાપ તુરત નષ્ટ થાય છે. જે માણુસ લિંગને નવરાવવાના જળથી પોતાના મસ્તકમાં અભિષેક કરે તે નિષ્પાપ માણુસને ગંગા સ્નાન કર્યા જેટલું ફળ થાય છે." આ વચન પૂર્વ વાક્યોનું અવલોકન કરતાં વિશ્વનાથના લિંગના વિષયમાં લાગુ પડે છે એમ કેટલાએક કહે છે, અને બીજાઓ કહે છે કે કાશિખંડમાં રત્નેશ્વરના આખ્યાનમાં તેવુંજ પ્રકરણ જોવામાં આવે છે. તેથી કાશિમાં રહેલા તથા પુરાણોમાં પ્રસિદ્ધ સઘળાં લિંગોના વિષયમાં લાગુ પડે છે.

**निर्माल्यं निर्मलंशुद्धं निर्मलत्वाद निंदितम् ॥**
**तस्माद भोज्यं निर्माल्यं प्राकृतैर शिवात्मकैः ॥**

નિર્માલ્ય વસ્તુ જે નિર્મલ અને શુદ્ધ હોય તેને કહેવામાં આવે છે; અને તે નિર્મળ હોવાથી પ્રશંસા કરવા જેવું છે, એટલા માટે શિવ ભક્તિ વિનાના પ્રાકૃત પુરૂષોએ નિર્માલ્ય ભોજન કરવું નહિ.

## ભસ્મ, રૂદ્રાક્ષ અને શિવનામ સ્મરણ મહાત્મ્ય.

ઋષિઓ કહે છે.—હે મહાભાગ્યવાન સૂત ? તમે વ્યાસજીના પરમ શિષ્ય છો માટે તમને નમસ્કાર કરીયે છીએ. આપ અમને વિસ્તારથી ભસ્મનું મહાત્મ્ય કહો. તેમ રૂદ્રાક્ષનું મહાત્મ્ય અને ત્રિજું શિવનું નામ માહાત્મ્ય વિસ્તારથી કહો. સૂત પૂરાણી કહે છે, તમે લોકોના હિતાર્થે પ્રશ્ન બહુ સારૂં કર્યું છે. તમે કુળ ભૂષણ રૂપ અને

મહા પવિત્ર હોઇ ધન્યવાદને પાત્ર છો. કારણ કે તમોને શિવની કથા અતિ પ્રિય છે. અને તે શિવજ તમારા દૈવત રૂપ છે. જેણે શિવની ઉપાસના કરી છે તેજ ધન્ય છે જેણે શિવોપાસના કરેલ તેણે પોતાના કુળનો ઉદ્ધાર કર્યો એમ સમજી સદાશિવ એવું શિવનામ જેના મુખમાં છે તેને જેમ ખેરના બળતા અંગારાને માણસ અડી શકતું નથી તેમ પાપ અડી શકતું નથી. સદાશિવને નમસ્કાર આટલો ઉચ્ચાર જે કોઇ કરે છે તેનું મુખ મહાપવિત્ર સર્વ પાપને નાશ કરનાર તિર્થ સમાન જાણવું. અથવા તે શિવનામોચ્ચાર યુકત મુખવાળા મનુષ્યનું જે દર્શન કરે તે પણ સર્વ તીર્થના ફળને મેળવે છે. જેની પાસે શિવનું નામ, વિભૂતી, અને રૂદ્રાક્ષ એ ત્રણ સાથે હોય છે તેના દર્શન માત્રથીજ ત્રવેણી (ગંગા, યમુના, સરસ્વતી)માં સ્નાન કરવાનું ફળ મળે છે કારણ એ ત્રણ વસ્તુ ત્રવેણી સમાન છે. જેના શરીરે (શીવનામ, વીભૂતિ, અને રૂદ્રાક્ષ) એ ત્રણ વસ્તુઓ ધારણ કરેલી છે એવા મહા પુરૂષનાં પાપને નાશ કરનારાં એવાં દર્શન પણ દુર્લભ સમજવાં. તે ત્રણેના દર્શન ત્રવેણી સમાન છે. તેમાં કાંઇ અંતર નથી, આમ જે નથી જાણતો તે ખરેખર પાપીષ્ટ જાણવો. જેના કપાલમાં વિભૂત નથી, કંઠમાં રૂદ્રાક્ષ નથી અને જેના મુખમાં શિવનામ નથી તેને નીચ ગણી તજી દેવો. શિવનું નામ ગંગા સમાન છે. વિભૂતી યમુનાજી સમાન છે. અને સર્વ પાપ નાશક રૂદ્રાક્ષ માળા સરસ્વતી સમાન જાણવી. શરીરે ત્રણે વસ્તુ ધારણ કરવાનું અને ત્રવેણીમાં સ્નાન કરવાનું બન્નેનું સમાન ફળ છે. કારણ તે બન્નેના ફળની તુલના એક વખત બ્રહ્માએ કરી હતી. તેમાં તે બન્ને ફળ સમાન થયાં હતાં. અને ત્યારથી માંડીને બ્રહ્મા ઇત્યાદિ દેવતાઓ પણ તે ત્રણ વસ્તુને ધારણ કરે છે. શિવ એવા નામ રૂપ દાવાગ્નિથી અનાયાસે મોટા પાપરૂપી પહાડોને બાળીને ભસ્મ થાય છે. પાપના મૂળરૂપ અનેક

દુ:ખો શંકરના નામથીજ નાશ પામે છે. જે મનુષ્ય શિવનામ જ-પત.માં આસકત હોય તેજ ખરોવેદ જાણનાર પુણ્યાત્મા, ધન્યવા-દને પાત્ર અને વિવેકી જાણવો. શ્રી શંકરનામ ગ્રહણ કરનારને ત-થા શિવ ન.મપર વિશ્વાસ રાખનારને તમામ ધર્મો ફળ આપે છે. જેટલાં પાપો કરેલાં હોય તેટલાં સઘળાં પાપો શિવનામોચ્ચારથી નાશ પામે છે. એટલુંજ નહી પરંતુ પુનઃ એવો નર પાપ કરતોજ નથી. બ્રહ્મહત્યાદિ મહાપાપનો મોટો સમુહ પણ શિવનામ માત્રથી નાશ પામે છે શીવનામ રૂપ વહાણ કરીને જે સંસાર સમુદ્ર તરે છે તે મહા પાપમાં ડુબેલો હોય તો પણ સહજમાં તરે છે. સંસા-રના મૂળથી પ્રગટ થયેલાં પાપોનો શ્રી શંકરના નામરૂપ કુવાડોજ નશ કરી શકે છે. પાપરૂપ દાવ.નળથી પીડાયલાએ શીવનામ રૂપ અમૃતપાન કરવું, કારણ કે પાપરૂપ દાવાગ્નિથી તપેલાને ખરેખર તે નામથીજ શાંતિ પ્રાપ્ત થાય છે તે વીના થતી નથી. શંકરના નામરૂપ અમૃતના વરસાદથી ભીંજાએલાં મનુષ્યો કદાપી સંસાર દાવાનળના મધ્યમાં રહ્યા છતાં શોક નથી પામતાં, જેઓને શ્રી શંકરના નામની મોટી ભકતી પ્રાપ્ત થયેલ છે. તેઓનો તત્કાળ મો-ક્ષ થાય છે જેણે અનેક જન્મમાં મહાતપ કરેલાં હોય તેનેજ ખરે ખરી શીવભકિત પ્રાપ્ત થાય છે. જેનો અસાધારણ શીવનામ ઉપર ભકતીભાવ છે તેનોજ સુલભ રીતે મોક્ષ થાય છે. બીજાનો થતો નથી એવો મારો મત છે. અનેક પાપ કરીને પણ જે શીવ ના-મનો જપ કરે છે તે સર્વ પાપથી મુકત થાય છે. જેમ દાવાનળ-થી બ.ળીને વૃક્ષો ભસ્મ થઇ જાય છે તેમ શ્રી શંકર નામ માત્રથી પાપો બળી જાય છે જે હમેશાં ભસ્મ ધારણ કરી પોતાનું શરીર પવીત્ર કરે છે અને શ્રી શિવનું નામ ગ્રહણ કરે છે તે મહાઘોર એવો સંસાર પણ તરી શકે છે. અનેક બ્રહ્મહત્યા કરીને બ્રાહ્મણનું ધન જુલમથી લે જનાર મહા પાપી પણ પ્રેમ પૂર્વક શિવનામ ગ્ર-હણ કરે તો પાપથી પીડાતો નથી. સઘળા વેદોને જોઇને ઉત્તમ

સંસારથી તારનારો શિવ નામરૂપ ઉપાય પૂર્વજોએ નિશ્ચય કર્યો છે. વિશેષ કહેવાથી શું ? શંકરના નામથી શકતી એટલા પાપથી મનુષ્યને પાવન કરે છે. કે જેટલાં પાપો કોઇ મનુષ્ય કરીજ નહી શકતું હોય. શિવ નામના ઉત્તમ પ્રભાવથી પૂર્વે ઈન્દ્રદ્યુમ્ન ઉત્તમ ગતીને પામ્યો તેમ કોઇ મહાપાપીણી હીજ પત્ની પણ શિવનામોચ્ચાર માત્રથી પરમગતીને પામી.

## ॥ अथ शिवतांडव स्तोत्र प्रारंभः ॥

जटाटवीगलज्जलप्रवाहपावितस्थले गलेऽवलंब्यलंबितांभूजंगतूंगमालिकाम् ॥ डमड्डमड्डमड्डमन्निनादवड्डमर्वयं चकारचंडतांडवंतनोतुनःशिवःशिवम् ॥१॥ जटाकटाहसंभ्रमभ्रमन्निलिंपनिर्झरी विलोलवीचिवल्लरीविराजमानमूर्धनि ॥ धगद्धगद्धगज्ज्वलल्ललाटपट्टपावके किशोरचंद्रशेखरेरतिः प्रतिक्षणंमम ॥ २ ॥ धराधरेंद्रनंदिनीविलासबंधुबंधुर स्फुरद्दिगंतसंततिप्रमोदमानमानसे ॥ कृपाकटाक्षधोरणीनिरुद्धदुर्धरापदि क्वचिद्दिगंबरेमनोविनोदमेतुवस्तुनि ॥ ३ ॥ जटाभुजंगपिंगलस्फुरत्फणामणिप्रभा कदंबकुंकुमद्रवप्रलिप्तदिग्विधूमुखे ॥ मदांधसिंधुरास्फुरत्त्वगुत्तरीयमेदुरे मनोविनोदमद्भुतंबिभर्तुभूतभर्त्तरि ॥ ४ ॥ ललाटचत्वरज्वलद्धनंजयस्फुलिंगया निपीतपंचसायकंनमन्निलिंपनायकम् ॥ सुधामयूखरेखयाविराजमानशेखरं महःकपालिसंपदेसरिज्जटा-

लमस्तुनः ॥ ५ ॥ सहस्रलोचनप्रभृत्यशेषलेखशेखर प्रसून
धूलिधोरणीविधूसरांघ्रिपीठभूः ॥ भुजंगराजमालया निबद्ध-
जाटजूटकः श्रियेचिरायजायतांचकोरबंधुशेखरः ॥ ६ ॥
करालभालपट्टिकाधगद्धगद्धगज्ज्वल द्धनंजयाहुतीकृतप्रचंड-
पंचसायकेधराधरेंद्रनंदिनी कुचाग्रचित्रपत्रकप्रकल्पनैकशि-
ल्पिनित्रिलोचनेरतिर्मम ॥ ७ ॥ नवीनमेघमंडलीनिरुद्धदुर्ध-
रस्फुरत्कुहूनिशीथिनीतमःप्रबंधबद्धकंधरः ॥ निलिंपनिर्झ-
रीधरस्तनोतुकृत्तिसुंदरः कलानिधानबंधुरःश्रियंजगद्धुरंधरः
॥ ८ ॥ प्रफुल्लनीलपंकजप्रपंचकालिमप्रभा वलंबिकंठकंद-
लीरुचिप्रबद्धकंधरम् ॥ स्मरच्छिदंपुरच्छिदंभवच्छिदंमख-
च्छिदं गजच्छिदांधकच्छिदंतमंतकच्छिदंभजे ॥ ९ ॥ अ-
खर्वसर्वमंगलाकलाकदंबमंजरी रसप्रवाहमाधुरीविजृंभणा-
मधुव्रतम् ॥ स्मरांतकंपुरांतकंभवांतकंमखांतकं गजांतकांत-
धकांतकंतमंतकांतकंभजे ॥ १० ॥ जयत्वदभ्रविभ्रमभ्रमद्भु
जंगमश्वसद् विनिर्गमक्रमस्फुरत्करालभालहव्यवाट ॥ धि-
मिंधिमिंधिमिंध्वनन्मृदंगतुंगमंगल ध्वनिक्रमप्रवर्तितप्रचंड-
तांडवःशिवः ॥ ११ ॥ दृषद्विचित्रतल्पयोर्भुजंगमौक्तिकस्र-
जोर्गरिष्ठरत्नलोष्टयोःसुहृद्विपक्षपक्षयोः ॥ तृणारविंदचक्षुषोः

प्रजांमहींमहेंद्रयोःसमप्रवृत्तिकः कदासदाशिवंभजाम्यहम् ॥ १२ ॥ कदानिलिंपनिर्झरीनिकुंजकोटरेवसन् विमुक्तदुर्मतिः सदाशिरस्थमंजलिंवहन् ॥ विलोललोचनाललामभालल-ग्नकंशिवेतिमंत्रमुच्चरन्सदासुखीभवाम्यहम् ॥ १३ ॥ निलिं-पनाथनागरीकदंबमौलिमल्लिका निगुंफनिर्भरक्षरन्मधूष्णि-कामनोहरः ॥ तनोतुनोमनोमुदंविनोदिनीमहर्निशंपराश्रियः परंपदंतदंगजत्विषांचयः ॥ १४ ॥ प्रचंडवाडवानलप्रभाशु-भप्रचारिणी महाष्टसिद्धिकामिनीजनावहुतजल्पना ॥ वि-मुक्तवामलोचनाविवाहकालिकाध्वनिः शिवेतिमंत्रभूषणा-जगज्जयायजायताम् ॥ १५ ॥

इतिश्रीदशकंधरविरचितंशिवतांडवस्तोत्रं समाप्तम् ॥

જે શ્રી શંકરે જટારૂપ વનથી ઝરતા જલપ્રવાહથી પવીત્ર કંઠમાં લટકતી સર્પની માલા ધારણ કરીને જેમાં ડમત્ ડમત્ ડમત્ ડમત્ એવો ડમરૂનો શબ્દ થઇ રહ્યો છે. એવું ભયંકર નૃત્ય કર્યું છે તે શ્રી શંકર અમારૂં કલ્યાણ કરો. ૧ જટારૂપ કટાહમાં વેગથી ભ્રમણ કરતી ગંગાના ચંચલ તરંગો રૂપ લતાની પંક્તિથી શોભતાં મસ્તક વાળાં તેમજ જેમના લલાટરૂપ પીઠ ઉપર ધ્વગત્ ધ્વગત્ ધ્વગત્ એવા શબ્દ કરતો અગ્નિ જાજ્વલીત થઇ રહ્યો છે એવા, બીજના બાલચંદ્રથી શોભતા મસ્તક વાળા શ્રી શંકરને વિષે નીરંતર અમારી પ્રીતિ થાઓ. ૨ પાર્વતીની ક્રીડાના બંધુ એવા અતી સુંદર અને પ્રકાશમાન કટાક્ષની પંક્તિથી હાસ્ય યુક્ત મનવા-

લા તેમજ કૃપાકટાક્ષ પંક્તિથી ભકતોની ભીડને ભાંગનારા શ્રી શં કરથી મારૂં મન આનંદ પામો. ૩ જટાના સર્પોની પીળા વર્ણવાળી પ્રકાશિત ફણાના મણીઓની કાંતીના સમૂહરૂપ કુંકુમ રસથી દીશાઓરૂપ સ્ત્રીઓના મુખને લીંપન કરનારા તેમજ મદથી અંધ એવા ગજા સુરની ચામડી રૂપ વસ્ત્રથી સુંદર દેખાતા પ્રાણીના પાલક શ્રી શંકરથી મારૂં મન આનંદ પામો. ૪ કપીલને ધારણ કરનારા, લલાટ ચોકમાં જાજ્વલિત થઇ રહેલા અગ્નિના અંગારાએ કરીને સર્વ પ્રકારે મારને મારનારા, બ્રહ્મા, વિશ્નુ તથા ઇંદ્રાદી દેવતાઓએ નમસ્કાર કરેલા અને ચંદ્રની રેખાથી શોભતા મસ્તકવાળા તેજોરૂપ શ્રી શંકર અમારી ધર્માદી ચાર સંપત્તિઓ રૂપ થાઓ. ૫ ઈંદ્રાદિ સર્વ દેવતાઓના મુકુટના પુષ્પોની ધુળની પંક્તિથી ધુસર વર્ણવાલા થએલા ચરણના પીઠવાલા વાસુકી નાગની માલા વડે જટાજુટ બાંધનાર એવા ચંદ્ર શેખર લાંબાકાળ સુધી અમારી ધર્માદિ ચાર સંપત્તિને અર્થે થાઓ. ૬ ભયંકર કપાલ રૂપ પીઠની ઉપર ધ્વગત્ ધ્વગત્ ધ્વમત્ એવા શબ્દથી જાજ્વલિત થઇ રહેલા અગ્નિમાં ભયંકર કામદેવની આહુતી આપનારા અને પાર્વતીના સ્તનના ઉપર ચિત્રરૂપ તીલક કરવા ઉત્તમ શિલ્પી એવા ત્રીનેત્ર શંકરમાં મારી પ્રીતી થાઓ. ૭ નવી મેઘ મંડલથી બાંધેલા દુર્દ્ધર અને પ્રસરેલ અમાસની રાત્રીના અંધકારના અખંડીત પણાથી પોતાનો કંઠ બાંધી રાખ્યો છે, ગંગાને મસ્તકપર ધારણ કીધાં છે, મૃગચર્મથી શોભી રહ્યા છે, ચંદ્રથી મનોહર દેખાય છે અને જેણે ભૂભારને ધારણ કર્યો છે તે શિવ અમારી સંપત્તિ વધારો. ૮ ખિલેલાં નીલ કમલના વીસ્તારથી સ્યામ કાંતી સમાન કંઠ કદળીની કાંતથી ઉત્કૃષ્ટ રીતે બાંધનારા, કામનો, ત્રિપુરાસુરનો, સંસારનો દક્ષના યજ્ઞનો ગ-

જાસુરનો અંધકારનો અને કાલનો વિગેરેનો નાશ કરનારા શ્રી શંકરને હું ભજુછું. ૯ જેમાં અધિક મંગલો રહેલા છે એવી ૬૪ વિદ્યારૂપ કદંબ વૃક્ષની લતાના રસપ્રવાહની મધુરતાને જાણવામાં ભ્રમર રૂપ, કામદેવનો ત્રિપુરાસુરનો, સંસારનો, દક્ષના યજ્ઞનો, ગજાસુરનો, અંધકાસુરનો, અને યમનો પણ અંત કરનારા શ્રી શંકરને ભજુછું. ૧૦ ઉત્કૃષ્ઠ વેગથી ભ્રમણ કર્ત્તા સર્પોના નિકલતા શ્વાસના ક્રમથી પ્રકાશિત કપાલમાં અગ્નિને ધારણ કરનારા, તેમજ ધિમિં ધિમિં ધિમિં એવા મૃદંગના શબ્દના અનુક્રમે પ્રચંડ તાંડવ નૃત્યને આરંભ કરનારા શિવ જયવંતા થઓ. ૧૧ પથર અને પુષ્પાદિકની વિચીત્ર શય્યામાં સર્પ અને મોતીની માલામાં રત્ન અને માટીના ઢેફામાં, મિત્ર અને શત્રુમાં પ્રજા અને રાજામાં સમાનબુદ્ધિ રાખનારા શંકરને હું કયારે ભજીશ ? ૧૨ નિત્ય દુર્મતિને તજનારો હું ગંગાના તીરમાં રહેલી લતાના મધ્ય ભાગમાં નિવાસ કરતો નિરંતર મસ્તક ઉપર હાથ જોડીને ચપલ નેત્રવાળી સ્ત્રીઓમાં ઉત્તમ પાર્વતીના લલાટમાં લખેલા શિવ એ મંત્રનો જપ કરતો કયારે સુખી થઇશ ? ૧૩ અમરાવતીમાં નિવાસ કરનારી અપ્સરાઓના સમૂહના મસ્તકમાં રહેલાં મલ્લિકાનાં પુષ્પોના ગુચ્છોથી ઝરતા ધુળના પરસેવાથી મનોહર તથા પરમ લક્ષ્મીના ઉત્તમ સ્થાન રૂપ શિવના અંગોની કાંતિનો સમૂહ અમને આનંદ આપો. ૧૪ પ્રચંડ વાડવાનલ અગ્નિ સરખા તેજસ્વી, અશુભ કર્મનો નાશ કરવા વાળા અણિમાદિ ૮ સિદ્ધિવાલી સ્ત્રીજનોએ ઉચરેલા ગીત વાલો અને શિવ મંત્રના આભૂષણ વાળો પાર્વતીના વિવાહકાલનો મોટો શબ્દ વિશ્વના જયને અર્થે થાઓ. ૧૫.



# શિવલીલામૃત યાને સ્તુતીમાળા.

## ગણપતિ આદિ ઈશ્વર સ્તુતી.

### " જે જે રામચંદ્ર રઘુવીર " એ રાગમાં.

જે જે વિઘ્ન હરણ ગણરાય, જે જે વિઘ્ન હરણ ગણરાય. ટેક.
લંબોદર ગણપતી ગજાનન, વાહન મુષક મનાય. જે જે.
ચાર ભુજા સિંદુર ચર્ચિત ઉર, સુંઢ સુશોભિત કાય; જે જે.
સુખ સરદાર અપાર પરાક્રમિ, વીર વડો વખણાય. જે જે.
સદ્કારજમાં સૌથી પેહેલાં, શંભૂ સુત સમરાય; જે જે.
ભય ભંજન ગંજન અરિદળ, જન રંજન ગુણદ ગવાય. જે જે.
શુધ બુધ દાયક વિઘ્ન ન સાયક, સાથ સુખદ લખાય; જે જે.
દૃઢ પ્રતાપ દાયક ગણ નાયક, લાયક જન જશ ગવાય. જે જે.

### શાર્દુલવિક્રિડિત છંદ.

વંદું હું જગદીશ શીશ નમિને, વંદુ ભુમીના પતી,
વંદું દુઃખ વિદારનાર વિભુને, વંદું સુધારો ગતી;
વંદું હે અખિલેશ બેશ કરતાં, વંદું હું વિશ્વેશ્વરા,
વંદું છું જગપાળ પ્રીતિથી સદા, વંદુ હું સર્વેશ્વરા.
વંદું દુર્મતિ ટાળનાર શિવને, વંદું દયાના નિધી,
વંદું વાણિ સુધારનાર શિવને, વંદુ કૃપા જે કિધી;
વંદું પાળક પ્રાણીના સરવદા, વંદું હું વિશ્વંભરા,
વંદું દીન દયાનિધી દુઃખહરા, વંદું દયાના ઝરા.
વંદું માતપિતા જનો સકળના, વંદું હું ત્રાતા તને,
વંદું છો સુખકાર સર્વ જીવના, વંદું પિતા આપને;
વંદું સૃષ્ટિ બનાવનાર શિવને, વંદું બ્રહ્માના પિતા,

વંદું વ્યાપક સર્વદા સહુ સ્થળે, વંદું ધરી નમ્રતા.
વંદું નાથ હું હાથ જોડિ શિવને, વંદું દુઃખો સૌ ટળે,
વંદું આપ પ્રતાપ સર્વ સ્થળમાં, જેનાથિ શાંતિ મળે;
વંદું દોષ નિવારનાર હરિને, વંદું શિવં સર્વદા,
વંદું ટાળક તાપ આપ સહુના, વંદું ટળે આપદા.
વંદું નાથ અનાથના અવનિમાં, વંદું શિવં પ્રીતથી,
વંદું કાર્ય સુધારનાર જનનાં, વંદું સદા ચિત્તથી;
વંદું સત્ય તણાજ સ્નેહિ તમને, વંદું હું પાદાં બુજે,
વંદું હું શિવ તાાત ધ્યાન ધરિને, વંદું સુખો આપજે.

## છંદ ઉપર પ્રમાણે.

વંદીને વિનતી કરૂં શ્રવણમાં, ધારો શ્રિ ઉમાપતી,
જાણી દીન દયા નિધે દુર કરો, દીલે થકી દુર્મતી;
તો સદ્ગૂણ ગવાય થાય સુખદા, સૂકાર્ય શોભીતને,
શુદ્ધિ બુદ્ધિ સુગૂણ થાય સરવે, સંતાપ હારી ગને.
જેની શુભ કૃપાથી મોહ મદતા દુર્ગુણ સરવે ટળે,
ને સર્વં સંપત્તિ સૂખ મળતાં પાપો અમાપો બળે;
સ્હેજે સર્વં દુઃખો વિનાશ કરિને, આપે સુ આનંદને,
એવા દેવ ભરોજ મૂજ દિલમાં, સદ્ગૂણના વંદને.

## માલીની છંદ.

શ્રવણ થકી નથી મેં શાસ્ત્ર પીયૂષ પીધું,
કરથી નથી કદાપિ દીનને દાન દીધું;
મુખથી કદિ નથી મેં શંભુનું નામ લીધું,
મન વચન શરીરે પાપનું કામ કીધું.

## અથ વિશ્વનાથ આરતી.

જય ગંગા ધર હર હર જયગિરિજા ધીશા જયગિરિજા ધિશા.

ત્વમાંપાલય નિત્યં કૃપયા જગદીશા. હર હર હર મહાદેવ ॥ ૧
કૈલાશે ગિરિ શિખરે કલ્પદ્રુમ વિપિને શિવ કલ્પદ્રુમ વિપિને;
જિત મધુકર પુંજે કુંજ વને ગહને, કોકિલ કુંજતિ ખેલતા હંસા વન લાલતા.
શિવ હંસાવન લલિતા રચયતિ કલા કલાપી નૃત્યતિ મુદ સહિતા. હર હર. ૨
તસ્મિન્ સુ લલિત દેશે શાલા મણિ રચિતા શિવ શાલા મણિ રચિતા,
તન્મધ્યેહર નિકટે ગૌરીમુદ સહિતા, ક્રીડારચયતિ ભુષં રંજિત માતિમીશં;
ઈંદ્રાદિક સુર સેવિત પ્રણમાતતં શીશમ્. હર હર. ૩
વિબુધવધબહુ નૃત્યતિહૃદયં મુદસહિતા કિન્નરગાનંકુરતે સપ્તસ્વર સહિતા,
ધિનનં ધિનનં કથયતિ મૃદંગ વાદયતે, શિવ મૃદંગ વાદયતે;
કનુ કનુ લલીતં વેણું મધુરં નાદયતે. હર હર. ૪
રણ રણ ચરણે વાદયતિ ત્રિપુર મુજ્વલિતા હર ત્રિપુર મુજ્વલિતા;
ચક્રાર્વત ભ્રમયતિ કુરુતે તાંતાંતાં શિવ કુરુતે તાંતાંતાં લુપ ચુપ,
ચાલં વાદીતિ શિવતાલં અંગુષ્ટા ગુલિનાદં લાસ્યગતંકુરુતે. હર હર. ૫
કરપુરદ્યુતિ ગૌરંપંચાનન સહિતં શિવપંચાનન સહિતં,
ત્રિનયન શશિધર મૌલં વિષધરકંઠયુતં, સુંદર જટાકલાપં,
પાવક ભર ભાલં ડમરૂ ત્રિશૂલ કપાલં. હર હર. ૬
શંખ વિનદં કૃત્વા ઝલ્લરિ નાદયતે શિવ ઝલ્લરિ નાદયતે,
નિતરાં જયતે બ્રહ્માવેદ ચતુષ્ટ સુંગઃ અમૃત ચરણ સરોજં;
હદિકમલે ધૃત્વા અવલોકયતિ મહેશ શંભુ બહુનત્વા. હર હર. ૭
તુષ્ટ પરચતિ માલાં પન્નગ મુપવીતં; શિવ પન્નગ મુપવિતં.
વામ વિભાગે ગિરજા રૂપં અતિ લલિતં શિવરૂપં અતિ લલિતં;
સકલ શરીરે મનસિજ કૃત ભસ્મા ભરણમ્ ઇતિ વૃષભ ધ્વજ રૂપં લતા પત્ર ગ્રહણં. હર હર. ૮

ધ્યાનં આરતિ સમયે યદિકૃત્વા શિવ૦ શિરસા ત્રિજટાનાથં ઈશં વંદુનત્વા, શાંવર નાશં પ્રતિપઠનયઃ કુરુતે શિવપઠન૦ શિવ સાયુજ્યં ગચ્છતિ ભાકસાયઃ શૃણુંતે હર હર હર મહાદેવ. ૯

## શાર્દૂલવિક્રિડિત વૃત.

પુજાનાં પરિધાનને સજિ લઇ, આનંદ અંગે ભરી,
સુગંધી સહુ સાધનો સજ કરી, કૈવલ્ય વૃત્તિ ઠરી,
જાજે તું શિવ પૂજને મુદ ભર્યો, બીજાં સુખો રાંક છે,
શંભુ પૂજન સુખથી પ્રિય સખા, આડો અરે આંક છે.
વાળા વાસી પવિત્ર તિર્થ જળના, છોડી ફુવારા ઘણા,
ભોળાને જળ મુંદથી ભીંજવીને, જેજે નિહાળી જરા;
ટાઢાં હીમ થયેલ નેત્ર પથમાં, ઉજાસને આંજશે,
શંભુ પૂજન સુખથી પ્રિય સખા, આડો અરે આંક છે.
ભાંગોના અભિષેક વર્પણુ વડે, ઝંકાર તો જામશે,
આંણી સ્વર્ગ ભુમિ થકી ભગિરથે, ગંગા તહીં જાણજે;
મેઘાડંબર કાળ ત્યાં થઇ જશે, જુકિત વધૂ જાગશે,
શંભુ પૂજન સુખથી પ્રિય સખા, આડો અરે આંક છે.
ચોળી ચંદન ગંધ સૌરભ ભર્યો, કર્પૂર ને કેસરે,
શૃંગારી શિવશ્વેત પુષ્પ જુઇથી, ને સેવતીની સરે;
બીજાં અન્ય અનેક પુષ્પ સમુહે, ઘીંગા ઘણી ઢાંકજે,
શંભુ પૂજન સુખથી પ્રિય સખા, આડો અરે આંક છે.
દીવા દિવ્ય કરી દિવેલ ઘૃતના, ધૂપો ભલી ભાતના,
બીલી પત્ર કુણાં કુણાં દળ થકી, ઓઘો જશે પાપના;
નૈવેદ્યો નવલાં ધરી સ્થિર મને જો આરતી તું કરે,
શંભુના ચરણામૃતે શુધ થઇ, સંસાર સિંધુ તરે. ।।

### ઇંદ્રવજ્રા છંદ.

હે શિવ હે શંકર હે કૃપાળુ, ઉદારતા આપ સમીન ભાળું;
કૃપા કટાક્ષે ભવ કષ્ટ હારો, આધાર છે ઇશ મુને તમારો.

### હરિગીત છંદ.

ટાઢાં જળોના હોજમાં બેસો ભલે શાન્તી ધરી,
કદી હીમ ગૃહની હીમ છાયા છત્રમાં બેસો ઠરી;
કાદંબરીનું હીમગૃહ એ તૂલનામાં નહિ રતી,
શિવ શરણુ સમ સંસારમાં સ્થળ એક શાન્તીનું નથી.
મલયાચલે ચંદન ઘટામાં વાસ કાધો તેં ભલે,
ઘનસારનાં લેપનવડે નહિ શીતતા એવી મળે;
વિંધ્યાટવીના વન મહીં કદી તું જશે કરીને ગતી,
શિવ શરણુ સમ સંસારમાં સ્થળ એક શાન્તીનું નથી.
કદી શરદ ચંદ્રો સેવીને શાન્તી તણી આશા ધરે,
એ ચંદ્રિકા અંતરતણા નહિ તિમ તાપ હરે હરે;
બહુ છુવેલી ફુંભકારે આગ અંતરમાં અતી,
શિવ શરણુ સમ સંસારમાં સ્થળ એક શાન્તીનું નથી.
વાળાતણા શુભ વ્યજનોથી શાન્તી દેવી દિલ રમી,
પણ શાન્તીએ નહિ અચળ છે છે ચપળ ચપળા ના સમી;
ગોલોકને વૈકુંઠ વાસી ઇષ્ટ સાધે અહીં વસી,
શિવ શરણુ સમ સંસારમાં સ્થળ એક શાન્તીનું નથી.

### વસંત તિલકાવૃત.

ન્હાયો નહિ નિરમળાં સરિતા જળોમાં,
બેઠો નહી હિમગિરી વન ભૂવનોમાં;
પૂજ્યા નહી ગિરિસુતા ઉગિયા પતીને,
ધારી વૃથા અબુધ તે નર આકૃતિને.

રૂદ્રાક્ષને ધવલ ભસ્મ કરી કપાળે,
ને શંભુ નામ ન લીધું હૃદયાદ્ર ભાવે;
પ્હોચ્યો નહી પરમહંસ તણી ગતીને. ધારી૦

છોડી નહીં શિવ પરે જલયંત્ર ધારો,
આપ્યાં નહીં કમળના કમનીય હારો;
જોડ્યા નહીં જુગલ હસ્ત કદી પતીને. ધારી૦

શક્તિ સ્મૃતિ સ્મર વિલીન રસે ભુલાવી,
ને તે ક્ષણે રસિકડાં હૃદયો ફુલાવી;
ગાયત્રિનું અચળ ધ્યાન ધર્યું ન ગીતે. ધારી૦

એવી અહો અકથનીય શિવાનુભૂતિ,
શંભુ-પ્રસાદ મધુરી પ્રસરી વિભૂતી;
સ્નેહે પ્રણામ કરિયા નહિ જો સતીને. ધારી૦

## ઇંદ્રવંશા.

સ્વેચ્છા થકી સૃષ્ટિ તમે શિવ કિધી, સ્વેચ્છા થકી તે ઉપસંહરો બધી;
અદ્દભૂત છે દેવ તમારી તો કૃતિ, ચાલે નહી ત્યાં જિવ અલ્પની ગતિ.
કોટયાવધી દોષ કિધા દયાનિધિ, જાણું નહી હું ઉપશાંતિનો વિધિ;
નિત્યે મને સન્મતિ શિવ આપશો, સંસાર સિંધુ થકી પાર પાડશો.
સ્રષ્ટા તમે સૃષ્ટ પદાર્થ સર્વના, સાક્ષી તમે છો શિવ સર્વ કર્મના;
સર્વેશ સર્વાંતરયામીને સદા, સાષ્ટાંગ વંદી શિવ માગું છું ક્ષમા.
આધાર બીજો નથી શંભુ તું વિના, નિત્યે કરૂં છું શિવપાદ સેવના;
ભક્તો તણી સર્વ વિપત્તિયો હરો, કલ્યાણ માંગલ્ય તમે સદા કરો.
પાદારવિંદે નમિ પાય લાગું છું, સત્કાર્યમાં શંભુ સહાય માગું છું;
દષ્ટી દયાની શિવ નિત્ય રાખશો, નિઃશેષ દોષો સહુ કાપિ નાંખશો.
કોટુંબી મિત્રો સ્વજનો જનો બધા, પામે નહી કિંચિત દુઃખ આપદા;
આરોગ્યતા આપિ કરો સહાયતા, રાખો જગતમાં શિવ સર્વ શાંતતા.

નીતિ પ્રમાણે અનુવર્તનો થશે, ત્યારે કૃપા પૂર્ણ તમારી તો થશે;
માટે વિનંતિ કરૂં વારવારરે, સ્વીકારવાને કરશો ન વારરે.
દુર્વાસનાથી શિવ દૂર રાખશો, સન્માર્ગ સદ્ધર્મ મને બતાવશો:
સંકષ્ટ મારાં શિવ સર્વ કાપશો, સામીપ્ય મુક્તી પદ લાભ આપશો.

## ભૂતનાથારાર્તિ ગીતં.

જય જય જય જગદાશ્રય, જય જન જાત રતે,
જય ભુતનાથં ભયહર, જય ભુવનાદિ ગતે. જય હર હર મહાદેવ.
ભુવિ શિવ નાસ્તિક મનુજા, સ્તબ્ધ ભાવં મત્વા;
શ્રુત્યુક્તા નિત્યંજતિ, ભય પ્રીતીત્યક્ત્વા. જય હર હર મહાદેવ
કિંતુન જાનં તિજડા, અધમા એ તદપિ;
નભવતિ વિના નિદાનં, યત્કાર્યં કિમપિ. જય હર હર મહાદેવ.
કાર્યં કિલ કૃતિ જનિતે, ભ્રાંતિનિ યુક્તાનિ;
સંકેતઃ કૌશલ્યં, જ્ઞાન મિતી માનિ. જય હર હર મહાદેવ.
આકૃતિ પ્રમેય તાદિક, ગુણ પરમાણુ મયે;
તાન્ય ત્રાખિલ જગતિ, દશ્યં તે હલયે. જય હર હર મહાદેવ.
અત એવાસ્તિ જગદિદં, કાયમથ=ચકાર્યં;
પ્રપરિક્ષ્યતેહિ કર્તુ, જ્ઞાન કુશલ તાર્યૈઃ જય હર હર મહાદેવ.
ઇતિ કાર્યાત્મક જગત, વનુ માનં ભવતિ;
સર્વજ્ઞ સર્વ શક્તિઃ સ્રજકઃ સંભવતિ. જય હર હર મહાદેવ.
એ કૌસિતા દશરતુ ત્વંકર્ત્તાતેન;
અભિન્નનિ મિત્રો પાદિતિ, કારણ રૂપેણ. જય હર હર મહાદેવ.
રુપ વિચારે તવવાક મનસા ગમ્ય કૃતે,
લક્ષ્યો નભવતિ હિભવા નાત્મ પ્રતીતિ મૃતે. જય હર હર મહાદેવ.
અપિચસ ગુણાવતારા સ્તેત્વનુ માગમ્યા;
તવ વિશ્વાત્મક તનુરત, દુર્જ્ઞેયા રમ્યાઃ જય હર હર મહાદેવ.

તેનસ ગુણ પરમાણુ પિંડાત્મક લિંગ;
પરિકલ્પ્યા કરપાદા ઘાકૃતિને સંગં; જય હર હર મહાદેવ.
ઉપાયં આસ્તિક મનુજા સ્તાદક્ ભોભગવન્,
પાદ દુરા ચરણાનિ, નોદૂરી કુર્વન્. જય હર હર મહાદેવ.
સત્ય દયા સંતુષ્ટિ પ્રભૃતિ સદા ચારાન્,
સંવર્દ્ધય સેવકાના, મસ્માકં સારાન્. જય હર હર મહાદેવ.
સત્યેતવ સ્વરૂપે, પ્રેરયન સ્તવદ્ધા,
કુરૂનાસ્તિકેષ્વિતિવસેત્, સન્મતિયુંત શ્રદ્ધા. જય હર હર મહાદેવ.
દ્વિજ વલ્લભજી નિર્મિત, મારાર્તિક ગીતં,
શ્રી ભૂતનાથ ભક્તિ, દારયતિતદ્ધીતં. જય હર હર મહાદેવ.

### ઇન્દ્ર વજ્રા.

હે વિશ્વના દેવ દયાનિધાન, આપો મને પ્રેમથી દિવ્ય જ્ઞાન;
ઉત્કૃષ્ટ એ અર્ચનનું વિધાન, એકાગ્ર ચિત્તે ધરૂં શિવ ધ્યાન.

### રાગ પરજ

" શેઠ સગાળશા સાધુને સેવે, વાણીયો પાળે વ્રત " એ રાહ.
ભોળા શંભુ દાસ તમારોરે, મહા દુઃખમાંથી ઉગારો.—( ટેક ).
આજ સુધી આડો અવળો ચાલ્યો, ઝાલ્યો ન મારગ એક;
આશરો એક તમારો કર્યો છે, રાખો સેવકનો ટેક. ભોળા શંભુ.
ગ્રંથ કે પંથ હું કાંઇ ન જાણું, જાણું તમારૂં નામ;
જપ તપ કે પુણ્યદાનજ કરવા, ગાંઠે નથી ધન ધામ. ભોળા શંભુ.
ભણ્યો ગણ્યો નથી વેદશાસ્ત્ર વિધિ, લીધી તમારી દિક્ષાય;
આરાધું હું તો ચરણ તમારાં, સ્વામી કરોને સહાય. ભોળા શંભુ.
ત્રિવિધનાં દુઃખ આવી પડ્યાં છે, અણુ ચિતવ્યાં મુજ અંગ;
કાળા માયામાં છેક ફસાયો હું, ભક્તિનો ભૂલ્યો પ્રસંગ. ભોળા શંભુ.
બાણાસુરની બાહ્યજ ઝાલી, વિષ્ણુને આપ્યું વરદાન;

દસરથ સુતનું દુઃખ નિવાર્યું, ભોળા એવા ભગવાન. ભોળા શંભુ.
ત્રિપુરાસુરનો અંત આણીને, દેવનાં ટાળ્યાં દુઃખ;
એવા મહાદેવ દેવ તમે છો, કરો ન અમને વિમુખ. ભોળા શંભુ.

## પદ પ્રભાત

મૈં આધીન તુમારા શંકર, મૈં આધીન તુમારારે;
શિવ શંકર ગૌરી કે નંદન, મૈં આધીન તુમારારે. ( ટે. )
ઘેરી નદિયાં અબજળ પાણી, ભરસાગરકી ધારારે;
બૈયાં પકડકે પાર ઉતારો, એસા દીન દયાળારે. મૈં આ૦
પાન ફુલનકી સેવા ચ્હડતહે, ઉપર જલકી ધારારે;
ખીર ખાંડકા ભોગ લગાવત, જમોને દીન દયાળારે. મૈં આ૦
કોઇ કોઈ જળ મીઠા કીના, કોઇ કોઈ જળ ખારારે;
હાથ જોડકર સ્તુતિ કરતહે, વિશ્વના દાસ બિચારારે. મૈં આ૦

## પદ પ્રભાત

" પ્રાત ભયો સમરને તુ શ્રી ગનેશ દેવા "—એ રાહ.

ગંગાધર મહાદેવ, સુન પુકાર મેરી;
દીજે બર બેગિ નાથ, કહા કરત દેરી. ગંગાધર૦

દીનબંધુ કાટુ ફંદ, કલિમલ અઘ બેરી;
બેગિ મોહિ દરસ દેઉ, આશ ગહિ તોરી. ગંગાધર૦

ચંદ્રભાલ કર નિહાલ, મોટો ભ્રમ મોહ જાળ;
કાશીમેં બસાઉ નાથ કૃપા દૃષ્ટિ હેરી. ગંગાધર૦

વિશ્વકો સહાય સદા, સેવક તેરો કહાય;
આનંદઘન બાસ આશ માંગત કરજોરી. ગંગાધર૦

## પદ કાફી ત્રિતાલ.

શિવ અપરાધ ક્ષમા કરો મારો,
નિંદિત કર્મો જે મેં કીધાં, તે પ્રભુ સર્વ વિસારો, શિવ૦ ૧

શરણુ રહી પ્રભુ ચરણે વંદું, ભવજલ પાર ઉતારો. શિવ૦ ૨
દાસ તણું રક્ષણુ કરવાનો, છે પ્રભુ ધર્મ તમારો. શિવ૦ ૩
કૃપાધનનાં કરૂણા દૃષ્ટિથી, મતિ પ્રભુ મારી સુધારો. શિવ૦ ૪
કરદ્વય જોડી વિનતિ કરૂં છું, સંકટ સર્વ નિવારો. શિવ૦ ૫

### પદ ખમાચ જીલ્લો.

દીનનો દયાળ છોડી, કોણુ શરણુ જાઉં; દીનનો૦

માત તાત જાણી શિવ, ચરણુ પ્રતિ ધાઉં;
પામિને પ્રસાદ પૂર્ણ, કૃત કૃતાર્થ થાઉં દીનનો૦

નીતિ ભક્તિ રૂપી પુણ્ય તીર્થમાં હું નાઉં;
પરમ ઇષ્ટ શંભુની, હું સ્તુતિ ગુણ ગાઉં. દીનનો૦

શિવ કૃપાનિધાનની હું, પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ, પલ્લવ હું સાહું. દીનનો૦

નમી નમી પરાત્પરા હું, શરણુ તારે આવું;
પ્રેમ પુષ્પ અંજલિ, શિવ પદે વધાવું. દીનનો૦

### પદ ભૈરવ તથા સર્વ રાગ.

શિવ છો અતિ દયાળ, દીન જન પ્રતિપાલ,
શરણે તમારે અમે, ભવસિંધુ તારો;

કરો સર્વ રુડાં કાજ, સેવકની રાખો લાજ,
અવગુણુ અપરાધ, લક્ષમાં ન ધારો. શિવ૦
ભક્તનો સમાજ આજ, મળીને મહારાજ,
વિનતિ કરીએ શિવ, તે તમે સ્વીકારો;

કૃપા કરી કરગ્રહો, અવગુણુ નવ લહો,
ચિત્તના શમાવી ક્લેશ, શાન્તિને વધારો. શિવ૦

### પદ બિહાગ.

ઉમાપતિ સંકટ સર્વ હરો.

અપરાધો અતિશય મેં કીધા, અનુગ્રહ પૂર્ણ કરો. ઉમાપતિ૦
અનન્ય ભાવથી રાખું તમારો, આશ્રય એક ખરો. ઉમાપતિ૦
કરજોડી હું વિનતિ કરૂં છું, શિવ તે ચિત્ત ધરો. ઉમાપતિ૦
કરૂણા દૃષ્ટિથી મુજ હૃદયે, પ્રેમલ ભક્તિ ભરો. ઉમાપતિ૦

## પદ બિહાગ તાલ ત્રિપચંદી.

શરણાગતને નિભાવો, શિવ સર્વ દોષ શમાવો;
કૃતિયો ન લક્ષમાં લાવો, શિવ સર્વ દોષ શમાવો.
વિનય થકી વિનતિ નિત કરવા, સન્મતિ શુદ્ધ બતાવો, શિવ સર્વ૦
વિશ્વેશ્વર જગવંદ્ય દયાલા, દુઃખ સંકટથી બચાવો. શિવ સર્વ૦
દુષ્ટ વિકાર તણી જાળોમાં. શિવ નવ અમને ફસાવો. શિવ સર્વ૦
સદા ચરણુમાં સદા અમારી, વૃતિ વિશેષ રખાવો. શિવ સર્વ૦
અવલંબન આધાર તમારો, સદ્ધર્મ કર્મ કરાવો. શિવ સર્વ૦
પ્રતિપાલન શિવ નિત્ય કરો છો, તે ઉપકાર સ્મરાવો. શિવ સર્વ૦
કૃપાધના કરગ્રહીને અમારાં, કિલ્બિસ સર્વ હઠાવો. શિવ સર્વ૦
ભક્તિ થકી શંકરજી અમારૂં, ચિત્ત કદી ન ડગાવો. શિવ સર્વ૦
ક્ષમા કરો અપરાધ અમારા, ઉત્તમ માર્ગે ચડાવો. શિવ સર્વ૦

## માલિની.

પરમ શિવ તમારી, છે કળાઓ અપાર,
યશ ગુણ મહિમાના, કોઈ પામ્યા ન પાર;
સ્તવન કરી અમે આ, પ્રાર્થનાઓ ઉચારી,
ઘટિત શિવ દિસે જે, તેજ લેશો સ્વિકારી.
શરણ રહિ તમારે, વંદિયે વાર વાર,
શિવ અતિ કરૂણાના, માનિયે ઉપકાર;
નહિ નહિ નહિ કોઇ, શંભુ બેલી અમારો;
કરગ્રહિ અમને આ, વિશ્વ સિંધૂથી તારો.

## માલિની.

જય જય જગદીશા, સૃષ્ટિ કર્તા કૃપાળા,
ત્રિભુવન પ્રતિપાલા, પ્રાણદાતા દયાળા;
તુજ પદ પ્રણમીએ, જોડિને એઉ હાથ,
વિદિત શિવ અમારી, આપને સર્વ વાત.
નબળિ મતિ અમારી માગણી સર્વ કીધી,
કરવી ઉચિત કોઇ નાથ લક્ષ ન લીધી;
ઘટિત શિવ હશે જે તેજ સ્વીકારિ લેશો,
પ્રણત જન જિવોને પૂર્ણ આશીષ દેશો.

## સ્રગ્ધરા.

વિશ્વાધારા અપારા, અતિ વિનય થકી, વંદું પાદારવિંદે;
પ્રેરો સદ્ધર્મ નિત્યે, નહિ કદિ ફસું હું, વાસના દુષ્ટ છંદે;
સંસારાબ્ધિ પ્રવાહે, શિવ કર ધરિને, ધર્મ નૌકાથિ તારો;
વંદું હું વિશ્વનાથા, વિનયથી તમને, કષ્ટ સર્વે નિવારો.
જાણો અંતઃસ્થ વાર્તા, વધુ શિવ તમને, શું કરૂં હું વિલાપો;
વિશ્વાસે હું રહું છું, ભવપતિ મુજને, સર્વદા શાન્તિ આપો;
આરાધુ એક ચિત્તે, શિવ મુજ હૃદયે, ભક્તિ શ્રદ્ધા વધારો; વંદું૦
કૃત્યો કૂડાં કરૂં છું, અવિહિત અવળે, માર્ગ હું સંચરૂં છું;
તોએ વિશ્વાસ રાખી, શિવ શુભ પદનું, ધ્યાન ચિત્તે ધરૂં છું;
જાણી મારી દયારે, ત્વરિત શિવ કરો, નાશ સર્વે વિકારો; વંદું૦
દોષો મારા ઘણા છે, અગણિત દુરિતો, રે બહુ ક્રૂર ગૂણો;
માગું તે શી ક્ષમારે, નબળિ કૃતિ તણો, એક ખૂણો ન ઉણો;
પ્રીતિભાવે નિભાવો, પ્રતિ દિન શિવ હું, માનુંછું ઉપકારો; વંદું૦
તારો તારો શિવા હે, કરગ્રહિ અમને, વિશ્વ સિંધુથિ તારો;
બીજો એક ન આરો, તજવિણ શિવરે, વિઘ્ન સર્વે વિદારો;

સાચો વિશ્વાસ તારો, દિન જન સુજને, ચિત્તથી ના વિસારો; વંદું૦
ભૂલું સંસાર માયા થકિ ભવપતિ હું, ભ્રાન્તિમાં પૂર્ણ ડૂલું;
સાચા માની પ્રપંચો, અતિશય મદથી, મૂર્ખ હું ખાલિ ફૂલું;
સાષ્ટાંગે પાય લાગી, પ્રણિપત કરૂંછું, વૃત્તિ મારી સુધારો; વંદું૦
શી શી શોભા વખાણું, શિવ તુજ કૃતિની, શક્તિ છેરે અપાર;
મોટા મોટા મહન્તો, અતિ શ્રમ કરિને, થાકિ પામ્યા ન પાર;
અજ્ઞાની પ્રાણિ હું તે, તુજ ગુણ મહિમા—ના કરૂં શું વિચારો; વંદું૦
અંતર્યામી અનાદી, ત્રિભુવન પતિને, શ્રેષ્ઠ સંપૂજ્ય જાણું;
એકાન્તે એક ચિત્તે, અપ્રતિમ શિવની, શુદ્ધ ભક્તિ વખાણું;
શ્રદ્ધાથી પ્રાર્થના જે, કરૂં શિવ તુજની, લક્ષમાં સર્વ ધારો; વંદું૦
આપો ચારે પદાર્થો શિવ કરિ કરૂણા, પુત્ર સંતાન પાળો;
પાળો સર્વે પ્રજાને, સહુ દીન જનનાં, દુઃખ દારિદ્ર ટાળો;
ધારૂં આધાર તારો, વિનતિ કરૂં વિભુ, વાણી મારી સ્વિકારો; વંદું૦

## શિખરિણિ.

અનાદ્યંતા દેવા, અનુપમ અવિદ્યા થકિ પરા,
પરેશા વિશ્વેશા, પ્રણમું પરમાત્મા પ્રભુ વરા;
સદા પાદાબ્જે હું, અતિ વિનય ભાવેથી વિનવું,
વિભૂ વિશ્વાધીશા, અનુગ્રહ તમારા અનુભવું.
અતિ પાપી હું છું, વિષય મહિ લાગ્યું ચિત ઘણું,
કૃપા દૃષ્ટી વીના, નવ રહિ સકું હું ક્ષણ અણું;
નિયંતા ત્રાતા છો, કુશલ સુખ દાતા દુખ હરા,
વિધાતા ધાતા છો, શરણ તુજ આવ્યો અઘહરા.
ચઢો વારે મારે, અતિ દિન ગણી સેવક મને,
કૃપાસિંધૂ વંદું, પ્રણત જન બંધુ શિવ તને;
રચી બ્રહ્માંડોને, નિયમ અતિ ભારે બહુ કર્યા,

જિવો શું વિસ્તારે, વિધ વધિ પ્રકારેજ પસર્યા.
અહો વર્ગો સર્ગો, ગણિત ક્રમથીરે ગગનમાં,
તમારી સત્તાથી, નિશદિન રહ્યા છું ભ્રમણમાં;
દયા પૂરી દેખું, સબળ શિવ પેખું સકલથી,
જિવો સંરક્ષાર્થે, પ્રગટ પય કીધું પ્રથમથી.
પ્રભુ સૃષ્ટા જાણું, ફરિ ફરિ વખાણું વિનયથી;
દયા વીના તારી, મન નહિ ખસેરે વિષયથી;
પ્રભુ આ સંસારે સકલ શુભ કર્મોજ કરવા,
સૃજાવ્યા જીવોને, ભવ વિષય મોહોથિ તરવા.
કિધાં દુષ્કર્મો મેં, કયમ કરિ શકું શુદ્ધ મનને,
દયાસિંધુ વંદું, વિમલ મતિ આપો શિવ મને;
પ્રભુ ઘાંટી મોટી, નિજ બળથી ના જાઉં ઉતરી,
કૃપા દૃષ્ટી પૂરી, કરી કર ગ્રહોરે પ્રભુ હરિ.
મહા સિંધૂમાંથી, તરણ બલ શું હુંજ પશુને,
સદા સંભાળી લ્યો, શરણગત જાણી શિશુ મુને;
અસત્પંથે ચાહ્યું, તદપિજ કરોછો અનુગ્રહો,
ક્ષમાવંતા દેવા, અવગુણ અમારા નવ લહો.
દયાવંતા દાતા, દિન ગણિ નિભાવો શિવ મને,
નમી સાષ્ટાંગે હું, વિનયથી વિનંતી કરૂં તને;
અનૂ કંપાથી તો, વિકસિત કરો મારી મતિને,
પ્રભુ પોંચાડી દ્યો, પરમ સુખ આપી સુગતિને.
કરાવો સત્કર્મો, સકલ શુભ ધર્મો શિવ તમે,
શમાવો જે કીધા, દુરિત બહુ કર્મો અહિં અમે;
સુઉદ્યોગો આપો, દુખ સકલ કાપો કરિ કૃપા,
શ્રમો મિથ્યા જાશે, શિવ કદિ કરો જો અવકૃપા.

તમો કષ્ટો કાપો, પરમપદ આપો શિવ મને;
તમારો કુંવાયો, વિદિત બધિ મારી કૃતિ તને;
પિતા માતા ભ્રાતા, પરમપદ દાતા દુખ હરા,
દયાનાથા ધાતા, સકલ ભય ત્રાતા ભવ ધરા.
ક્ષમા આપી દેવા, દિન પ્રતિ દયા નિત્ય કરવી,
પ્રજા કેરી ક્રીયા, પ્રભુ કહિ મને તો ન ધરવી;
તર્યા ભકતો તારા, ભવજળથી તારા સ્મરણુથી,
ભમાવો માં શંભુ, વિમુખ નવ રાખો ચરણુથી.
પ્રભૂ પાપો કાપો, પરમ કરૂણા લાવી ચિતમાં,
નિવારો સંતાપો, ત્રિવિધી દુખ તાપો જગતમાં;
કિધા છે મેં દોષો, કૃતિ કદિ ન જોશો જગપતિ,
સદા સન્માર્ગોની, અતિ વિમલ આપો શિવ મતિ.
કૃપાલૂ માયાલૂ, બહુ બહુ દયાળુ શિવ હરે,
પ્રમાણો છે શાસ્ત્રે, નિગમ બહુ વાકયોથિ ઉચરે;
દયા દષ્ટી દેવા, દિન જન પ્રતે નિત્ય કરશો,
કરૂં તારી સેવા, સકલ ભય સંતાપ હરશો.
પરા ભક્તીથી હું. પ્રણિપત કરૂં છું શિવ સદા,
સ્વિકારી લ્યો સ્વામી, અનુગ્રહ વિસારૂં નહિ કદા;
થયો છું વિશ્વેશા, બહુજ અપરાધી તદપિ હું;
તમારે વિશ્વાસે, સુખથી ભવ માંહી વશિ રહું.
મહા દેવા દાતા, નમિ નમિં કરૂં નમ્ર વિનતિ,
પ્રભૂ બીજો ત્રાતા, તુજ વિણુ અમારો અહિં નથી;
નિરાધારા ધારા, નિરૂપમ નિયંતા ચિદ્દ્ઘના,
ભવાબ્ધી કો તારે, દિનપ્રતિ દયાળા તુજ વિના.

## લલીત.

જગતનાથરે, નમ્ર થૈ અમે, વિનય ભાવથી, વંદિયે તને;

શ્રવણુ આ કરો, સ્વલ્પ પ્રાર્થના, શિવ કૃપાનિધે, રે દયાધના.
વિષય ભોગમાં, રાખી છે રતિ, નવ કદી અમે, ભક્તિ તો કિધી;
શરણુ આવીને, માગિએ ક્ષમા, શિવ કૃપાનિધે, રે દયાધના.
સબળ શક્તિ છે, તાહરી પ્રભુ, કદી કળી શકા–તી નથી વિભુ;
સકલ કર્મના, સાક્ષિ ચિદ્ઘના, શિવ કૃપાનિધે, રે દયાધના.
ગ્રહગણો તણા, ગોત્ર જે દિસે, ભ્રમણુ શકિત છે, સર્વને વિષે;
પ્રભુ ચમત્કૃતીમાં નથી મણા, શિવ કૃપાનિધે, રે દયાધના.
જગત સૃષ્ટિમાં, ચાતુરી અતિ, નિયમ પૂર્વ કે, છે બધી કૃતિ;
જિવ પ્રતે કિધી, છે બહુ દયા, શિવ કૃપા નિધે, રે દયાધના.
મનુષને દિધી શ્રેષ્ઠ સર્વથી, સત અસત્યના, જ્ઞાનની ગતિ;
દુર કરો પ્રભુ, દુષ્ટ વાસના, શિવ કૃપાનિધે, રે દયાધના.
સકલ પ્રાણિના, માત તાતરે, વિદિત છે તને, સર્વ વાતરે;
તદપિ સાંભળો, દીન યાચના, શિવ કૃપાનિધે, રે દયાધના.
શમદયાદિના, નીમ ના લિધા, જન હિતાર્થરે, કાર્ય ના કિધાં;
નિજ સુખાર્થમાં, રાખિ ભાવના, શિવ કૃપાનિધે, રે દયાધના.
અનુગ્રહો સદા, સર્વથા કરો, વિનતિ દાસની, લક્ષમાં ધરો;
નવ જુઓ તમે, દોષ દીનના, શિવ કૃપાનિધે, રે દયાધના.
વિપતિ કાળમાં, ધૈર્ય આપશો, શિવ કૃપા કરી, કષ્ટ કાપશો;
તુજ દયા વિના, સર્વ છે વૃથા, શિવ કૃપાનિધે રે, દયાધના.
પતિત પાવના, પ્રાણુના પતિ, પરમ પ્રેમથી, પ્રેર સન્મતિ;
સગુણ બ્રહ્મને, નિત્ય વંદના, શિવ કૃપાનિધે, રે દયાધના.
જગહિતાર્થનાં, કાર્ય જો થશે, શિવ પ્રસન્ન તો, તે થકી થશે;
નવ તને ગમે, ઢોંગ ગર્વના; શિવ કૃપાનિધે, રે દયાધના.
વિકટ જાલ છે, વિશ્વમાં ઘણી, તુજ વિના નથી, અન્યરે ધણી;
સઘળિ ટાળશો, રે વિટંબના, શિવ કૃપાનિધે, રે દયાધના,

દિન દયાળરે, દાસ તારસો, પરમ ભક્તનાં કાર્ય સારશો;
દુરિત કાપશો, સર્વ જન્ગનાં, શિવ કૃપાનિધે, રે દયાધના.
ચપળ છે ઘણા, ધર્મ ચિંતના, વિકળ વગ છે, ઇંદ્રિયો તણા;
વશ નહિ થશે, રે દયાવિના, શિવ કૃપાનિધે, રે દયાધના.
જગતમાં રહી, નીતિ પાળિયે, સુકૃતમાં સદા, કાળ કાઢિયે;
અતિ વરિષ્ટ છે, એ ઉપાસના, શિવ કૃપાનિધે, રે દયાધના.
પ્રભુ તને પરા-ભકિત તો ગમે, તુજ પદે રતી, રાખિએ અમે;
સકલ વ્યર્થ છે. બાહ્ય સાધના, શિવ કૃપાનિધે, રે દયાધના.
નિયમ તાહરા, નિત્ય માનિયે, પ્રભુ પ્રસાદ તો, પૂર્ણ પામિયે;
નરકની નહીં, થાય યાતના, શિવ કૃપાનિધે, રે દયાધના.
તુજ કૃપાથકી, બોલિયે અમે, તુજ કૃપાથકી, ચાલિ યે અમે;
તુજ કૃપા થકી, થાય કામના, શિવ કૃપાનિધે, રે દયાધના.
નબળિ વાણિયે, જે કહ્યું અમે, શિવ સ્વિકારી લ્યો, સર્વ તે તમે;
સતત રાખશો પ્રીતિ ભાવના, શિવ કૃપાનિધે, રે દયાધના.
સમિપ આવિયાં, પ્રાણિ પામરો, શરણુ રાખિને, રક્ષણો કરો;
દુરિત દુર્ગુણો, છે અતી ઘણા, શિવ કૃપાનિધે રે દયાધના.
કર પ્રસારિને, વંદિયે અમે, કરગરી કહી-એ ખરૂં તને;
પ્રભુ શરણ્ય છો, સર્વ જીવના, શિવ કૃપાનિધે, રે દયાધના.
દિન પ્રતે દયા-દૃષ્ટિ રાખશો, દુરિત કર્મને, કાપિ નાખશો;
શિવ અમારી છે, એજ વાંચ્છના, શિવ કૃપાનિધે, રે દયાધના.

**વસંતતિલકા.**

હે દેવ ઇશ જગદીશ જગન્નિવાસ,
ધારૂં ન આશ્રય બિજો કરૂં તારિ આશ;
આધાર સત્ય હરનો ચિતમાં ધરૂં છું,
પાળો તમે શિવ મને શરણે રહું છું.

વિશ્વેશ સર્વ શુભ કર્મ કદી ન જાણ્યાં,
કૃત્યો ગહાન મનમાં ભવ મે ન આણ્યાં;
ભક્તિ તમારિ કરવા સુમતિ ચહુંછું. પાળો તમે
અત્યુગ્ર પાપ કરવા મતિ મારિ થાય,
તે ના જુવો શિવ દયાથી રહો સહાય;
હું ભકતપાળ ભવતારકને ભજુ છું, પાળો તમે.
તારી કૃપા જગધરા કદિ જો ન થાય,
મિથ્યા પ્રયાસ સઘળા શ્રમ વ્યર્થ જાય;
આધાર હીન અતિદીન મલીન હુંછું, પાળો તમે.
સાક્ષી તમે સકલ કર્મ વિકર્મ ઇશ,
પાળી નિભાવ કરશો ત્યમ હું નમીશ;
શિક્ષા ભયેથિ ચિતમાં અતિ હું ડરૂંછું, પાળો તમે.
દેહાકૃતી ગતિ દિસે અતિ શુદ્ધ સારી,
અંતઃસ્થ વૃત્તિ ચિતની અતિ દુર્વિકારી;
એવો થઇ હું શિવ સન્નિધ સંચરૂંછું, પાળો તમે.
હે ભકતવત્સલ વિભૂ ભયથી ઉગારો,
પૂરી કૃપાજ કરિ હાથ ગ્રહો અમારો;
ચિત્તે ધરી ફરિફરી શિવ વીનવુંછું, પાળો તમે.
હું પાપી જીવથકી દોષ થયા વિશેષ,
તે સર્વ ટાળિ મતિ શુદ્ધ કરો મહેશઃ
સંસાર સાગર મથી તરવા જપુછું, પાળો તમે.
જાણું સમસ્ત જગલોક સહાયકારી,
તોએ વૃથા ભ્રમિત છે ચિતવૃત્તિ મારી;
ગાવા પુરા શિવગુણો અસમર્થ હુંછું, પાળો તમે.

## ભુજંગી છંદ.

અહો વિશ્વના દેવ સર્વજ્ઞ સાચા, અમો પ્રાણિઓની સુણો નમ્ર વાચા;
તમો વિઘ્ન સંકષ્ટ સર્વે નિવારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
પ્રભૂ પૂર્ણ વિશ્વાસ તારો અમારે, મહાસંકટેરે ચઢો નાથ વારે;
અમારી સ્થિતીઓ તમે લક્ષ ધારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
ખરા ભેદ તારા ન કોઇજ પામ્યા, યથા જ્ઞાન તર્કો કરીને વિરામ્યા;
કૃપાનાથ તું એકલું સત્ય સારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
તમે સત્ય ધાર્યું હશે તેજ થાસે, અમારૂં વિચાર્યું સહુ વ્યર્થ જાશે;
તમારા ગણી સેવકોને ઉગારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
તમારા પ્રભૂ સર્વ સંકલ્પ સત્ય, તથાપી કૃપાધીન છે સર્વ કૃત્ય;
અમે જાણિયે શું તમારા વિચારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
મહા કષ્ટમાં ધૈર્ય પૂરૂં ધરાવો, તમારૂં રૂડુ ધ્યાન નિત્યે કરાવો;
અમારા બધા દોષનેરે વિદારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
મહા કાળનું ચક્ર માથે ફરે છે, જિવો દેહનો ગર્વ મિથ્યા કરે છે;
ક્ષણુ ધ્વંસિ આ ઘાટ છે રે અમારો, ઉમાકાંત હે સત્ય આધાર ત.રો.
અરે કાલરે ઇષ્ટ કે રિષ્ટ થાશે, જિવોને ન કિંચિતકદાપી જણાશે;
તમારા અગમ્યો ગુણોછે અપારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
અમે પાપિયો પામરો અલ્પ પ્રાણી, કૃતીઓ નથી તું થકીરે અજાણી;
નિવારો તમે ક્રૂરતાના વિકારો, ઉમાકાં? હે સત્ય આધ.ર તારો.
અહંકાર મિથ્યા અભીમાન મોટાં, કરીએ અમે મૂર્ખતાથીજ ખોટાં;
અરે રંકને રાયનો એક આરો. ઉમાકાંત હે સત્ય આધાર તારો.
દિસે દશ્ય વસ્તુ બધી નાશવંત, તમે સત્યછો વિશ્વ વ્યાપી અનંત;
મહાસિંધુમાંથી દયાનાથ તારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
અમે આ જગતમાં બધારે પ્રવાસી, તમારી કૃપાથી રહીએ નિવાસી;
કરે.છો તમે સર્વને ઉપકારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.

અરે ઇશ ઇચ્છા તમારી બલિષ્ટ, તમારી થકી કો નથીરે વરિષ્ટ;
વદે વેદ વાણી વળી શાસ્ત્રકારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
પ્રભૂ જે કરો ધૈર્યથી સર્વ સેવું, સદા નમ્રભાવેયિ આધિન રેવું;
ખરો ધર્મ છે ઓ પ્રભૂ એ અમારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.
જગાધીશ દીસે તમારા પ્રતાપો, કૃપાદૃષ્ટિથી વિશ્વમાં શાંતિ આપો;
દયાથી સૂણો દીનતાના ઉચ્ચારો, ઉમાકાંત હે સત્ય આધાર તારો.

## સ્રગધરા વૃત.

શાન્તાકારા કૃપાળુ, પ્રભુવિણુ નહિ કો, અન્ય આધાર મારે;
આવું દ્વારે તમારે, અતિ દિન જન હું, રાખી વિશ્વાસ ભારે;
આશા ધારી તમારી, વિનયથી વિનવું, વિઘ્ન સંતાપ કાપો;
પાપો કાપો અમારાં, શિવ કરી કરૂણા, સન્ગતી નિત્ય આપો;
સર્વાન્તર્યાગિ સાચા, સુખ બહુ કરતા, સર્વ સંતાપ હર્તા;
સત્તા સર્વત્ર ધર્તા, પ્રીતિ અતિ કરિને, પ્રાણિના પ્રાણ ભર્તા;
ભક્તિભાવે ભજુ હું શિવ ભયહરરે, નીતિ સન્માર્ગ આપો, પાપો.
સૃષ્ટી શોભા પ્રભાથી, પ્રગટ બહુ કિધી, પૂર્ણ શક્તિ તમારી;
વસ્તૂ માત્રે વિચારી, શિવ નિજ બળથી, ધર્મ દીધોજ ભારી;
વ્યાપો સંપૂર્ણતાથી, શિવ ત્રિભુવનમાં, છે તમારા પ્રતાપો; પાપો.
આકાશે શોભિ રેછે, અગણિત ગતિથી, ગોલ સર્ગોજ સારા;
રાશી ચક્રે રવીંદુ, ગ્રહ ઉપગ્રહથી, સર્વ નક્ષત્ર તારા;
સાનંદાશ્ચર્ય પામુ શિવનિજ કૃતિની, છે કલાઓ અમાપો, પાપો.
અન્યોન્યાકર્ષણોના, અતિદૃઢ જડને, મુખ્ય તે ધર્મ આપ્યા;
ભેદો સર્વે ઋતૂના, કરિ નિશદિનને, કાલ પ્રત્યેક સ્થાપ્યા;
ભાસે ચાતુર્ય પૂરૂં, નહિ કદિ નિયમો–ને તમે તો ઉથાપો; પાપો.
જીવો સંરક્ષણાર્થે, બહુ બહુ વિધિથી, વસ્તુ સર્વે સૃજાવી;
સત્તા સર્વત્ર વ્યાપી શિવ નિજ કૃતિનો, હેતુ દીધો બતાવી;

એવા કારૂણ્ય મૂર્તી, શુભગુણ યુતના, હું કરૂં નિત્ય જાપો. પાપો.
સર્વે સ્થાને વિરાજો, શિવ સુખકર હે, વિશ્વમાંગલ્ય કારી;
શ્રદ્ધા સહભક્તિ ભાવે, પ્રણુવિ શિવ કરૂં, શુદ્ધ અર્ચા તમારી;
લજ્જા રાખો અમારી, મતિ વિમલ કરો, હે પ્રભૂ માયબાપો; પાપો.
વિદ્યા સદ્બોધજ્ઞાના–મૃતફલ રસનાં. શંભુ પાનો ન કીધાં;
કાંઈ કાર્યો ન રૂડાં, દિન બલહિનને, દ્રવ્ય દાનો ન દીધાં;
માની આજ્ઞા ન તારી, કરિ અવગણુના, તે ક્ષમા નાથ આપો; પાપો.
વિશ્વાધીશા મહેશા, નહિ કદિ મનમાં, લાવશો ભક્તદોષા;
પૂરો ઇચ્છા અમારી, જગપતિ જગમાં, આપિ સંપૂર્ણ તોષો;
સર્વે તારી દયાથી, ભવગતિ ટળશે, દુષ્ટ સંસ્કાર શાપો; પાપો.
વિઘ્નાપત્તી વિદારો, ત્રિભુવનપતિ હે, પ્રાર્થના લક્ષ ધારો;
વૃત્તી મારી સુધારો, વિપતિ દુખ સમે, સન્નિધે રે પધારો;
પાળો પૂરી કૃપાથી શિવ હરિ હરશો, સર્વે સંસાર તાપો;
પાપો કાપો અમારાં શિવ કરિ કરૂણા, સન્મતી નિત્ય આપો.

## લલિત છંદ.

સકલ વિશ્વના, નાથરે તમે, શરણ આવિને, વંદિયે અમે;
મનુષ અલ્પ તે, શું કરે સ્તુતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
નિયમ તેં પ્રભુ, જે કિધા હશે, તદનુસાર તો, તે ક્રિયા થશે;
નહિ કદી ફરે, એક રે રતી, ગહન તારિછે રે પ્રભુ મતિ.
જિવ જનો ઘણા, યત્નને કરે, તદપિ આદર્યું, તારૂં ના ફરે;
અકળ છે પ્રભુ, તારિ તો કૃતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
નમિ નમિ અમે, વિશ્વનાથને, વિનવિયે સદા, માતતાતને;
શિવ કળા કળા–તી નકી નથી, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
ક્ષણુજ માત્રમાં, શું થશે અહિં, દિન અમે જિવો જાણિયે નહિ,
અતિ તમારિછે, રે ચમત્કૃતિ, ગહન તારિ છે, રે પ્રભુ પતિ.

શિવ મનોરથો, ધારિયે ઘણા, નહિ પુરા થશે, રે કૃપાવિના;
અનુગ્રહો કરો, રાખીને પ્રિતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
નિયમ શાંબ હે, સત્ય તાહરો, જનમ જે થયો, જાય તે ખરો;
સબળ સત્ય છો, સર્વના પતિ, ગહન તારિ છે, રે પ્રભૂ ગતિ.
વિકટ વખ્તમાં આવિ સન્નિધે, શુભ સહાય તો, શૈં દયાનિધે;
પતિત પાવના, પ્રેર સન્મતિ, ગહન તારિ છે, રે પ્રભૂ ગતિ.
વિરમ પંથ છે, વિશ્વમાં ઘણો, સકળ આશરો, છે દયા તણો;
શિવપદે સદા, રાખીયે રતિ, ગહન તારિ છે, રે પ્રભૂ ગતિ
વિષય ભોગમાં, લિપ્ત ના થવું, સતત શુદ્ધ સન્-માર્ગમાં જવું;
દૂર કરો દયા-નાથ દુર્મતિ, ગહન તારિ છે, રે પ્રભૂ ગતિ.
શિવ તને ગમે, તેજ થાય છે, જીવ તણા શ્રમો, વ્યર્થ જાયછે;
દિન પ્રતે કરો, રે દયા અતિ, ગહન તારિછે, રે પ્રભુ ગતિ.
દૃઢજનો કદી, ધૈર્ય ના મુકે, જન હિતાર્થના, કાર્ય ના ચુકે;
તુજ કૃપાથકી, થાય ના ક્ષતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
નિયમ તાહરા, જે વિધે હશે, સુખ દુખો ક્રમે, પ્રાપ્ત તો થશે;
વિપતિ સંકટે, દ્યો તમે ધૃતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
ધન જુવાનીનો, વ્યર્થ ગર્વ છે, તુજ કૃપા વિષે, અર્થ સર્વ છે;
શરણુ રાખજો, આપિ સદ્ગતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.
પ્રણુત પ્રાણિયો, પાગરો અમે, હૃદયમાં સદા, ચિંતિયે તને;
શિવ સુણો તમે, નમ્ર વિનતિ, ગહન તારિ છે, રે પ્રભુ ગતિ.

### માલિનિ વૃત.

કર ચરણુ વડે જે, મેં કિધાં કર્મ ખોટાં,
શ્રવણુ નયન ચિત્તે, જે કિધાં પાપ મોટાં;
અતિશય કરૂણાથી, દ્યો ક્ષમા શંભુ હુંને,
જય જય કરૂણાબ્ધે હું નમું નિત્ય તુંને.

## વસંતતિલકા વૃત.

હે શાંભ ઇશ જગદીશ જગન્નિવાસ;
પાદારવિંદ નમિ નાથ તને હું દાસ;
નિત્યે નિરંતર કરૂં સ્તુતિ પ્રાર્થનાઓ.
(હે વિશ્વનાથ શિવ નિત્ય પ્રસન્ન થાઓ.)
તારા અપાર મહિમા નહિ કોઇ પામે,
વાણી સહીત મનવેગ સહુ વિરામે;
હે વિશ્વંભર શિવ નિત્ય પ્રસન થાઓ.
તારા અભેદ પટમાં નહિ કલ્પનાઓ, હે વિશ્વનાથ શિવ.
તારી કૃપાથકી વદે શિવ મૂઙ્ગ વાણી,
તારી કૃપા થકિ ગિરિ પંગુ ચઢેજ પ્રાણી;
તારી કૃપાથિ જગમાં સઘળી લિલાઓ, હે વિશ્વનાથ શિવ.
મારાં કુકર્મ સઘળાં તમને વિદીત,
વિસ્તાર શાંભ કરવો નહિ રે ઘટીત;
કારૂણ્ય ભાવથિ કરો કરૂણા કૃપાઓ, હે વિશ્વનાથ શિવ.
લજ્જા રહીજ સઘળી શિવ હાથ તારે,
મારો નિભાવ કરવો નહિ શાંભ ભારે;
તારા પ્રસાદ બલથી ભયના અભાવો, હે વિશ્વનાથ શિવ.
તું નિત્ય સત્ય ઇશ્વર સૃષ્ટિ પાલ,
હું વિશ્વનાથ લળીને નમુ સર્વ કાળ;
ટાળો કૃપા કરિ બધી દુર વાસનાઓ, હે વિશ્વનાથ શિવ.
જે જે અહીં બહુ સુખો શિવ પ્રાપ્ત થાય,
તે સત્ય તારિ સઘળી કરૂણા જણાય;
સદ્‌ભક્તની પુરિ કરો શિવ વાંચ્છનાઓ, હે વિશ્વનાથ શિવ.
સંસારમાં સકલ મંગળ ક્ષેમદાતા,
તારા વિના નહિ અહીં શિવ અન્ય ત્રાતા;

ભક્તો તણી દુર કરો દુખ આપદાઓ. હે વિશ્વનાથ શિવ.
સૃષ્ટિ સ્થિતિ પ્રલય કારક લોકનાથ,
અલ્પજ્ઞ પ્રાણિ જનનો ગ્રહિ શંભુ હાથ;
પ્રેમે કરી શિવ કરો પરિપાલનાઓ, હે વિશ્વનાથ શિવ.
વિદ્યા વિવેક મતિ સંપતિ સર્વ આપો,
સંભાળ મારી કરિ સંકટ સર્વ કાપો;
દો ધર્મ કર્મ કરવા શુભ સૂચનાઓ, હે વિશ્વનાથ શિવ.
માતા પિતા શિવવરા અતિ દીન બાલ,
એકાગ્ર ચિત્ત થકિ ધ્યાન ધરૂં ત્રિકાલ;
નિત્યે પ્રણામ કરિને કરૂં યાચનાઓ, હે વિશ્વનાથ શિવ.
આધીન છું શિવ મને ભયથી ઉગારો,
સંકષ્ટ દુઃખ સમયે સગિપે પધારો;
માગું વિનંતિ કરિ પાપ તણી ક્ષમાઓ, હે વિશ્વનાથ શિવ.
સંપૂર્ણ પ્રેમ કરિને ઉપકાર કીધો,
આ મૃત્યુલોક મહિં માનવિ દેહ દીધો;
રાખો સદાચરણમાં ચિતભાવનાઓ, હે વિશ્વનાથ શિવ.
હે ભક્તવત્સલ દયાનિધિ દીન દોષો,
ક્રોધાયમાન થઇ ઇશ કદી ન જોશો;
હું દીન દાસ શરણાગતને નિભાવો, હે વિશ્વનાથ શિવ.
તારૂં સદા સ્મરણ ધ્યાન કરૂં હું દાસ,
દ્વારે ઉભો નવ કરો મુજને નિરાશ;
પૂરી કરો શિવ તમે મન કામનાઓ, હે વિશ્વનાથ શિવ.
કર્તવ્ય કર્મ જગમાં રહિ શાંબ થાય,
સદ્ધર્મ નીતિ નિયમો સઘળાં પળાય;
એ શુદ્ધ તારિ અતિ ઉત્તમ અર્ચનાઓ, હે વિશ્વનાથ શિવ.
વિશ્વેશ વંદ્ય શિવ આશ્રય સત્ય તારો,

સંસાર સાગર થકી શિવ નાથ તારો;
સાષ્ટાંગ નિત્ય તમને કરૂં વંદનાઓ, હે વિશ્વનાથ શિવ.

## શિખરિણી વૃત.

પિતા માતા નિત્યે, પ્રણમિ કરિયે નમ્ર વિનતિ,
દયા દૃષ્ટિ રાખી, શ્રવણ કરશો રે સતીપતિ;
અમારી ઇચ્છાઓ, વિદિત વિધિ છે સર્વ તમને,
રૂડી કેઇ તેનું, નથિ કચિત તો જ્ઞાન અમને.
અમો જીવોનું છે, મન શિવ અતીમંદ નબળું,
તમે જાણો સ્વામી, જિવતણું હિતાહીત સઘળું;
મનોર્થો માગ્યા છે, શિવ સ્તુતિ તમારી કરિ અમે,
હશે જે જે રૂડા, સફલ કરશો તે શિવ તમે.

## કાફી.

તુજ વિણુ અન્ય નહિ શિવ ત્રાતા.
વિનય થકી હું વિનતી કરૂંછું, વિશ્વતણા વિભુ ધાતા. તુજ૦
સર્વે ઋષિ મુનિ શુક સનકાદિક, તુજ મહિમા ગુણ ગાતા. તુજ૦
દીનદયાલા તુજ કરૂણા વિણુ, કોણ કરે સુખ શાતા. તુજ૦
આશ્રય એક તમારો ધારૂં, સુખ દુખના શિવ જ્ઞાતા. તુજ૦
સાષ્ટાંગે હું વંદુ શિવને, સુખકર મંગળદાતા. તુજ૦

## શાર્દૂલવિક્રીડિત છંદ.

સાષ્ટાંગે શિવને પ્રણામ કરિયે સર્વેશ શંભુ વરા,
જાણું કામ વિદીત સર્વ તમને જીવો તણાં ભૂધરા.
દોષો છે અગણીત શી ગતિ થશે અંતે અમારી શિવ,
રાખીએ કરૂણા દયા તુજતણી આશા અમે તો ઇવ.
માગ્યા છે શિવ પ્રાર્થના સ્તુતિ કરી અર્થો અતીશે અમે,
તે મધ્યે પરિપૂર્ણ અર્થ કરશો જે યોગ્ય જાણો તમે;

ત્રાતા છો શિવ આપ સર્વ જિવના શર્ણે સદા રાખશો,
લોકોનાં ઉપયોગિ કાર્ય કરવા રૂડી મતી દાખશો.

પદ.

ખમાયચી જિલ્લો ત્રિતાલ.

વિનતિ કરૂં કરજોડી, શિવ સુખ શાતારે, વિનતિ કરૂં કરજોડી;
શિવ મહિમા ગુણ સ્તુતિ ગાવાને,મંદ અલ્પમતિ મારી થોડી. વિનતિ.
કરગ્રહીને કરૂણા નિધિ મુજને, કદિ નવ દેશો શિવ છોડી. વિનતિ.
પતિત પાવન ગુણ શુભ ધારો, માટે શિવદ્વાર આવું દોડી. વિનતિ.
ષટ્ વિષયોનાં અતિ દૃઢ બંધન, તત્ક્ષણ નાંખો તમે તોડી. વિનતિ.

---

## જુદી જુદી જાતના શિવલિંગ પુજવાથી જુદી જુદી જાતનું મળતું ફળ.

દોહરા.

હીરાના શિવલિંગથી, આયુષ્ય વૃદ્ધિ સાર;
મોતીના શિવલિંગથી, રોગ શાંતિ સુ વિચાર.
વૈદૂર્ય વા પ્રવાળના, લિંગથિ શત્રૂ નાશ;
માણિક્યના સુલિંગથી, લક્ષ્મી પ્રાપ્ત પ્રકાશ.
પુખરાજનાથિ સુખ મળે, નીલમણિથિ યશ નેક;
મરકત મણિના લિંગથી, પુષ્ટિ શરીર વિશેક,
સ્ફાટિક મણિ સુર શેષથી, સર્વ કામના સિદ્ધ;
રૂપ્ય લિંગથી રાજ સુખ, પિતૃ મોક્ષ સુ પ્રસિદ્ધ.
સુવર્ણના હાટક જાણુ, લિંગથી લક્ષ્મી સ્થીર,
સત્ય લોકની પ્રાપ્તિ વળિ, મુક્ત બ્રહ્મ ઋણધીર.
ત્રાંબાના શિવલિંગથી, આયુષ્ય પુષ્ટિ વખાણ;

પિતળના શિવલિંગથી, પ્રિય સંતોષ સુજાણ.
કાંસાના શિવલિંગથી, કીર્તીમાન સન્માન;
લોહતણા શિવલિંગથી, શત્રુનાશ ધીમાન.
સીસાના શિવલિંગથી, આયુષ્ય વૃદ્ધી ધાર;
ચંદનના શિવલિંગથી, સ્ત્રી સૌભાગ્ય વિચાર,
હસ્તિદંત શિવલિંગથી, સેનાધીપતિ ખાસ;
ચોખાદિકના લોટના, લિંગથિ રોગ વિનાશ.
વળી પુષ્ટિ સુખ આપતા, ધાન્ય લોટ સુ પ્રકાશ;
અડદ લોટ શિવલિંગથી, પ્રાપ્ત થાય સ્ત્રિ વિચાર.
છાણુ લિંગથી રોગ ટળિ, નિરોગી દેહ નિહાળ;
ગોળ તણા શિવલિંગથી, ધાન્યાદીક રસાળ.
વાંસતણા અંકૂરથી, વંશ વૃદ્ધિ સુખ સાર;
ચતુર્વિંશત પ્રકાર એ, કહ્યા પરમ પ્રિયકાર.
લિંગાર્થ ચંદ્રિકા કૌસ્તુભે, એ થકિ અધિક પ્રકાર;
ન્યારૂં ન્યારૂં ફળ આપતા દલપાત જય યશ ઠાર.

## મૃતીકાના એકથી અગિયાર ચિંતામણી સુધી પૂજવાથી ભિન્ન ભિન્ન મળતું ફળ.

માટીના ચિન્તામણી, કરે પુરૂષ સ્ત્રી કોઇ;
એકાદશ વિધિ પૂજને, ન્યારૂં ન્યારૂં ફળ જોઇ.
પ્રતિદિન એક સુલિંગ કરિ, વિધિ ષોડશોપચાર;
રીંગણી પુષ્પ નિવેદ ધૃત, દિવસ એકશત સાર.
ઋણ મુક્ત થૈ જગતમાં, પામે પરમ વિલાસ;
પ્રતિદિન દ્વય ચિન્તામણી, થકિ પ્રિય ફળ તું તપાસ.
પુષ્પ મલિકા યુક્ત વિધિ, નિવેદ ગોળ પ્રમાણ;
કન્યા પ્રાપ્ત વખાણતા, કવિ કોવિદ નિર્માણ.

પ્રતિદિન કરી શિવલિંગ ત્રય, કરેણુ પુષ્પ વખાણુ;
શર્કરાતણું નિવેદ ધર, શતદિન પૂજા જાણુ.
દ્રવ્યાદિક સમૃદ્ધિ પ્રિય, એ વિધિથી અભિરામ;
શ્રદ્ધા રાખી કરે પુજા, વધે ધાન્ય ધન ધામ.
પ્રત્તિદિન લિંગ ચતુર કરી, કુબક પુષ્પ પ્રિયકાર;
કદળી ફળ સુ નિવેદ ધર, દિવશ શત ત્રય સાર.
પુત્ર પ્રાપ્તિ એ વિધિ થકી, દલપતિરામ ઠરાવ;
પંચલિંગ પ્રતિદિન કરી, ચંપક પુષ્પ ચઢાવ.
નિવેદ ક્ષીરતણું કહ્યું, દિવસ પંચ શત નેક;
વિવાહ મળતો એ થકી, ધરે સુજન કો ટેક.
પ્રતિદિન પટ્ શિવલિંગ કર, બકુલ પુષ્પ સંયુક્ત;
નિવેદ મધ શત ત્રય દિવસ, પુજતાં કલેશથિ મુક્ત.
પ્રતિદિન સપ્ત શિવલિંગ કર, કમળ પુષ્પ ઉપચાર;
દહીં ભાતનું નૈવેધ શુભ, દિવસ પંચશત સાર.
તીર્થ સુયાત્રાએ થકી, દલપતિરામ વિચાર;
પામે મૃત્યુ સુતીર્થમાં, શિવ સમીપ સુખકાર.
પ્રતિદિન અષ્ટસુ લિંગપુજ, બિલ્વપત્ર સુભાવ;
નિવેદ લાડુદિન શત ત્રય, વિધા વૃદ્ધિ બતાવ.
પ્રતિદિન લિંગ સુનવ કરી, ધતુર પુષ્પ સુચઢાવ;
નિવેદ સપ્ત સુધાન્ય શત, દિવસ વણજ સુપ્રભાવ.
પ્રતિદિન દશશિવલિંગ કર, કંચુક પુષ્પ પ્રમાણુ;
નિવેદ ગાલપુડા વરસ, ફરે પ્રદેશથી જાણુ,
પ્રતિદિન લિંગ સુએકદશ, દ્રોણુ પુષ્પ ઉપચાર;
શ્રીફળ કહ્યું નિવેદમાં, બંધ મોચન વિચાર.
વિધિ સંયુક્ત પુજા કરે, વશિષ્ઠ ગોત્ર વખાણુ;

ઉપર કહ્યાં ફળ પાગતા, શ્રદ્ધાવાન સુજાણ.

## ઉપેંદ્રવજા

શરીર વાણી મનથીજ પાપો, પ્રભૂ કિધાં મેં બહુધા અગાપો;
ક્ષમા કરીને ચિતમાં શમાવો, દયા કરીને દિનને નિભાવો.

## રાગ ગારા–તાલ દાદરો.

જય જય મહાદેવ શિવ સાંબ હરહરા,
દેવાધિદેવ નાથ શ્રી દિગંબરા;
ગંગાધારી ત્રિપુરારી મદનારી,
પ્રણમું શંકરા. જય જય મહાદેવ. (ટેક)
વૃક્ષભાલ રૂંઢ માલ ચંદ્ર ભાલમેં,
ઓઢી મૃગ છાલ ભરી ભસ્મ બાલમેં;
ભોલા શંભુ સૌખ્ય સદન, ગૌરબન,
લિપટ ખ્યાલમેં. જય જય મહાદેવ.
ગૌરી અર્ધંગ સંગ ભંગ ધંતુરા,
ડમરૂક ડાક બજે ચંગ મંજીરા;
નંદી ભૃંગી મતવારે ગન ઠારે.
ગાત લે સુરા. જય જય મહાદેવ.
સેલી અંરૂ સ્રંગી કરમે કપાલ હે,
ધારી બિષકંઠ તીન દગ બિશાલ હે;
ન્યારી ભારી હે પ્રભુતા અબધુતા,
અતિ કૃપાલ હે. જય જય મહાદેવ.
કૃપયાકર કરના લય બિશ્વપાલકા,
મેં હું દાસ છોટમ મતિમંદ બાલકા;
શરણાગત મેં શિર નાઉં ગુન ગાઉં,
દીન દયાળકા. જય જય મહાદેવ.

## પદ–કેદારો.

"નારાયણનું નામજ લેતા" એ રાહ.

નીલકંઠ વિષધર વિશ્વંભર, ગિરિજાપતિ ત્રિપુરારી રે;
અજરામર ગંગાધર સુખકર, શંકરની બલિહારી રે. નીલ૦
વાઘાંબર અહિ આભુષણ સુંદર, ચંદ્રભાલ સુખકારી રે;
રૂંઢમાલ કર ડમરૂ શોભિત, નંદીની અસ્વારી રે. નીલ૦
વિશ્વપતિ વિભૂતી, નેન કમળ છબિ ન્યારી રે;
ગજાનન પરિવાર પનોતા, દંડ કમળ છડિ ધારી રે. નીલ૦
વિષ્ણુ વિરંચી ઇંદ્ર અમર સહુ, ગતિ ન જાણે તમારી રે;
સેવે શુક નારદ ગુણ જ્ઞાતા, જે કહાવે બ્રહ્મચારી રે. નીલ૦
જળ સ્થળ વાસ વિશ્વના કર્તા, સચરાચર બયહારી રે;
શિવ શબ્દે અઘ નાશે સર્વે, આળસથી દુખ ભારી રે. નીલ૦
તેજોમય ત્રિગુણાત્મક વ્યાપક, જપે જોગિ જપ ઠારે રે;
ભવરૂપી રણ મુક્ત થવાને, કાન સદા સંભારે રે, નીલ૦

## સાર્દૂલવિક્રીડિત છંદ.

હે વિશ્વેશ્વર હે જગત્રય ગુરૂ સર્વજ્ઞ ઉમીઆપતિ,
કૌટુંબી જન મિત્ર બંધુ સઘળા સંસારમાં જે અતિ;
આ દેશે વશતા વિદેશ ફરતા પ્રાણી સમસ્તો તણા,
પાપો સર્વ ક્ષમા કરી શિવ તમે સંતોષ આપો ઘણા.

## આરતિ.

જય શાંબ જય શાંબ જય શાન્તિદાતા જય શાન્તિદાતા;
દિવ્ય પિતા શિવ ત્રાતા (૨) ત્રિભુવન વિખ્યાતા. જય શાંબ૦
એક અખંડ અનંત અજરામર સાચા (૨)
સ્તુતિ ગાવા શિવ તારી (૨) નવચાલે વાચા, જય શાંબ૦
સૃષ્ટિ નિયમ સાક્ષાત્ નિરખી આનંદુ (૨)

જય કર્તા જાણી શિવ (૨) પ્રેમથકી વંદુ. જય શાંભ૦
શિવ સર્વજ્ઞ સમર્થ શિવ સન્ગતિ આપો (૨)
કૃપાધના કરૂણા કરી (૨) ક્ષમા કરો પાપો. જય શાંભ૦
કૃપા વિના કિંચિત્ કાર્ય નહિ સરશે (૨)
સહુગુણિ ભક્ત તમારા (૨) ભવસાગર તરશે. જય શાંભ૦
જગતારક જગવંધ જગદીશ્વર દેવા (૨)
માનિ દયા નિધિ લેશો (૨) દિનજનની સેવા. જય શાંભ૦
કરૂણા દૃષ્ટિ દયાલ દિનજન પર કરશો (૨)
ઘટિત વિનતિ અમારી (૨) ચિત્ત વિષે ધરશો. જય શાંભ૦
માની બહુ ઉપકાર પ્રણમું શિવ ચરણે (૨)
કૃપા કરી સેવકને (૨) રાખો નિજ શરણે. જય શાંભ૦

## માલિની છંદ.

શિવપદ પર્મ મોટું મોક્ષ કલ્યાણ દાતા,
ઋષિ મુનિજન સર્વે ચિત્તથી નિત્ય ગાતા;
કરગરિ શિવ માગુ કષ્ટને કાપિ નાંખો,
શરિર પતન વેળા પાળિને પાસ રાખો,
અખિલ ભવપતીની પ્રાર્થના પુણ્યકારી,
સકલ દુરિત હારી સર્વદા શ્રેયકારી;
શિવ ભજન કરૂંછું ચિત્તને શાન્તિ આપો,
ચરણ શરણ રાખી સંહરો સર્વ તાપો.

## પદ–કેદારો.

"ઝભલડીરે તને હરિગુણ ગાતા"—એ રાહ.

આરાધું ઉમિયાવર સુંદર, શિવશંકર જગત્રાતારે;
આપવિના નથી અવર અમારૂં, માત પિતા કે ભ્રાતારે. આરાધું,
દુર્વાસાનું દુઃખ નિવાર્યું, કૌશિકને વળી તાર્યોરે;

દેવ દાનવનાં દુખ દળવાને, કામદેવ સંહાર્યોરે. આરાધું.
બ્રહ્માદિક આપને ભજે છે, ગૌતમને ઉગાર્યોરે;
શ્રી વિષ્ણુ અવતાર ધરીને, સેવે ચરણ તમારારે. આરાધું.
ભક્તતણા ઉદ્ધારણ કારણ, સંહારણ શિવ કર્તારે;
આદિ અનાદિ એક અગોચર, સ્થળ સ્થળમાંહિ વિચરતારે. આરાધું.
ઓંકારરૂપે ઓળખવાની, વેદ વદે છે વાણીરે;
એકજ ચિત્તે ભક્તિ કરતાં, પ્રગટે છે શૂલ પાણિરે. આરાધું.
જૂઠા જગત પદારથ જાણી, મૂકો તેની મમતારે;
જ્ઞાન દીપકે ભ્રમ સહુ ભાગે, જાગે જો ઉર સમતારે. આરાધું.

## ભૈરવી.

ભજમન વારંવાર સદાશીવ શંકર ભજમન.
ભજ ભાવે ભજ તું વિશ્વંભર, ત્રિભોવન દેવ મોરાર,
જન્મ મરણનો ફેરો ટળવા, એજ કરી લે ઉચ્ચાર. સદાશીવ.
આધિ વ્યાધી ઉપાધીમાંહે, શીદ પડ્યો છે ગમાર;
શંકર શરણ જશે તો થાશે, તારો જયજયકાર. સદાશીવ.

## હોરી-તાલ દીપચંદી.

શંકર મોકુ શરણ તિહારી, ગા તિહારી તિહારી તિહારી.
શંકર મોકુ શરણ તિહારી;
દુનિયામે દુઃખ ભયા અતિભારી, નહિ કોઇ સુખકો ધારી;
ત્રાસી નાશી શરણાંગત આયો, લજ્જા રાખો શિવ મારી;
સકલ દુઃખ દોષ નિવારી, શંકર મોકુ શરણ તિહારી.
સબ દુનિયાંકા કર્તા રે હર્તા, દેવનકા દુખ હારી;
નામ રટે કોટી પાપ જાએ, કહેતે બેદ પુકારી. શંકર મોકુ શરણ.

## ગરબી.

સેવોને શિવ સુખકારી, પ્રાણી સહુ સેવોને શિવ સુખકારી;

કામ ક્રોધ લોભને વિદારી. પ્રાણી સહુ, (ટેક).
સેવા કરે મળે શિવપદ સાચું, જીવની ગતિ થાય ન્યારી. પ્રા.
કોટી જનમનાં કર્મ બંધનથી, છુટવાની એજછે બારી. પ્રા.
દયાનંદના સ્વામી શિવશંકરછો, ચરણ શરણ સુખકારી. પ્રા.

## આરતી.

"જયો જયો મા જગદંબે"—એ રાહ.

જય શિવ ઓંકારા, હર શિવ ઓંકારા;
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ, અરધંગે પ્યારા,
હર હર હર મહાદેવ (ટેક).
એકાનન ચતુરાનન પંચાનન રાજે, શિવ પંચા૦
હંસાસન ગરૂડાસન, વૃષવાહન છાજે. હર હર હર.
દો ભુજ ચાર ચતુરભુજ, દશભુજ હરસો હે શિવ. દસ.
શંકર સ્વરૂપ નિરખતાં, ત્રિભુવન મન મોહે. હર હર હર.
અક્ષ માળા વનમાળા, રૂંડમાળ ધારી. શિવ રૂંડ.
ચંદન મૃગ મધુ લેપન, ભાલે શુભકારી. હર હર હર.
શ્વેતાંબર પીતાંબર, વાઘંબર અંગે, શીવ વાઘં.
સનકાદિક વિશુતાદિક, ભૂતાદિક સંગે. હર હર હર.
લક્ષ્મીવર ઉમિયાવર, સાવિત્રી સંગે, શિવ સાવિ.
પારવતી અરધાંગે, શીશ જટા ગંગે. હર હર હર.
કરમાં એક કમંડળ ચક્ર ત્રિશુલ ધરતા, શિવ ચક્ર.
સુખકર્તા દુઃખ હર્તા યુગને સંહરતા. હર હર હર.
કાશીમાં વિશ્વનાથ, બિરાજે નંદો બ્રહ્મચારી શિવ નંદો.
નિત નિત ભોગ લગાવત, મહીમા અધીકારી. હર હર હર.
ભિન્ને ત્રણ સ્વરૂપ, જાણે અવીવેકી, શિવ જાણે.
પ્રણવાક્ષરને મધ્યે, એ ત્રણે એકી. હર હર હર,

ત્રિગુણ સ્વામીની આરતી, જે ભાવે ગાશે, શિવ જે.
ભણે શીવાનંદ સ્વામી, સુખ સંપતી થાશે. હર હર હર.

**ગરબો-પદ.**

"હરિભજન વીના, દુખ દરિયા સંસારનો પાર ન આવે"—એરાહ.
હરી વિશ્વેશ્વર, તુજપૂજનથી દુઃખ નીવારણ થાય છે;
શિવ હટકેશ્વર, સહુ સેવક તુજ ચરણ શરણ ચીત ચ્હાયછે (ટેક).
તુજ ભકિત સહુને ભાવે છે, સહુ પૂજન કરવા આવે છે,
ઉર આનંદ ઉત્સવ લાવેછે, હરિ વિશ્વેશ્વર.
તું દુખિયાનાં દુખ ભાગેછે, તું વ્યાપક સરવે જાણેછે;
સહુ સિદ્ધિ તારી આગે છે, હરિ વિશ્વેશ્વર.
જે ગંગાજળમાં ન્હાએછે, તેનાં પાપ નિવારણ થાએછે;
એવો શંકરનો મહિમાએ છે, હરિ વિશ્વેશ્વર.

**વસંતતિલકા વૃત્ત.**

તું ચંદ્ર શેખર મહેશ કૃપા નિધાન,
તું વિશ્વનાથ કરૂણાકર શૂલપાણ;
તું ભીમ ભર્ગ ભગલન્ભવ ભવ્ય રૂપ,
તું શંભુ શંકર સદા શિવ છે અનૂપ.
તું વિશ્વવંદ્ય વિબુધોત્તમ વિશ્વબંધુ,
તું સર્વ રક્ષણ કરે લય વિશ્વ સંધું;
તું સોમ મંગલ નિધાન નિધાન હેતુ,
તું ભુક્તિ મુક્તિ વરદે ભવસિંધુ સેતુ.
તું નીલ લોહિત નિરીશ્વર નિઃપ્રપંચ,
તું કાલ કાલપુર સૂદન પુણ્ય સંચ;
તું દીન વત્સલ પરાપર દેવ દેવ,
તું સાંબને અરપતા ગણ કોટિ સેવ.

તું યોગનાથ ચિતમાંહિ રમે સમાધિ,
તું ભોગરોગ તણિ સૌ મિટવે ઉપાધિ;
તું નાથ છો નિત અબધુતપણે પવિત્ર,
તું રૂપ જીવ બનતાં સ્મરતાં ચરિત્ર.

## આરતિ.

જયદેવ જયદેવ, જયશંકર દાતા જયશંકર દાતા;
વિશ્વતણા વિભુધાતા (૨) ભક્તજન ત્રાતા. જયદેવ૦
કરૂણા સિંધુ કૃપાલ, કૃતિયો નવ જાશો (૨);
અલ્પમતી જીવોના (૨), અતિશય છે દોષો. જયદેવ૦
સચ્ચિદ્ ઘન આનંદ, ત્રિભુવનના સ્વામી (૨);
સર્વજ્ઞાંતર્યામી (૨), સચરાચર ગામી. જયદેવ૦
સંકટ સમયે નાથ, શિવ આવો વારે (૨);
ભય સર્વે સંહારો (૨), શરણુ આગ તારે. જયદેવ૦
અંતર્ભાવથિ નાથ, કરૂં તારી સેવા (૨)
દુરિત કૃતિઓ મારી (૨) ક્ષમા કરો દેવા. જયદેવ૦
અભિવંદન ભગવંત, કરૂં નિશદિન તમને (૨);
કૃપા કરીને આપો (૨) શિવ સન્મતિ અમને. જયદેવ૦
સદાચાર એ મુખ્ય છે ભક્તિ તારી (૨);
સદા તમારે ચરણે (૨), વૃત્તિ રહો મારી. જયદેવ૦
જગદીશ્વર જગતાત, તાપત્રય હરશો (૨);
મનવાંચ્છિત શિવ મારાં (૨) સકલ પૂર્ણ કરશો. જયદેવ૦

## પદ ધનાશ્રી.

"કૃષ્ણ કરો યજમાન એ રાહ.
રાખો નિરંજન કરી, તમારો રાખો નિરંજન કરી.
ભટક્યો ભવમાં ફરી, સદાશિવ રાખો તમારો કરી. (ટેક).

મ્હેલ મેડી મંદિર શુભ કીધાં, સેજે સૂતો જરી;
કપટ કરી ધન મેળવીઉ મેં, મગતા મનમાં ધરી. સદા૦
માતપિતાની ભક્તિ ભૂલ્યો, વર્યો સુઘડ સુંદરી;
ધર્મને નામે એક પાઇ પણ, પ્રીતે ના વાવરી. સદા૦
ઉમિયાપતિ હું હાર્યો છું હવે, માયાથી રહું ડરી;
આપ પ્રતાપે દુખ દરિયાથી, કેમ ન જાઉં તરી. સદા૦

## આરતિ.

જયદેવ જયદેવ, જય જગદાધીશા જય જગદાધીશા;
પ્રકૃતિપરા પરમેશા (૨), પ્રણામું શિવ ઇશા. જયદેવ૦
સાક્ષિ તમે સર્વત્ર, સત્તા થકિ વ્યાપો (૨);
કૃપા કરી સેવકને (૨), મતિ નિર્મલ આપો. જયદેવ૦
નમિ નમિ નમિ નમિ નાથ, પાય તને લાગું (૨);
શિવ આપો પુરૂષાર્થો (૨), એ શુભ વર માગું. જયદેવ૦
મુજ અપરાધ અગાધ, ચિતમાં નવ ધરશો (૨);
કૃપા ધના કરૂણા કરિ (૨), પાપ ક્ષમા કરશો. જયદેવ૦
શિવ છો પરમ કૃપાળ, કાર્ય સફળ કરશો (૨);
સંરક્ષણ કરી મારાં (૨), કષ્ટ સફળ હરશો. જયદેવ૦
પરમેશ્વર અસ્તિત્વ, સત્ય કરી માનું (૨);
શ્રદ્ધા ભક્તિ ઉપાસન (૨), શુભ અર્ચન જાણું. જયદેવ૦
પરા ભક્તિ શિવ ધ્યાન, હૃદય વિષે ધારી (૨);
અભિ વંદન પૂર્વ કહું (૨), કરૂં અર્ચા તારી. જયદેવ૦
એ ઉત્તમ ઉપચાર, અર્પું તુજ ચરણે (૨);
અંતર્યાગથિ અર્ચન (૨), કરિ રહું શિવ શરણે. જયદેવ૦

## ભજન—ગજલ.

શિવ નામ હાથ લિયા નહિ, બરબાદ જન્મ કિયા; ( ૨૬ )

સત સંગ સુધા બિહાય તું, બિષ ધાય ધાય પિયા. શિવ૦
ગો બાંધકે રાખી નહિ, ગણિકાકોં દાન દિયા;
દ્વિજ દેવતા પૂજે નહિ, ધન દેખ દેખ દિયા. શિવ૦
ધન ધામ સકલ આરામ યે, છૂટિ જાયગે યહાં;
તન તૂલ સમ જર જાયગા, દેખે ખડી પ્રિયા. શિવ૦
યહ દેહ દેવાલય સમુઝ, શિવ જીવ દેવ પિયા;
દેવી સહાય લખો સદા કર, શુદ્ધ બુદ્ધ હિયા. શિવ૦

## પદ-કાફી તાલ દીપચંદી.

અપરાધ ક્ષમા કરો મારો, હું દાસ તમારો. અપરાધ૦
અનંત કોટિ બ્રહ્માંડ રચીને, સત્તા થકી વિસ્તારો;
સર્વ સ્થળે કરૂણાઓ દેખું, માનું બહુ ઉપકારો;
નિરાધારના આધારો. અપરાધ૦
સદ્ધર્મ નીતિએ વિચરવા, આપ્યો મનુષ દેહ સારો;
દયાધના દયા દૃષ્ટિ કરીને, જ્ઞાન, વિવેક વધારો;
કદી ચિતથી ન વિસારો. અપરાધ૦
હું અપરાધ અગાધ કરૂં છું, સંકલ્પ દુષ્ટ વિચારો;
નિગ્રહ શક્તિ કૃપા કરી આપો, મંદ મતિને સુધારો;
પ્રફુલ છે મનના વિકારો. અપરાધ૦
શ્રવણ કરી વિનતિ શિવ મારી, આશીર્વચન ઉચ્ચારો;
દીન દયાળ કૃપા કરી મારાં, કિલ્મિષ સર્વ નિવારો;
શિવ વિના એક ન આરો, અપરાધ૦
સ્વયંભૂ જગકર્ત્તા તમે છો, જડ તુલ્ય નથી આ કારો;
વેદ શાસ્ત્ર પુરાણો પ્રમાણે, સત્ય કહે સત્રકારો;
શિવ સૃષ્ટ વસ્તુથી ન્યારો. અપરાધ૦
અવગુણ સામું કદી નવ જુવો, દુઃખ દારિદ્ર વિદારો;

સંકટ સમયે સહાયે રહીને, સન્નિધ આવી પધારો;
લજ્જા શિવ મારી વધારો. અપરાધ૦
તર્ક કરી ઋષિમુનિયો વિરામ્યા, પામ્યા તમારા ન પારો;
અલ્પ જીવ હું સ્તુતિ શું ગાઉં, ભવસિંધુથી ઉગારો;
સફલ કરી જન્મ મારો. અપરાધ૦
હે ઇશ્વર વિશ્વંભર સ્વામી, શક્તિ સબલ બહુ ધારો;
શરણુ થઇ ચરણે હું વંદુ, દીન જાણી ઉદ્ધારો;
એજ છે ધર્મ તમારો. અપરાધ૦

## ઉપજાતિવૃત.

સચ્ચિદ્ઘનાનંદ શિવ સમર્થ, કરો સદા મંગલ કાર્ય અર્થ;
ભકતો મળી મંગળ ગીત ગાય, રહો સદા નાથ તમે સહાય.
દયાધના દેવ તમે અમારી, લેશો વિનંતી ચિતમાં વિચારી;
જણાય તેમાં થકિ યોગ્ય સારી, કૃપા કરીને શિવ લ્યો સ્વિકારી.
શંભુ તમારી તુલના ન થાય, સદા તમારી કરૂણા જણાય;
તમ મહા મંગલ માર્ગ દાખો, સત્સંગતીમાં દિન રાત્ર રાખો.

## વસંતતિલકા વૃત.

જેને ન જાણિ સકશે ગન ઇંદ્રિ ધર્મ,
જેને ન પામિ શકશે ગુણ દેહ કર્મ;
એવા પરાત્પર શિવ અતિ શક્તિમાન,
પાદારવિંદ નમી નિત્ય ધરૂં હું ધ્યાન.
જે પૂર્ણ ઇશ્વર શિવ નિજ શક્તિ યોગે,
ઉત્પન્ન વિશ્વ કરી તે થકી છે વિયોગે;
જીવો તણી ગતિ કૃતિ ચિતમાં ધરે છે,
ભકતોનું રક્ષણ કૃપા થકિ તે કરે છે.
જેના બળે અખિલ વિશ્વ વિરાજમાન,

જેણે અનેક રચના રચિ છે મહાન;
તે એક શાંભ સુખકાર અનાદિ દેવ,
પામી સદા શરણુ તેનિ કરૂં હું સેવ.
જેનો મહાન મહિમા નહિ કોઇ પામ્યા,
તર્કો કરી ઋષિ મુનિ મનથી વિરામ્યા;
તે એક નિત્ય એજ ઇશ્વર લોક પાલ,
તે વિશ્વનાથ લળીને નમું સર્વ કાળ.
છો નિત્ય મુક્ત અતિ શુદ્ધ વિશુદ્ધ ઇશ,
સર્વેથિ પાર પરિપૂર્ણ પ્રભુ અધીશ;
જીવો તણી કૃતિ તમે સઘળી નિહાળો,
સત્યે રહી પૃથક સૃષ્ટિ સમસ્ત પાળો.
આ મૃત્યુ લોક મહિછો શિવ સત્ય ત્રાતા
સ્વર્ગાપવર્ગ સુખ સન્મતિ શાન્તિ દાતા;
ભક્તો પ્રતે શિવ કરો કરૂણા કૃપાઓ,
માંગલ્ય કાર્ય કરવા અતિ શીઘ્ર થાઓ.
વિશ્વેશ ભક્ત જનના ભવપાસ કાપો,
સામીપ્ય મુક્તિ પદનો શિવ લાભ આપો;
અંતઃસ્થ વૃતિ જિવની તમને વિદિત,
પાદારવિંદ પ્રણમી ધરૂં ધ્યાન નિત્ય.
હે દીનવત્સલ દયાનિધિ દીનબંધુ,
કારૂણ્ય મૂર્તિ તમને સ્મરિ નિત્ય વંદું;
વંદી કરૂં સ્મરણુ હું ઉપકાર તારા,
ત્રાતા તમે ભવ વિષે શિવ સત્ય સારા.
કોટયાવધિ પ્રતિદિને અપરાધ થાય,
માગુ ક્ષમા શિવ રહો અમને સહાય;

આધાર આશ્રય કૃપાનિધિ સત્ય તારો,
સંસાર સિંધુ ભયથી શિવનાથ તારો.
એકાગ્ર ચિત્ત થકી ધ્યાન ધરૂં તમારૂં,
કલ્યાણ મંગળ કરો સઘળું અમારૂં;
સાષ્ટાંગ નાથ તમને કરિયે પ્રણામ,
પૂરાં કરો શિવ તમે મુજ સર્વ કામ.

## આરતિ.

જયશાંબ જયશાંબ જય કરૂણા સિંધુ, જય કરૂણા સિંધુ;
કરજોડી શિવ તારે ( ૨ ) ચરણે નિત્ય વંદું. જયશાંબ૦
તત્ સત્ બ્રહ્મ મહેશ, મુક્તિ તણા દાતા ( ૨ );
વ્યાપિ રહો સત્તાથી ( ૨ ), શિવ સવિતા ધાતા. જયશાંબ૦
પ્રાત સમય પરમેશ, શિવ પદને વંદું ( ૨ );
સત્કર્મો કરવાનો (૨), વિધિ હું આરંભુ. જયશાંબ૦
સાયંકાળ મહેશ, સકળ ક્રિયા મારી (૨);
તુજ ચરણે આપીને (૨) માગું કૃપા તારી. જયશાંબ૦
સર્વાત્મા સર્વેશ, સુખશાંતિ આપો (૨);
કૃપા કરી કરૂણા નિધિ (૨), કષ્ટ સકળ કાપો. જયશાંબ૦
કીધા અતિ ઉપકાર, વળિ નિત્યે કરશો (૨);
દોષ દયાનિધિ મારા (૨) ચિતમાં નવ ધરશો. જયશાંબ૦
અવલંબન આધાર, સત્યશિવ તારો (૨);
શરણાગત સેવકને (૨), ભવથકિ ઉદ્ધારો. જયશાંબ૦
અભીવંદન કરિનાથ, ધ્યાન ચિત્તે ધરિયે (૨);
પ્રેમતણી પુષ્પાંજલિ (૨), ચરણાર્પણ કરિયે. જયશાંબ.

## પ્રભાત ભજન રામગ્રી.

" વનચર વીરા વધાણી " એ રાહ.

જાગો જાગો શ્રી ગંગાપતિ, શૈલ્ય સુતા જગાવે;
અરૂણ ઉદયથી તિમિર ટળ્યું, નાથ નિદ્રા શું આવે ? જાગો૦
આળસ તજીને ઉઠિયે, આપ અંતરજામી;
ચરણ કમળની સેવા કરૂં, માગું એ નિત્ય સ્વામી. જાગો૦
કૃપા કટાક્ષે નિહાળિને, જન રંજન કીજે;
દેવ દ્વારે સહૂ આવિયાં, તેને દર્શન દીજે. જાગો૦
શુક સારદ નારદ મુની, ઋષી ગૌતમ જેવા;
કોટિ શશી મુખ નિર્ખીને, આવ્યા વારણાં લેવા. જાગો૦
પાંચ વદન ઝળકી રહ્યાં, કોટિ કંદર્પ લાજે;
શોભા એવી મહાદેવની, નિત્ય નૌતમ છાજે. જાગો૦

## ઉમિયાજી પિયર જવા માગેલી આજ્ઞા.

### ઠુમરી.

" બિગરી કોન સુધારે નાથ બિન "

ત્રિપુરારીકું પુછાઇ ઉમાને, ત્રિપુરારીકું પુછાઇરે. (ટેક)
આકાશમે સબદેવકું દેખો, વાહન અપને ચ્હડાઇરે;
અર્ધાંગનાકું સાથે લઇએ, કહો શંભુ કાં જાઇરે. ત્રિપુરા૦
સાંબ કે તાહ સુનો એ સતિયાં, દક્ષને યજ્ઞ બનાઇરે;
સન્માન દે કે સબ દેવનકું, દેખન માટ તેડાઇરે. ત્રિપુરા૦
શંકરસેં એેસી વાત સુનકે, ગિરિજા મન લલચાઇરે;
કરજોડું આજ્ઞા દો હમસે, જાઉં પિતાકે વાંઇરે. ત્રિપુરા૦
માતપિતાકો મેલાપ કરને, આનંદ અંગ ભરાઇરે;
દાસ વિશ્વનાથ કે સ્વામિ શંભુ, શક્તિકું સમજાઇરે. ત્રિપુરા૦

### ઠુમરી (બીજી).

શંકરને સમજાઇ સતીકું, શંભુને સમજાઇરે. (ટેક).
તુમ કહે તે સબ બાતહે સચ્ચી, હમેરે દીલમે આઇરે;

સનમાનસેં તો સબ લડકીકું, પિતાને દ્વાર બોલાઇરે. શંકરને૦
કાગદપત્ર નહિ કછું તેરે, સંદેશા સંગ કાંઇરે;
બિન તેડે તુમ જાવોગે તો, નિપજેગા બિગનાઇરે. શંકર૦
શંભુ સામદામ કરકે સુનાઇ, નહિ કુછ દિલમેં લાઇરે;
માતપિતાકે મેલાપ કારન, સ્ત્રીકી હઠ તો લગાઇરે. શંકર૦
પિછુતો હરસેં હુકમ લે કે, દો ગણ સાથ ચલાઇરે;
દાસ વિશ્વનાથ કહે કરજોડી, પતિકી બાત મનાઇરે. શંકર૦

## ઠુમરી. ( ત્રીજી )

પતિકી બાત નહિ માની પ્યારીને, પતિકી બાત નહિ માનીરે ટેક.
કુટુંબ કબીલે કે મુખ દેખન, હો ગઇ જેસી દીવાની રે;
ચપળતાસેં ચલત ઉમિયા, પીયર આઇ મનમાનીરે. પતિકી૦
સગા સંબંધી સબહી મિલકે, દીઇ નહિ સન્માની રે;
આપને પિયાકું સભા મંડપમે, દેખે બિન ગભરાની રે. પતિકી૦
યજ્ઞકી અંદર પડત પાર્વતી, કાયા અપની જલાની રે;
સતીકું એસા સંકટ દેખન, મચાઇ દુતને તોફાની રે. પતિકી૦
ભૃગુ ઋષિને આહૂતિ દે કે, દોગણુ દુસરા બોલાની રે;
શિવ સેવકકી સાથ લડત હે, કૈલાસ તરફ હટાની રે. પતિકી૦
દક્ષકે યાંસે દૂત પઠાયા, કૈલાસ મંડપ માંઇરે;
વિશ્વનાથ કે સ્વામી શંભુકું, બાત બિગનકી સુનાઈરે. પતિકી૦

## ઠુમરી. ( કેદારો. )

" જીભલડીરે તને હરિ ગુણ ગાતાં "—એ રાહ.

બાત બિગનકી સુનાઇ સાંબને, બાત બિગનકી સુનાઇરે. ( ટેક )
શંભુને સતીકા મરમ સુનકે, જટાકી લટ તો છોડાઇરે;
પ્રેત પિશાચકી સેના લેકે, ખડે હે વીરભદ્ર આઇરે. બાત બિગ૦
શંભુ સુનાતે સેનાપતિકું, દક્ષકે વાં તુમ જાઇરે;

રેલગ છેસા લોહિસેં કરનાં, દક્ષકે શીશ છેદાઇરે. બાત બિગ૦
શિવ શંકરકા હુકમ લેકે, પિછુ તો કીની ચડાઇરે;
દક્ષકે દ્વારકું સેના આકે, ખુબ સંગ્રામ મચાઇરે. બાત બિગ૦
ભૃગુ સહિત સબ બ્રાહ્મણુ ન ડરતે, સેનાને સબકું ઉઠાઇરે;
સેનાપતિને ત્રિશૂલ લેકે, દક્ષકે શીશ કટાઇરે. બાત બિગ૦
અવતાર પિછું લીઆ ઉમાને, રાજા હેમાચલ દ્વારીરે;
દાસ વિશ્વનાથ કહે કરજોડી, શંકરકી ગતિ ન્યારીરે. બાત બિગ૦

## શિખરિણી છંદ.

દયા સિંધુ દેવા, સકળ સુખ દાતા દુઃખ હરા;
કરૂં તારી સેવા, જગત પિતુ માતા સુખ કરા.
નમીને સાષ્ટાંગે, સરણુ તુજ આવ્યો જગપતી;
કરો પાપો માફો, શિવ નથી જરારે મુજ મતી૦
નમુ હું નાગેશા, કરગરિ તને વંદન કરૂં;
દયા ધારી સ્વામી, ભજન કરવા હું મન ધરૂં.
નથી હુંમાં નીતિ, નથિ કશિ રીતિ વળી ગતી;
કરો પાપો માફો, શિવ નથી જરારે મુજ મતી૦
તમારી માયાથી, ચર અચરજ તુ અવતરી;
ફરે ભુગીમાં તે, પરમ શિવ નિયમો અનુસરી.
ન જાણે કોઇ મર્મો, અજી સુરપતી કે પશુ પતી;
કરો પાપો માફો, શિવ નથી જરારે મુજ મતી૦
દયાળું હે સ્વામી, મુજ મતિ અનીતિ અતી ઘણી;
મટે અંતર્યામી, તુજ વિણુ નહિં કો મુજ ધણી.
કર્યાં મોટાં કર્મો, કળિ નવ શકે સારદ સતી;
કરો પાપો માફો, શિવ નથિ જરારે મુજ મતી૦

## પદ—ઝિંઝોટી, ઉમા અને મેનાનો સંવાદ.

" નાથ કૈસેં ગજકો બંધ છુડાયો "—એ રાહ.

ઉમા—ગાવત મેંતો શંકરકા ગુન દાડી,
તુંતો સુનરે મેનાઁ મેરી માડી. ગાવત. ( ટેક )
જાકે નામ અનેક હે જુગમે, નામસે દુખ જાય હારી.
દર્શનસેં દોષ કોશ મિટતહે, પૂજનસેં પુન્ય ભારી. ગાવત.
ત્રિકાલ પૂજન ધ્યાન કરત, પ્રાણી પાવત શિવકી યારી;
કહત ઉમા શિવ ગુણ ગાવાથી, હોત આનંદ અપારી. ગા.

## પદ બીજું.

મેનાં—ઉમા તુંને બાત એ કોને બતાઇ,
એતો શિવજી ન ફકીર ગોસાઇ, ઉમા તુંને. ( ટેક )
તીન લોક આરાધતે ઉનકું, સ્મશાનમે કયુંરે સગાઇ:
મુક્તિ પામે જો એ શિવસું પ્રાણી, તો કૈસે ભુત ભમાઇ. ઉ.
નંદી નાગ જો સેવતા નિશ દિન, કયું નહિ ઉનકું સગાઇ;
કહત મેના જુઠી કયુંરે લગાવત, એ શિવજીકી બડાઇ. ઉ.

## પદ ત્રીજું.

ઉમા—લાગ્યો મેરો ચિત્ત શંભુજીકે ચરણે,
મેંતો જાઉં ન દુસરેકે શરણે. લાગ્યો. ( ટેક )
નિશ દિન ગુન ગાવા ઓર સુનવા, શિવજીકા મેરે કરણે;
દુસરેકી બાત લાગત આગ જેસી, જીવકું દુઃખમે જલણે. લા.
દીલ લગા મેરે શંભુસે માતા, શંભુકું હમતો પરણે;
કહત ઉમા કુરબાન કિયા દેહ, શિવશંકર કે શરણે લાગ્યો મે૦

## પદ ચોથું.

મેના—ઉમા એવી બુદ્ધિ તે કોણે બતાવી;
કોણે ભોળવી એમ ભમાવી ઉમા. ( ટેક )
વિષ્ણુ બ્રહ્માદિક દેવ તજી દઇ, કાશીમાં ધુણી ધખાવી.

ભૂતપ્રેત ડાકણુના સંગ શિવ, અવધુતની પ્રીત ભાવી. ઉમા.
ખાવું પીવું નહિ ફાવે ત્યાં ભમવું, આપે અલેક જગાવી;
કહે મેના સુણુ પાર્વતી પુત્રી, શિવ જોગીની નાર બાવી ઉમા.

## પદ પાંચમું.

ઉમા—હવે શીદ શોક કરો મોરી માઇ,
મેંતો સ્વયંવર શિવ વર પાઇ, હવે. ( ટેક )
કૃષ્ણ, બ્રહ્મ, નારદ, સનકાદિક, સબ ચિત્ત શિવકું ચડાઇ;
દેવ દનુજ સબ શિવ વર સેવત, નહિ કોઇ કુલસેં બડાઇ. હ.
કોટિ ઉપાય કરો હવે તોપણ, નહિ હોય શિવસેં જુદાઇ;
કહત ઉમા સહુ શિવને આરાધો, કરશે એ શિવ સહાઇ. હ.
પારવતીકો પ્રેમ અનુપ અરૂ, શિવજીકી સુંદરતાઇ;
પેખી પેખી મેનાં આનંદ ઉપજ્યો, દયા કે દિલ ન સવાઇ. હ.

## આરતિ.

જયદેવ જયદેવ જય જગદુદ્ધારા જય જગદુદ્ધારા,
અવિનાશી અવિકારા (૨) શિવ અપરંમ પારા. જયદેવ૦
નમી દંડવત્ નાથ નિત્ય તમને ભજિયે; (૨)
મંગલકારી તમારૂં (૨) નામ મુખે જપિયે. જયદેવ૦
સચ્ચિદ્ ઘન સર્વેશ સંરક્ષણ કરશો; (૨)
પ્રેમલ ભક્તિ તમારી (૨) મુજ હૃદયે ભરશો. જયદેવ૦
ત્રાતા ત્રિભુવન નાથ સદ્ગુણના દાતા; (૨)
દયા કરો દિન જનપર (૨) દિવ્ય પિતા માતા. જયદેવ૦
સ્રષ્ટા સત્ય સમર્થ મંગલ મતિ દેશો; (૨)
સ્તુતિવંદન પ્રાર્થન વિધિ (૨) શિવ માની લેશો. જયદેવ૦
અકળ કળા ન કળાય કરૂણામય તારી (૨)
ક્ષમા કરી મુજ દિનને (૨) મતિ આપો સારી. જયદેવ૦

પ્રેમ થકી પરમેશ માફ કરો પાપો (૨)
વિશ્વ વિષે વિશ્વેશ્વર (૨) સુખ શાન્તિ આપો. જયદેવ૦
વિનતિ મનુષ મહારાજ કરીયે નીત્ય તમને (૨)
ધટિત મનોર્થ હશે જે (૨) શિવ આપો અમને. જયદેવ૦

**પદ.**

શંકર ભજ લે વારંવાર, શંભુ ભજ લે વારંવાર. (ટેક)
શિવજી ઉતારે ભવપાર, એવા મુકિતના દાતાર;
શિવ શંકરનું પુજન કરતાં, થાય સદા સુખકાર. શંકર૦
અંગે તો શુભ ભસ્મ સુહાએ, જટા મુકુટમાં ગંગ;
માળા તો રૂડકી સોહીએ, ઉમયાજી અરધંગ. શંકર૦
આંધા જન તો આંખો પામે, પતિયાંનાં પત જાય;
ગંગાજીમાં સ્નાન કર્યાથી, સુખિયાં સદા થવાય. શંકર૦
શિવજીની જે સેવા કરે તે, ભક્ત સુખી બહુ થાય;
ધ્યાન ધરે જે એકજ ચિત્તે, કૈલાસે તે જાય. શંકર૦
શિવ ભકિતને ત્રિપુંડ્ર ભાલે, શકિત ભકતને આડ;
નામ જૂજવાં પણ સૌ એકજ, કૃત અદ્દભુત અગાધ. શંકર૦
મહિ માતામાં સ્નાન કરીને, જળના લોટા ભરિયે;
પાર્વતિ પતિની પૂજા કરીને, પ્રદક્ષિણા તો ફરિયે. શંકર૦
જમણા કરમાં ઝાંઝ બિરાજે, ડાબા કરમાં ડમરૂ;
ત્રિશૂળનું આભૂષણ સોહે, શિવ સ્વરૂપ છે જબરૂ. શંકર૦

**પદ.**

શ્રી મ્હાદેવ સદાશિવ શંકર, ભજ મનં વારંવાર;
ઉમિયાકાંત સદાશિવ શંકર, ભજ મન વારંવાર. (ટેક)
સુપતિ દેવ વિરંચી વિષ્ણુ, ઋષિગણ મુનિવર વંદ;
સિદ્ધ સુરાસર સેવિત શંકર, ભજ મન વારંવારં. શ્રી મ્હાદેવ૦

ધન દારા સુત મંદિર મિથ્યા, કર કાં મારૂં મારૂં;
સદાય શિવ જગ રક્ષક પોષક, ભજ મન વારંવારં શ્રી મ્હાદેવ૦
અસુરનિકંદન ભવદુઃખ ભંજન, સેવક જન પ્રતિપાળં;
આવાગમન નિવારણુ શંકર, ભજ મન વારંવારં. શ્રી મ્હાદેવ૦
હર હર હર હર દુષ્ટનિવારણુ, શિવપદ પરમ નિધાનં;
શિવ શિવ શિવ શિવ શંકર શંકર, ભજ મન વારંવારં. શ્રી મ્હાદેવ૦
સાંબગાન બ્રહ્માઋષિ ગાએ, નારદ વિણા વાદં;
એ પરબ્રહ્મ સદાશિવ શંકર, ભજ મન વારંવારં. શ્રી મ્હાદેવ૦

## લાવણી.

" જય નિરંજન જય નિરાકાર, જય ગુણાકાર પારંપાર " એ રાહ.

જય વિશ્વરૂપ, શોભા અનુપ, બ્રહ્માંડ ભૂપ, તુંતો ભારી;
તું માત તાત, ભગતિ ભ્રાત, દિન રાત વાત જાણે મારી. (ટેક)
ગુણ ગ્રામ ધામ, અતિ શુદ્ધ નામ, અભિરામ સ્યામ સંકટ હારી;
તું ભક્તપાળ, જંજાળટાળ, ઓ દિનદયાળ, જયજયકારી. જય૦
તું વારવાર ભવતાપહાર, કિરતાર તારિ, રચના ન્યારી;
તું નિર્વિકાર, ને નિરાકાર, શું ગાઉં તારે, હું બલિહારી.
હું નિરાધાર, કરૂં છું પુકાર, તું ચિત ઉતાર, અરજી મારી;
હે તત્વજ્ઞાન, ગુણના નિધાન, થઉં નીતિવાન, ને સુખકારી. જય૦
જે વેદ વ્યાસ, કવિ કાળીદાસ, તે તુજ પ્રસાદને આભારી;
થઇ વિશ્વ માન્ય, પામ્યા મહાન, યશ સકળ ઠામ મૂક્યો ઠારી.
હું શરણ ચરણ, તારે સદાય, છે વિશ્વરાય, તારી યારી;
હું લાગું પાય, છઉં નિર ઉપાય, કર વિશ્વ સાહ્ય કિંકર ધારી. જય૦

## આરતિ.

જય વિશ્વંભર જય વિશ્વંભર, જય સૃષ્ટિ કર્તા જય સૃષ્ટિ કર્તા.
સંકટ ભય દુખ હર્તા ( ૨ ) વિશ્વ તણા ભર્તા. જય વિશ્વંભર૦

જય જગવંદ્ય દયાળ જય કરૂણા મૂર્તિ ( ૨ )
મંગલ મહિમા ગાવા ( ૨ ) વાણિ નથી પુરતી. જય વિશ્વંભર૦
જય ચૈતન્ય સ્વરૂપ ગુણ ગણના ગણતાં ( ૨ )
ઋષિ મુનિ સર્વ વિરામ્યા ( ૨ ) લક્ષ્ય સ્થળ જાતાં. જય વિશ્વંભર૦
અખંડ તું અદ્વૈત, શિવ શિવ સુખ ધામા ( ૨ )
વિશ્વેશ્વર વ્યાપક શિવ ( ૨ ) ચિદ્દ ઘન પરમાત્મા. જય વિશ્વંભર૦
અંતર્યામિ અજાત અનુપમ અવિકારી ( ૨ )
માનસિ મંગળ અર્ચા ( ૨ ) શિવને પ્રિયકારી. જય વિશ્વંભર૦
મળીને ભકત સમસ્ત આરાધન કરિયે (૨)
મુક્તિ વેદ ગળવા શિવ (૨) આશ સદા ધરિયે. જય વિશ્વંભર૦
દિનજન દોષ દયાળ નવ લક્ષે લેશો (૨)
દુર્મતિ ટાળિ દયાનિધિ (૨) શુભ સન્મતિ દેશો. જય વિશ્વંભર૦
કરિયે સર્વ પ્રણામ પ્રેમ થકી તમને (૨)
પૂર્ણ કૃપા થકિ કરશો (૨) શિવ પાવન અમને. જય વિશ્વંભર૦

### ત્રોટક.

જયચંદ્ર શિખંડ અખંડ જયં, જયચંદ્ર મહા ભુજદંડ જયં;
જય ભૂષણહાર ભુજંગ જયં, જય ગંગ તરંગિત અંગ જયં.
જય તાર જયં કરતાર જયં, જય ભૂ સુરકે ભરતાર જયં;
જય માન વિમોચન માર જયં, જય ત્ર્યંબક શ્રી ત્રિપુરારિ જયં.
જય દીન દયાનિધિ દાંત જયં, જય શંકર શંભુ પ્રશાંત જયં;
જય અંતક અંતક ઇશ જયં, જય જોગિપતી જગદીશ જયં.

### પદ રાગ પ્રભાતી.

સુખ સાગર શિવરાજ સદાએ, સુખસાગર શિવરાજ;
વનેશ્વર વિશ્વમાં વીલસ્યા, જેમ ફુલનમેં બાસ. સુખ૦
મગડે વાસ પુરેરે વનેશ્વર, જેમ સાગર ગંગાપાસ;

નરનારી મીલ દર્શન આવે, પુરો સબનકી આસ. સુખ૦
ઓરકું તો રિદ્ધ સિદ્ધ બક્ષિસ દેવે, ખાનપાન મીઠાસ;
આપકું તો આક ધંતુરે, ભાંગ અંગ ભભુતિ ઉજાસ. સુખ૦
શિવ હરિમે ભેદ નહીંરે, વેદવાણી ઉચરે સાચ;
દાસ વિશ્વનો સદાશિવ ચરણે, ટાળો મોહનો પાસ. સુખ૦

પદ.

હે ભોળાનાથ વિના દુઃખ કોણુ હરે, શેષ ચંદ્ર માકી જોત ઝળે. ટેક.
હાથ ચક્ર ત્રિશુળ બિરાજે, રૂદ્ર માળ અંગે ભસ્મ ચડે. હે ભોળા.
કર ડમરૂ કિરતાલ બજાવે, નાચે સદાશિવ હરહર રે. હે ભોળા.
ઇંદ્રાદિક સનકાદિક મોહે, પારવતી મુખ મોરે વસે. હે ભોળા.
જો કોઈ ધ્યાન ધરે શંકર કો, જો માગે સો તુરત ફળે. હે ભોળા.
ઘોડે બેલ સ્વારી સોહે, વિશ્વનો દાસ વાકે ચરણ પડે. હે ભોળા.

મંદ્રાક્રાંત છંદ.

શોભો છો સ્વચ્છ છત્રે રજત ગીરી સમા દીવ્ય તે દેહવાળા,
છંદો સંગીત શાસ્ત્રે મગન મન કરી રાજ્ય દીસો રૂપાળા,
પુર્ણાનંદ સ્વરૂપી વીવીધ વરતનું લીલયા ધારનારા.
ઢંકાયેલા સ્વગુણુથી અભયવર પ્રદા ચર્ણ ઇચ્છું તમારા.

લાવણી.

જય ગીરજાવર હર શિવજી તે ચોરાશી શિવ જયતો
ચોરાશી શિવજય તે ચોરાશી.

મન ભવ દવન વિઘન લવ વાસી શિવકાશી. હરહરહર મહાદેવ૦
બળબળ પ્રબળ વિભંજન જળજળ મુખ કમળં શિવજળ જળ મુખ.
કમળં, અવાચળ અટલ જટામાં ખળખળ જળ વીમલં. હર મહા૦
દ્વિજ ગજ અજ વાહન શિવ આનંદ સુરદ વૃંદે શિવ આનંદ સુરદ.
વૃંદે, તજતજ અજનીજ ભોમી ન ભજ ભજ શીરચંદે હર મહા૦

મદનાં તક ત્રિપુરાંતક આતંક આતંક તે શિવ આતંક આતંક,
તે મુખ આતંક ગજ આતંક પ્રાયશ્ચીત ભંજય તે. હરહર મહા૦
દુ:ખહર પરહર ભવહર ભયહર આનંદે શિવભવ હર આનંદે,
શશિધર ફણીધર જળધર ગીરજાપતિ નંદે. હરહર મહા૦
વિશધર શશિધર ગીરિવર આરમણાં શિવ ગીરિવર આરમણાં,
સુખદ સુભદ્ર સુરનાયક દાયક બહુ રમણાં. હરહરહર મહા૦
પતિત નથી મુજ સરખો તમસમ નહી પાવન શિવ તમસમ નહીં,
પાવન, અધમ ઉધારણ શંકર પતિત પાવન શંકર મેરા મનભાવન હ૦
માહેશ્વર પન્નગધર રણછોડના સ્વામિ શિવ રણછોડના સ્વામિ,
તારસો નીશ્ચે જાણું શંકર બહુ નાગી. હરહરહર મહાદેવ૦

## આરતિ.

જયશાંબ જયશાંબ જય, મંગળકારી જય મંગળકારી;
ભકિત શિવજી તમારી (૨), કરૂં નિશદિન સેવા. જયશાંબ૦
શિવનો પાર અપાર, ઋષિમુનિ નવ પામ્યા (૨);
સ્તુતિ ગુણગાઈ તમારી (૨), મન થકી વિશ્રામ્યા. જયશાંબ૦
સર્વ સ્થળે શિવવાસ, સત્ય કરી જાણું (૨);
એ અતિ ઉત્તમ વિધિનું (૨), આવાહન માનું. જયશાંબ૦
પ્રેમપાત્ર પરિપૂર્ણ, ભરૂં શ્રદ્ધા જળથી (૨);
પાદ્ય અર્ધ્ય અર્ચન વિધિ (૨), કરૂં નિર્મળ મનથી. જયશાંબ૦
પરમેશ્વર પ્રણિધાન, ધરિ નિત્યે મનમાં (૨);
ગંધ પુષ્પ ભકિતનાં (૨), અર્પું શિવપદમાં. જયશાંબ૦
મંગળમય મહાદેવ, મંગળ પદ આપો (૨);
કૃપા કરી મુજ શીર્ષે (૨), હસ્ત વરદ સ્થાપો. જયશાંબ૦
સદાશિવનું ધ્યાન, હૃદય વિષે ધારૂં (૨);
અતિ ઉપકાર તમારા (૨), કદિ નવ વીસારૂં. જયશાંબ૦

દર્શન દ્યો સદાશિવ, દિનવત્સલ દાતા (૨);
વિનય થકી વિનવું છું (૨), વિશ્વપિતા માતા. જયશાંભ૦

**પદ પ્રભાત.**

વિશ્વનાથ ચરણ કમળ, ધ્યાવો મનલાઈ;
જન્મ મરન છૂટિ જાય, સતગતિ લ્હે જાઈ. વિશ્વનાથ૦ ( ટેક )
જનકે પુરકો પ્રભાવ, રહ્યો જગત છાઈ;
તીરથ–સુર–સિદ્ધસબૈ, બાસ કરત આઈ. વિશ્વનાથ૦
દેશ દેશકે નરેશ, આવત સબ ધાઈ;
કાશીમેં મૃત્યુ ચહત, માંગત હરખાઈ. વિશ્વનાથ૦
બિધિ હરિહર પુરતે, મહિમા અધિકાઈ;
કાશી કૈવલ્ય દેત, નિગમાગમ ગાઈ. વિશ્વનાથ૦
શિવપદ અનુરાગ, ભાગ બડે ભાઈ;
ભિગરી જન્મ જન્મકી, દેત શિવ બનાઈ. વિશ્વનાથ૦
ચારી બરન બીચ મરૈ, દેખિ સુર સિહાંઈ;
શંકર તેહિ ગ્નાન દેત, મંત્રકો સુનાઈ. વિશ્વનાથ૦
અપ્સરા અનેક કરૈં, તાન તાન ગાઈ;
દિવ્ય દેહ પાય ચલે, દુંદુભી બજાઈ. વિશ્વનાથ૦
જો ગતિ જપ તપ ઔ દાન, કિયે નાં દેખાઈ;
સોઇ મુક્તિ બાંટત શિવ, નિશદિન હરખાઈ. વિશ્વનાથ૦
છાડો ખટક મટક, આનંદ બન જાઇ;
વિશ્વકો સહાય તાહિ, શંકર મિલિ જાઈ. વિશ્વનાથ૦

**પદ—ખમાયચી જિલ્લો. ત્રિતાલ પંજાબી.**

**સ્તવન શંભુ તારૂં કરૂંરે, શિવ અલ્પમતિ અતિદીન. સ્તવન શંભુ૦**
**પ્રભુ તારી પ્રભુતાઇ, ત્રિભુવનમાં ગવાઇ;**

સદા રહું છું તને આધીન. રતવન શંભુ તારૂં કરૂંરે૦

## પદ—સોરઠ જિલ્લો ત્રિતાલ.

શિવ તારે ચરણે હું નિત્ય નમુંરે;
ઉમાનાથ જગતાત શિવ, તારે ચરણે હું નિત્ય નમુંરે. શિવ તારે૦
સત્ય સબળ સર્વાંતર્યામિ, નિત્ય નિરંતર શિવ નિષ્કામી;
કરૂણામય મંગળ મૂર્તિ સદા, તારૂં સ્મરણ હૃદય ધરૂંરે. શિવ તારે૦

## ઇંદ્રવજ્રા.

મહેશ્વરાહે પરમેશ્વરાહે, ભવેશ્વરાહે મહદીશ્વરાહે;
દયા કૃપાકારક ઇશ્વરાહે, નમું નમું હું અખિલેશ્વરાહે.
જગત્ પિતારે સુણજો વિલાપો, સહાય થૈ સંકટ સર્વ કાપો;
ક્ષમા ક્ષમા નાથ ક્ષમાજ પાપો, કૃપા કૃપા શિવ કૃપાજ આપો.

## પદ.

તત્વ સદાશિવ પુરૂષ સદાશિવ, સાંબ સદાશિવને ભજરે;
વિશ્વરૂપ હર એ વિશ્વંભર, એ વિશ્વેશ્વરને ભજરે. તત્વ૦
ભજવાને શિવ પાત્ર થજે શિવ, અંતર મળ પરહરજેરે;
ગર્વ હણી જનનું શુભ ચિંતી, સત્ય વેપાર તું કરજેરે. તત્વ૦
કર્મ કર્મફળ સ્થિતિ ભાગ્યને, વિચાર અક્ષર ક્ષરજેરે;
નિયમ ન્યાયપર પ્રભુ પ્રસાદી, ભાવ તું ઉરમાં ધરજેરે. તત્વ૦
નિરિચ્છ રહે શમ દમને સાધી; વિશ્વાસે રહી ઠરજેરે;
ટળી ન ઇચ્છા વધી ઘણી તો, જાય પ્રભુને ગરજેરે. તત્વ૦

## પદ બીજું.

દુસરો કોણુ સુખદાઇ શંભુ બિના, દુસરો કોણુ સુખદાઇરે. ( ટેક
રામચંદ્ર જબ બનમેં આએ, રાવણ સીતા ચોરાઇરે;
ગંગાધરકો તપ તબ કીનો, પંચવટીમેં આઇરે. દુસરો૦
રઘુવરકેરા તપકું દેખી, શંકર કીની સહાઇરે;

ધનુષ્યબાણુ એક રામકુ દીનો, રાવણુ શીશ કટાઇરે. દુસરો૦
દેવ દાનવ સબ મિલકર કીની, સમુદ્રકી મથાઇરે;
મથન કીઓ જબ ઝેરજ નિકલો, તબ હર દિયો પુકારીરે. દુસરો૦
દેવ દાનવ સબ ઝેર તે દેખી, શિવકે મન કછુ આઇરે;
દો કરમેં સબ બિષકું લે કર, પાન કિયો ત્યાં જાઇરે. દુસરો૦
ઇંદ્રકીલક પરવતકે ઉપર, અર્જુન તપ કિયો ભારીરે;
શિવને તબ એક સસ્ત્રહિ દીનો, કૈરવ કાલ કરાઇરે. દુસરો૦
ત્રિપુરાસુર એક દાનવ પ્રગટયો, દેવનકો દુખદાઇરે;
સબી દેવનકું બાંધ ગગા કર, ઘરમેં નાંખ તલાઇરે. દુસરો૦
દેવનકો જબ દુ:ખકું દેખી, શંકર આએ ધાઇરે;
એક બાણુસેં અસુરકું મારે, દુખસેં દેવ છોડાઇરે.. દુસરો૦
જબ જબ દુ:ખ પડા દેવનકું, તબ તબ કીની સહાઇરે;
દુસરો કોન દયાકો સાગર, કયા કહું વાકી બડાઇરે. દુસરો૦
મેં આપણો કછુ નહિ જાણ્યો, ગર્ભવાસ દુ:ખ પાઇરે;
કરજોડીને કહત દયાનિધિ, કરિયો મોરી સહાઇરે. દુસરો૦

## પદ—ખમાયચીય જિલ્લો દાદરો.

મન કર્મ વાણી થકી શિવને વંદુરે, પરમાત્મા પર બ્રહ્મ પરાત્પર;
પ્રણમું પ્રીતે પ્રણતજન બંધુરે, મન કર્મ વાણી થકી શિવને વંદુરે.
વિશ્વોદ્ધારક શિવ સુખકારક, શિવ તુજ ભક્તિમાં સદાહું આનંદુરે. મ.
શરણ તને હું દીન જન બાળક, તમે પાલક સમસ્ત જીવજંતુરે. મ.
પૂર્ણ કરો પ્રભુ યોગ્ય મનોરથ, દીન દયાળ છો કૃપાલ દયાસિંધુરે. મ.

## છપ્પય.

પંદર નેત્ર પ્રમાણુ, પંચ આનન છે પૂરણુ;
વાહન વૃષભ વિશાળ, ચિત્ત ચિંતા કર ચૂરણુ.
ઉમયાજી અર્ધાંગ, જગત પાવન જશ જેનો;

થાકયા બ્રહ્માદિક, પાર નવ પામ્યા તેનો.
છે આભૂષણ ઉપવિત અહી, શુક સનકાદિક સેવ છે;
કવિ સામળ કહે સેવો સદા, મોટા શ્રી મહાદેવ છે.
શિવતો અપરમપાર, શિવ જાણીતો જોગી;
શિવ સૃષ્ટિ આધાર, બ્રહ્મ વિદ્યાનો ભોગી.
શિવ તો ત્રિગુણી તત્વ, શિવને શોધે મુકિત;
વંદે શિવને વિષ્ણુ, પામવા ભરપુર ભુક્તિ.
માયા બંધનમાં માનવી, શિવ મહિમા તે શું લહે;
જે વેદ ભેદ જાણે નહી, નિગમ નેતિ નેતિ કહે.
જે પૂજે મહાદેવ, તેજ ઇંદ્રાસન પામે;
જે પૂજે મહાદેવ, વેદના સઘળી વામે.
જે પૂજે મહાદેવ, ભોગવે ભરપૂર ભુક્તિ;
જે પૂજે મહાદેવ, મહા સુખ પામે મુકત.
ફરી જન્મ મરણ તેને નહિ, કોટિવાર શું કહું કથી;
કવિ સામળ કહે શિવ સારખો, દાતા દેવ દુજો નથી.
ધન્ય ધન્ય મહારાજ, લાજ રાખો શિવ મારી;
આપો સુખ વિલાસ, આશ રાખે જે તારી.
અષ્ટ સિદ્ધિ નવ નીધિ, રહે પરસિદ્ધજ પાસે;
જીવત પામે મુકિત, મુકત-પદ શિવ કૈલાસે.
મહારૂદ્ર ઇશ તવ તુલ્ય તો, દેખું નહિ કો દેવતા;
રાજાધિરાજ મહારાજ છો, કરો મૂતકને જીવતા.

**પદ-ધન્યા [illegible].**

" રામ ભજનકું દિયા, કગળ સુખ [illegible] ભજનકું " એ રાહ.

સાંબ સાંબલ ભજી, જીવ તું [illegible] ભજી. ( ટેક. )
જગ જુઠો જૂઠી જંજાળો. [illegible] જીવ તું૦

જન્મ સફળ કરવાને સત્વર, અલ્પ સમય છે હજી. જીવ તું૦
શ્રવણ મનનને નિદિધ્યાસથી, સહજ સમાધિ સજી જીવ તું૦
કાળ તણા પણ કાળ કૃપાળુ, નમન કરે વિશ્વજી. જીવ તું૦

## પાર્વતીજીની આરતી.

જય પાર્વતી માતા, જય પાર્વતી માતા;
બ્રહ્મ સનાતન દેવી, શુભ ફલકી દાતા. જય૦ ( ટેક. )
અસિકુલ પદ્મ નિવાસી, નિજ સેવક ત્રાતા; નિજ.
જગજીવન જગદંબા, હરિ હર ગુણ ગાતા. જય૦
સિંહન વાહન સાજે, કુંડળ રહ સાથા; કુંડળ.
દેવ વધુ જહ ગાવત, નિરત કરત તતથા. જય૦
રૂપ શીલ અતિ સુંદર, નામ સતી કહાતા; નામ.
હેમાચળ ઘર જનમી, સખિયન સંગ રાતા. જય૦
શુંભ–નિશુંભ બિડારે, હેમાચલ સ્થાતા; હેમા.
સહસ્ર ભુજા તનુ ધરકે, ચક્ર લિયા હાથા. જય૦
સૃષ્ટિરૂપ તુંહિ જનની, શિવ સંગ રંગ રાતા; શિવ.
નંદિ ભૃંગિ બિનવહી, પરયા મદ માતા. જય૦
દે વર અરજ કરત હમ, મન ચિતકું લાતા; મન.
ગાવત દે દે તાલી, મનમેં રંગ છાતા. જય૦
શ્રી આરતી માયાકી, જો કોઇ નર ગાતા; જો કોઇ.
સ્વર્ગ સુખી નિત રહતા, સુખ સંપતિ પાતા. જય૦

## ગંગાજીની સ્તુતિ હોરી તાલ દીપચંદી

ગંગે તરંગ તિહારી, દેખિ ભય ભાજત ભારી. ( ટેક. )
નિશદિન શિવકે શીશ વિરાજત, સુધા સરિસ બર બારી;
શીતલ અંગ કિયે સબ શિવકે, જહર લહર નિરવારી.
સદા ગૌરીશ પિયારી, ગંગે તરંગ તિહારી૦

તેરી ધાર ધુમ સુનિ જનની, ભાજે પાપ પુકારી;
પતિત પ્રમત્ત પવિત્ર કિયે તુમ, દિય સગર સુત તારી.
ગાત દ્વિજ દોષ નિવારી, ગંગે તરંગ તિહારી૦
તેરે તીર આય ખગપતિને, ખ્યાલ ભખ્યો બિપ ધારી;
તાકો રૂપ ચતુર્ભુજ વ્હૈકે, ઉનહિપે કરી સવારી.
ભયો બૈકુંઠ બિહારી, ગંગે તરંગ તિહારી૦
દેવી સહાય દાસ અપનેકો, ભવસાગરસેં ઉગારી;
આનંદ બન બિથિનમેં ડોલોં, યહ બર દેહુ બિચારી.
મિલૈ મોકોં ત્રિપુરારી. ગંગે તરંગ તિહારી૦

## ધ્રુપદ તાલ લક્ષ્મી.

ગંગે તુઝેં નીર કરી પાવન શરીર અતિ દુસ્તર ભવનિધિ તારિણી. (ટેક.)
પાશુનિ તવ કણિકા ઉદ્ધરિલી ગણિકા ઐસી તું કલિમલ હારિણી. ગંગે૦

## સવૈયા.

ધ્યાન ધરૈ ગિરિજા પતિકો, સુમિરે ઉનકે સુખ હોત ઘનેરે;
દીનનકો દુખ દૂરી કરૈ, સુખ દેત સદાશિવ જો ચહિયેરે.
સોહત ગંગ જટા શિરપૈ નિત, પીવત ભંગ રેહે રંગ મેરે;
મુંડન માલકો હાર ગલે, શિવ રત્ન કહૈં છબિ કૌન લહેરે.
નહિ જાનત વેદ પુરાનકો નામ, ન જાનત જપ ઔ ધ્યાન કહાંકો;
નહિ જાનત સંગ સમાજકો સંગ, ન જાનત નેમ ઔ ધર્મ તગાકો.
નહિ જાનત ચાલ કુચાલ કહા, નહિ જાનત માંય ઔ મોહ બનાકો;
શિવ રત્ન કહૈ નહિ જાનું કછુ, એક જાનત હૈ શિવ શંભુ ઉમાકો.
અસ ધ્યાન ધરૈ સિય રામ સદા, અસ ધ્યાન ધરૈ નિત બ્રહ્મ ઉનીકો;
અસ ધ્યાન ધરૈ નિત સંગ સબૈ, અસ ધ્યાન ધરૈ સબ દેવ ઉનીકો.
અસ ધ્યાન ધરૈ નર નારિ સબૈ, ઉઠિ ભોરહિ જામ ઉનહિકો,
શિવ રત્ન કહૈ મન ચેત કરૌ, તુમ બેગિ ભજૌ શિવ શંભુ ધનાકો.

## કાશીની મહત્તા ભુજંગી છંદ.

કુડા કાળની જાકની જાળ કાપી, તરી પાર પામ્યા જહાં પૂર્ણ પાપી;
શિવા ગેરતી કીની વહેતી વિલાસી, મહા વિશ્વવંઘા વિલાસી શ્રી કાશી.
વડી શારદા દેવિ જ્યાંહી વિરાજે, કુણી પોયણી ગંગ તીરે નિવાજે;
તજી દેવ કૈલાસ થયા કાશી વાસી, મહા વિશ્વવંઘા વિલાસી શ્રી કાશી.
જશું એ મણી કર્ણિકા ઘાટ ગાયે, ઉપાસી મહા ગંગ દેવી હુલાસે;
જશે જન્મ ફાંસી ખસે જીર્ણ ખાંસી, મહા વિશ્વવંઘા વિલાસી શ્રી કાશી.
જશું જાન્હવીનીના જળો ખૂબ પીવા, થશે દીલમાં જ્ઞાનના પૂર્ણ દીવા;
જશે પાપના પુંજ ધોવાઇ નાસી, મહા વિશ્વવંઘા વિલાસી શ્રી કાશી.
તજી મ્હારૂં તારૂં મુકી સર્વ માન, જહાં બ્રહ્મનિષ્ઠો કરે બ્રહ્મ ગાન;
અહોનીશ ઓંકારના નાદ થાયે, અહો દીન એવો મને સધ આવે.

### ભેરવી.

અબ મોહિં કાશી બાસ બતાયો. ( ટેક. )
મમતા મોહ ફાંસસે મોંકો, છિનમેં આપ છુટાયો;
આત્મા બીરેશ્વર સમિપ પ્રભુ, સુર ગુરૂ પાસ બસાયો. અબ૦
બૈઠત ઉઠત દરસ સુર સરિકે, મનવાંછિત ફલ પાયો;
મખમલ્ર માખનસે અતિ કોમલ, જાવક ભસ્ગ લગાયો. અબ૦
ઐસે ચરન ઉગા મહેશકે, લખિ આનંદ ઉર છાયો;
દેવી સહાય દાસ અપનેકો, જગ જાચનસે બચાયો. અબ૦

---

## શ્રીભૂતંનાથની આરતી સાતવારની

### મહિમ્રસ્તુતી ભાવ સવારની આરતિઓ.

### રવીવારની આરતિઓ.

જય જય જય ભૂતપતે, જય વિઘ્નેશ પિતા જયત્રિ૦

વાણી[1] વાલ્મિકિ ભારવિ[2] તમથી સહુ સપિતા[3].
જય જય જય ભૂતપતે. ૧
તમ મહિમાનો પાર, કંઈ પણ વણજાણે. કંઈ૦
સ્તુતિ બ્રહ્માદિ કરે પણ, નહી જયવી જાણ્યે' જય૦ ૨
શિવ ! એ વિધ વાણી પણ, તમમાં નવ ચાલે. તમ૦
તોપણ સ્તુતિ કરે સહુ, જ્યાં લગિ મતિ હાલે. જય૦ ૩
થાય નહીંજ અવજ્ઞા, કોઇ તણી એમાં. કોઇ૦
છઉં નિરપવાદ હું [4]પણ, સ્તુતિ કરૂં તેમાં. જય૦ ૪
તમ મહિમા ભણિ જાતાં, મનવાણી અટકે. મન૦
શ્રુતિ પણ નેતિ કહીને, ભણતી મન ખટકે. જય૦ ૫
કોણ થકીજ કથાઓ, ગુણ કયટલા કે'વા. ગુણ૦
આપ એવા છો' એવું, કોનું ગજૂં કે'વા. જય૦ ૬
પણ પ્રભુજી ! કો' કો'નાં, વિષય નવીન વિશે. વિષ૦
મન-વાણી નહિ પોંચે, છેજ સુગમ અતિશે. જય૦ ૭
આપતણી શિવ ! વાણી, મીઠી મધસરખી, મીઠી૦
બોલતા અમૃત ઝરે, શ્રોતા રે' હરખી જય૦ ૮
વાણ બૃહસ્પતિની પણ, જે કા'વે સારી, જે૦
તે પણ તમ આગળ પ્રભુ ! શું વિસ્મય કારી. જય૦ ૯
રવીવારે આ અષ્ટક, શિવપાસે ગાશે. શિવ૦
આ લોકેં સુખ પામી, શિવ પાસે જાશે. જય૦ ૧૦

## સોમવારની આરતી.

જય જય જય ભૂતપતે !, જય વામે ગિરિજા. જય૦
સામકળા [5]શિરધારી, આપો મોદ મજા. જય૦ ૧
તમ ગુણ ગાવાથી પ્રભુ !, પુણ્ય થશેજ અતિ. પુણ્ય૦

---

૧ સરસ્વતી. [illegible] નામના કવિ. (કિરાતકાવ્ય કર્ત્તા) ૩ (વિદ્યા રૂપી) સમૃદ્ધ [illegible]મા. ૪ પુષ્પદંતાચાર્ય. ૫ ચંદ્રકળા.

તેણે[1] મુજ વાણી કરૂં, પાવન એમ મતિ જય૦ ૨
શિવ ! ઐશ્વર્ય તમારૂં, વેદત્રયી[2] રૂપે વેદ૦
ત્રિગુણ[3]તણી ત્રણ [4]કાયા. મધ્ય રહ્યું ઓપે. જય૦ ૩
એવિધ એ ત્રણવિધ થઇ, જગદુત્પત્તિ કરે. જગ૦
વળિ પાળેછે પણ એ, અંતે એજ હરે. જય૦ ૪
એ તમ ઐશ્વર્ય તણી, સત્તા પરહરવા. સત્તા૦
કૈક બકે જડમતિ પણ, કોણ કરે પરવા. જય૦ ૫
તમમાં આસ્થાવણને, છે એ [5]મનગમતું. છે૦
પણ વાસ્તવિક સત્વને, છે અતિ અણગમતું. જય૦ ૬
આપ જગત સરજાવો, તેમાં પણ કપટલા તેમાં૦
કુમતિ કરેચ કુતર્કો, વણુ સમજે જયટલા. જય૦ ૭
કુમતિ કહે ઇશ જગત, શું ઇચ્છાથી કરે. શું૦
કેવી કાય ધરે ત્યાં[6], ઉપાય શ્યોજ ધરે, જય૦ ૮
જગત રચે શેમાંથી. ઠામ કયે રહિને. ઠામ૦
જડ[7] જગતને ભૂલવે, ઇત્યાદિક કહિને. જય૦ ૯
સોમ દિને આ અષ્ટક, શિવ પાસે ગાશે. શિવ૦
ભૂતેશ ભજન યોગે, રોગ રહિત થાશે. જય૦ ૧૦

## મંગળવારની આરતી.

જય જય જય મંગળમય,! જય ભવભયહારી. જય૦
મંગળ નામ સદાશિવ, હો મંગળકારી. જય જય ભૂતપતે ૧.
લોક બધા સ્પષ્ટપણે, અવયવ સહ ભાળ્યા. અવ૦
હોય શું જન્મ વિનાના, જે અવયવવાળા ? જય૦ ૨.

---

૧ તે પુણ્યે. ૨ ઋક્ યજુષ્ અને સામ એ ત્રણ વેદ. ૩ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ. ૪ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણ્ય કાયા. ૫ જડપુરૂષોનું બકવું. ૬. જગત ઉત્પન્ન કરવામાં. ૭ જડ પુરૂષો (કર્ત્તા)

જગત નિમાયક કેરો, ખપ પડવા ન દઈ. ખપ પડ૦
જગ રચના શું થાયે, આપે[1] આપ રહી. જય૦ ૩.
જો અસમર્થ પુરૂષ કો, સૃષ્ટી સ્રજે જ્યારે. સૃષ્ટી૦
શીશીં ગ્રહે સામગ્રી, તે[2] સ્રજવા ત્યારે. જય૦ ૪.
એમ છતાં આપ વિશે, જે સંશય[3] રાખે. જે સંશ૦
ખરેખરા તે મૂરખ, ભાંખ્યા ભવ ચાખે. જય૦ ૫.
વેદ, સાંખ્ય, યોગ વળી, મત પાશુપતનો. મત૦
ભેદ ભુવનમાં ઝાઝા, વળિ વૈષ્ણવ મતનો. જય૦ ૬.
માન્યું મન આ[4] સારો, આમાં કંઈ ન મણા. આમાં૦
ભિન્ન ભિન્ન રૂચિથીં થયા, પંથો એમ ઘણા. જય૦ ૭.
પંથ પરસ્પર મર સહુ, જુદા[5] જુવા દીશે. જુવા૦
તોપણ અંતે એ સહુ, મળતા આપ[6] વિશે. જય૦ ૮.
જેમાં પાંશરે વાંકે, પંથ જતાં પાણી. પંથ જતાં૦
આખર સાગરમાં સહુ, જાય મળી માંણી. જય૦ ૯.
મંગળવારે જન જે, અષ્ટક આ ગાશે. અષ્ટક આ૦
તે ન અમંગળ દેખે, નિત મંગળ થાશે. જય૦ ૧૦.

## બુધવારની આરતી.

જય જય જય વિબુધેશ્વર[7], વંદિત-પદ-કમળા ! વંદિ૦
સેવક-જન-બુધ[8]-કારક, સ્મારક પતિકમળા.[9] જય૦ ૧.
સમૃદ્ધિમાં[10] ધીમાન, નૃપ તમપર ધરડો. નૃપ૦
ઇશ ! ઇશ ખાટતણી, પરશુ કર કરડો. જય૦ ૨.

---

૧ પોતાની મેળે જગત્ ઉત્પન્ન થાય છે?. ૨ જગત્ ૩ તમે જગત્ સ્રષ્ટા હશો કે નહીં એવો. ૪ મત અથવા પંથ. ૫ જુજવા બંધારના. ૬ હે શિવ તમારે વિશે. ૭ ઇંદ્ર. ૮ પંડિત. ૯ કમળાપાત વિષ્ણુ જેને સંભારનારા છે. ૧૦ તમારી સમૃદ્ધિ.

કછ ગજ[1] ગજચર્મ, વળી ભસિત સિત શરીરે. ભસિ૦
તેમ કૃપાળ કપાળજ, કર ધરિયું ધીરે. જય૦ ૩.
પણ અમરવર! અમર સહુ, નજર[2] કર્યા આપે. નજ૦
અનગળ સકળ સમૃદ્ધિ પામ્યા વણમાપે. જય૦ ૪.
પરંતુ જે મગન રહે, સ્વાત્મારામ થકે. સ્વાત્મા૦
તેને વિષય ઝાંઝવાં, જળ ન ભમાવી શકે. જય૦ ૫.
કોક જગત નિત્ય કહે, અન્ય અનિત્ય કહે. અન્ય૦
અપર વળી આ જગને, નિત્યાનિત્ય કહે. જય૦ ૬.
ભિન્નભિન્ન ભુવન તણા, ભાગી વિષય આંખે. ભાળી૦
જેને જેમ વસ્યું ત્યમ, ભિન્ન ભિન્ન ભાંખે. જય૦ ૭.
કર્યા હોય જયમ વિસ્મિત, એ સહુએજ ગને. એ૦
તેથી સ્તુતિ તમ કરતાં, થાય શરમ મુજને, જય૦ ૮.
પણ ત્રિપુરારી! ત્રિલોકે, અવલોકે લાગે. અવ૦
હોય ઓલકો તેથી, દૂર શરમ ભાગે. જય૦ ૯.
બુધવારે આ અષ્ટક, સ્પષ્ટપણે ગાશે. સ્પષ્ટ૦
શુદ્ધ બુદ્ધિ તે પામી, બુધમાં પંકાશે. જય૦ ૧૦.

## ગુરૂવારની આરતી.

જય જય જય જગત-ગુરૂ, સુરગુરૂ[3]-ગીત-ગુણા. સુર૦
ગુરૂ-ગુર્વિણી-પ્રપાળક, ગુરૂસમ કરચ નિપુણા જય૦ ૧
તમ ઐશ્વર્ય માપવા, પેઠા હેઠ[4] હાર. પેઠા૦
એમજ અજ[5] ગયા ઉપર[6], પૂર્ણ પ્રયત્ન કરી. જય૦ ૨
અગ્નિની લાટય જયવી, તમ તનુમાં ભટક્યા. તમ૦

---

૧ ચોવીશ તસુનો માપવાનો ગજ થાય છે તે. ૨ બક્ષીસ. ૩ બ્રહસ્પતિએ જેના ગુણ ગાયા છે એવા. ૪ પાતાળમાં. ૫ બ્રહ્મા. ૬ આકાશમાં.

પણ તમ ઇશ્વરતાનો, પાર ન પામી શકયા. જય૦ ૩
ગિરિશય ![1] અતિશય જયારે, યત્ન બધા ભાગ્યા. યત્ન૦
તવ ભક્તિશ્રદ્ધાથી, સ્તુતિ કરવા લાગ્યા જય જય૦ ૪
ત્યારે તે[2] તરત પ્રભુ ! , વિધિ[3]હરિ ભક્તિબળે. વિધિ૦
આપો આપ પ્રકાશ્યું, શું તમ સ્તુતિ ન ફળે. જય૦ ૫
રાવણ વણુયત્ને પણ, થયો ત્રિભુવન સ્વામી. થયો૦
નિષ્કંટ અમલ કર્યો, બારે ભુજ પામી. જય૦ ૬
શીર્ષકમળ પૂજા બહુ, તમ ચરણે કીધે. તમ૦
પામ્યો બધું તમ ભક્તિ,-પ્રતાપને લીધે. જય૦ ૭
જે પ્રભુ ! તમ સેવાથી, બળિયા ભુજ ગળિયા. બળિ૦
તે અજમાવ્યા તમઘર[4], ગિરિપર સળવળિયા. જય૦ ૮
સહજ તમે અંગોઠો, દાબ્યો રગત થકી. દાબ્યો૦
ન પતાળેય ટકી શકયો[5] ચડયો પડેજ નકી. જય૦ ૯
ગુરૂવારે આ અષ્ટક, ગુરૂભાવે ગાશે. ગુરૂ૦
ત્રિભુવન ગુરૂપ્રસાદે, સુરગુરૂ સમ થાશે. જય૦ ૧૦

## ભૃગુવારની આરતી.

જય ભૃગુપુર[6] સરિતેશ્વર, જય ગંગાધારી. જય ગં૦
જય યમુના જનકર નયન, જય પાવન કારી. જય૦ ૧
બાણાસુરેં સુરેંદ્રનિ[7] અનબળ સંપતને અન૦
હરખેં હેઠળ પાડી, કરિ વશ ત્રિજગતને. જય૦ ૨

---

૧ હે શિવ !. ૨ આપનું ઐશ્વર્ય. ૩ બ્રહ્મા. ૪ તમારા ઘરરૂપા કૈલાશ. ૫ તમે હેઠે પોતાનો અંગોઠો જરા દાબ્યો નદાબ્યો ત્યાં તે છે રાવણ એવો દબાણો કે પાતાળમાં પણ ટકી શકયો નહી. ૬ ભરૂચની નદી નર્મદા તેના ઇશ્વર=નર્મદેશ્વર. ૭ યમુનાં જનક સૂર્ય તે જેને નેત્ર છે.

તમ ચરણ–વાસિ માટે, તેં ન નવાઈ વદે તેં ન૦
તમને નમનાર કહ્યા, ન ચડે ઊંચ પદે. જય૦ ૩
સિંધુ મથનથી પ્રગટયલ, હાલાહલ[1] જોઈ. હાલા૦
સમય વણ પ્રલય માની, ભડકયા સહુ કોઇ. જય૦ ૪
નીલકંઠ ! એમ પીતાં, તમ સણગાર બન્યો. તમ૦
વિકાર પણ વખણાયે, જગ–ભય–ભંજકનો. જય૦ ૫
સ્મરનાં શર સૂરનર કે, અસુરાદિકથી તે[2]. અસુ૦
ફોકટ પાછાં ન ફરે, સઘળું જગ જીતે. જય૦ ૬
તે[3] તમને ઇતર અમર, સમ માની મનડે. સમ૦
જોતાં સ્મર ભસ્મ થયો, ન નડ્યો પતિ[4]ડકનડયે. જય૦ ૭
પગ[5] પડતાલે પૃથ્વી, પડું પડું માને. પડું૦
ભુજ ફરતાં નભ[6] ગ્રહગણ, ટકિ ન શકે સ્થાને. જય૦ ૮
જટા ઝપાટે સ્વર્ગે,[7] ગભરાય ઘડિઘડિ. ગભ૦
નાચો જગ–રક્ષાને[8], પણ વિભુતાપ કરડી. જય૦ ૯
શિવ પાશ શુક્રવારે, આ આરતિ ગાશે. આ આ૦
તેનું શરીર સુધરવા. શુક્ર[9] સરસ થાશે. જય૦ ૧૦

## શનિવારની આરતી.

જય જય જય મંદ[10]હસિત, સંપદ[11]મંદ–કરા. સંપ૦
સત્–ચિત્–આનંદ નરા[12], જગદાનંદ[13] ભરા. જય૦ ૧
પ્રવાહ પ્રભુ ! જે[14] જળનો, નભને વ્યાપિ રહ્યો. નભ૦

---

૧ ઇન્દ્રની. ૨ વિષ. ૩ વિષ. ૪ કામનાં બાણ. ૫ કામદેવ. ૬ જીતેંદ્રિયને. ૭ તમે નૃત્ય કરોછો ત્યારે તમારા. ૮ આકાશમાં. ૯ સ્વર્ગ પણ. ૧૦ રક્ષા માટે. ૧૧ મ્હોટાઇ ( ડોળ ) ૧૨ વીર્ય. ૧૩ મંદ હાસ્યવાળા. ( મંદ એટલે શનિ. ) ૧૪ આમંદ પદ નીકળે છે એટલે ઘણી.

તે તમ શિરમાં સૂક્ષમ, જળ છાંટોજ થયો. જય૦ ૨
તેણે[1] સિંધુ થઇ કર્યો, દ્વીપ[2] ફરિ ભુવનનો. દ્વીપ૦
પ્રભુ ! જાણિયેજ એથી, મહિમા તમ તનનો[3]. જય૦ ૩
પૃથ્વી રથ, વિધિ[4] સારથિ, હિમગિરિ ધનુષ ધરયું. હિ૦
શશિ રવિ બે રથ ચક્રો, ચક્રધર[5] શર કરયું. જય૦ ૪
ત્રિપુર—તૃણ બાળવામાં, આ શો ડોળ ? વિભુ !. આરો૦
સ્વવશ પદાર્થે રમતાં, નહિં પરતંત્ર પ્રભુ ! જય૦ ૫
હરિયે હજાર પંકજ, તમ ચરણે ધરતાં. તમ૦
નિજ નયન કમળ આપ્યું, એક કમળ ઘટતાં. જય૦ ૬
એ ભક્ત્યતિશય[6] ગિરિશય[7] !, ચક્રવપુ ધરિને. ચ૦
ત્રિભુવન[8] અવને જાગૃત, રહિ ફળિયો હરિને. જય૦ ૭
ક્રતુ[9] સૂતે પણ જાગો, આપ ફળદ નિશ્ચે. આપ૦
જડ કર્મ ફળે નહિ જો, ન્હોય પુરૂષ વચ્ચે. જય૦ ૮
ક્રતુફળ દાતેં તમને, શિવ જાગાન ગણી. શિવ૦
શ્રુતિમાં ધરિ શ્રદ્ધા સહુ, મંડયા કર્મ ભણી. જય૦ ૯
શનિવારે આ આરતિ જિવ પાશે ગાશે. શિવ૦
શિવ શનિ કરૂણાએ કરિ, ગ્રહ પીડા જાશે. જય૦ ૧૦
વારાર્તી ભાત હરી, પ્રાત સમે ગાઇ. પ્રાત૦
શ્રીભૂતનાથ પ્રીતિ, થાજો વરદાયી. જય૦ ૧૧

---

૧ તમામ. ૨ જગતને આનંદ ભરનારા. ૩ સ્વર્ગમાં. ૪ ગંગા રૂપી જળૌઘે. ૫ બેટ. ૬ શરીરનો. ૭ બ્રહ્મા. ૮ વિષ્ણુ. ૯ ઘણી ભક્તિ. ૧૦ હે શિવ ! ૧૧ જગતની રક્ષા કરવામાં તત્પર રહીને ૧૨ યજ્ઞ ફળ દઇ શકતો નથી એટલે તે સૂતો છે પણ ફળ દેનારા તમે તો જાગોછો.

# અથ રાતની આરતિઓ.

## રવિવાર.

જય ગિરિશય ! મૃત્યુંજય, ! જય ચિન્મય ! શંભો. ! જય૦
જય ભૂતનાથ ! રવિગય, સદા ! હૃદય થંભો. જય જય ભૂત પતે. ૧
દક્ષ[1] ક્રિયાદક્ષ[2] હતા, ક્રતુપતિ[3] જગતપતિ. ક્રતુ૦
ઋત્વિજ[4] ઋષિવર શંકર ! સભ્ય[5] અદિતિજ[6] તતિ. જય૦ ૨
ક્રતુફળદાથી થઇ જે, ક્રતુ આપેંજ હર્યો. ક્રતુ૦
યજ્ઞ પડેછે અવળો, શ્રદ્ધા વગર કર્યો. જય૦ ૩
વિધિ મૃગ થઇ નિજ દુહિતા, જે મૃગી રૂપ હતી. જે૦
રતિમાટે તે પાછળ, ગયા થઇ કામી અતિ. જય૦ ૪
આપ ધનુષ ધરી ધાયા, વેગે મૃગવાંસે. વેગે૦
પેહું બાણ સપંખું, તે સહમૃગ નાશે. જય૦ ૫
ભયભીત થઇ ભાગી, સ્વર્ગ લગે દોડે. સ્વર્ગ૦
ધાક તમ શિકારી તણો, હજી મર્ગી નવ છોડે. જય૦ ૬
ધનુષ ધરતા તમ આગળ, કામ[7] બળલ દેખી. કામ૦
તોપણ જે નિજરૂપતિ, ઉમા કરે શેખી. જય૦ ૭
વળિ અર્ધાંગ ધર્યાથી, તમને સ્વવશ ગણે. તમ૦
તો ગણત્રી અણુસમજુ, નાસ્યજ સ્પષ્ટપણે. જય૦ ૮
કરો[8] સ્મશાને ક્રીડા, ભૂતની સાથ ફરો. ભૂતની૦
ચોળો ભસ્મ ચિતાની, મુંડની માળ ધરો, જય૦ ૯
મર સાહિત્ય અમંગળ, હર ! સહુ આપ તણાં. હર૦
તોપણ સ્મારકને શિવ ! મંગળ થાય ઘણાં. જય૦ ૧૦

---

૧ દક્ષપ્રજાપતિ. ૨ ડાહ્યા. ૩ યજ્ઞના સ્વામી. ૪ યજ્ઞમાં વરનારા. ૫ યજ્ઞની સભામાં બેસનારા. ૬ દેવતાઓ. ૭ કામને. ૮ કરોછો આગળ પણ એમજ છે.

રવિવારે આ આરતી, રાત સમે ગાશે. રાત૦
[1]તમ અજ્ઞાન મટી રવિ, જ્ઞાન ઉદય થાશે. જય૦ ૧૨

## સોમવાર.

જય જય સોમ[2]–કળાધર, સોમ[3] પિનાક[4]–ધારા ! સોમ.
જય ભૂતનાથ ! ત્રિનયન ! જયશંકર ! અગર ! જય૦ ૧
મન અંતર વશ રાખી, પ્રાણાયામ [5]કરી. પ્રાણાયામ૦
અંગે પુલકિત[6] આંખ્યો, આનંદાશ્રુભરી. જય૦ ૨
યોગિજનો આસ્થિતિમાં, સ્થિર થઇ નિજ હૃદયે. સ્થિર૦
જે તત્વ ઓળખી લઇ, હૃદય સહૃદય થયે. જય૦ ૩
આનધળ અમૃત ધુને જયગ, ના'તાં એજ સમે. નાતાં૦
સુહપામે જે મુનીજન. પ્રભુ એ તત્વ તમે. જય૦ ૪
સૂર્ય તમે, સોમ તમે, આપ પવન, પાણી. આપ૦
આકાશ અગ્નિ, આત્મા, આપ અવનિ[7] જાણી. જય૦ ૫
એમ તમે એટલામાં, છો એમ છો[8] ભાંખે. છો૦
જરૂર જાણિયે જે કંઇ, તત્વ ન તમ પાંખે.[9] જય૦ ૬
ત્રણશ્રુતિ[10] ને ત્રણવૃત્તિ,[11] ત્રિભુવન[12] ત્રણ અગરો ત્રિ૦
અ–ઉ–મ એવા ત્રણ વર્ણ, વર્ણવ એગ કર્યો. જય૦ ૭
ત્રણ્ય વર્ણ મળીને તમ, રૂપ ચતુર્થ વદે. રૂપ૦
વ્યસ્ત સમસ્ત તમ કથન, કર્યું ઓંકાર પદે, જય૦ ૮
ભાવ, સર્વ, રૂદ્ર, પશુપતિ, ઉગ્ર, મહાદેવાં ! ઉગ્ર૦
ભીમ અને ઇશાન ઈ, આઠ નામ કે'વાં. જય૦ ૯

---

૧ અંધકાર. ૨ ચંદ્ર. ૩ ઉમાસહિત. ૪ શિવજીનું ધનુષ. ૫ પ્રાણવાયુને નિયમમાં લેવાની એક ક્રિયા. ૬ પૃથ્વી. ૭ ભલે. ૮ વિના. ૯ ઋગ્ યજુઃ સામ. ૧૦ રાજસી, તામસી, સાત્વિકી. ૧૧ સ્વર્ગ, મૃત્યુ, પાતાળ. ૧૨ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર. ઉકારનું વ્યસ્ત રૂપ.

એ આઠે નામ વિશે, શ્રુતિ પ્રમાણુ ખરૂં. શ્રુતિ૦
તે તમ તેજ પ્રતિ પ્રભુ !, નિત્ય પ્રણામ કરૂ. જય૦ ૧૦
જે ગાય સોમવારે, આરતિ આ રાતે. આરતિ૦
ઉતસહ હર કૃપાથી, સુખિ તે સહુ વાતે. જય૦ ૧૧

## મંગળવાર.

મંગળીરૂપ મહેશ્વર !, જય વર[1] અભયકરા[2] ! જય૦
પાપનિચય [3] પ્રલયકારા ! જય જનિમૃત્યુહરા. જય૦ ૧
નમું પ્રગટ અતિ નિકટને[4] નમું અતિ છેટાને. નમુ૦
અતિ નાનાનેય નમું, નમું અતિ જેઠાને[5] જય૦ ૨
વૃદ્ધ વિશે વૃદ્ધ નમું ત્યમ તમ તરૂણ નમું. ત્યમ૦
એવા સકળ સ્વરૂપી, હર તમને પ્રણમું. જય૦ ૩
જગદુત્પત્તિ સમય છો, રજોમય પુરારિ રજો૦
નમૂં નમૂં શિવ તમને, ભવ નામે ભારી. જય૦ ૪
તમો તમોગુણ ધારો, સંહરવા ભુવનો. સં૦
નમૂં નમૂં શિવ તમને, ત્યાં હર નામ બનો. જય૦ ૫
સહુ જનને સુખ કારણ, સત્વ નર્યુંજ ભર્યું, જય૦
નમૂં નમૂં શિવ તમને, ત્યાં મુડ નામ ધર્યું. જય૦ ૬
તેજોમય સ્વરૂપે, ત્રિગુણરહિત તોયે. ત્રિગુ૦
નમૂં નમૂં પ્રભુ તમને, શિવ નામે સોયે. જય૦ ૭
ક્યાં મંદ-શક્તિ મુજ આ, ક્લેશ-વશ મન અતિ. ક્લેશ૦
ક્યાં તમ નિરવધિ ગુણનો, મહિમા ભૂતપતિ. જય૦ ૮
એમ ડરલ મુજને તમ, ભક્તિ[6] દયા લાવી. ભક્તિ૦
આ વાક્ય પુષ્પ અંજળિ, તમ પદ અર્પાવી. જય૦ ૯

---

૧ વરદાન (ચત્તોહાથ) ૨ અભયદાન (ઉંધોહાથ) ૩ ઢગલો. ૪ પાસે. ૫ મ્હોટાને. ૬ કર્તા (ભક્તિએ.)

મંગળવારે આરતિ, આ રાતે ગાશે. આ રાતે૦
સઘળે મંગળ મેળી, શિવ શરણે જાશે. જય૦ ૧૦

## બુધવાર.

જય જય શુધબુધ[1] અસુરા, શુધબુધના[2] દાતા. શુધ.
શુધબુધ રાખો સ્થાને, ભૂતપતિ ત્રાતા. જય૦ ૧
કાળા શૈલ સમાણો, કાજળ કોઈ લઈ. કાજળ.
ખોરો દરિયાનો કરિ, ડો'ળે સકળ જઈ. જય૦ ૨
કલ્પ તરૂની ડાળખિ, લે લેખણ કરવા. લે.
પૃથ્વીનું કરિ પાનું, શિવ તમ ગુણ ભરવા. જય૦ ૩
લઈ એ સાજ વખે નિત, સરસ્વતી ખટકે. સર૦
તોપણ તમગુણ કેરો, પાર ન પામી શકે. જય૦ ૪
અસુર અમર ઋષિવર સહુ, બહુ ભક્તિભાવે. બહુ૦
અર્ચન કરિ આરાધે, શિવ શરણે આવે. જય૦ ૫
ચળકાટ ચંદ્રકેરો, જેને સિર છાયો. જેને૦
એ નિર્ગુણ ઇશ્વરનો, ગુણ મહિમા ગાયો. જય૦ ૬
સકલ ગુણાગણાલંકૃત. ગુરૂ ગંધર્વ[3] મણી, ગુરૂ૦
સ્તુતિ પુષ્પદંત[4] ભક્તે, કિધી શંભુ તણી. જય૦ ૭
દૃઢ ભકિતભાવ ધારી, શુદ્ધાંત કરણે. શુદ્ધાં૦
આ શિવ મહિમનનું જે, સ્તોત્ર સદૈવ ભણે. જય૦ ૮
તે આંહી ધન, આયુષ સુત કીર્તિ પામી. સુત૦
થાશે શંકર સરખો, રૂદ્ર લોક ગામી. જય૦ ૯
રાતે આ આરતિ જે, બુધવારે ગાશે. બુધ૦
તેહ તણી સતકર્મે, શુદ્ધ બુદ્ધિ થાશે. જય૦ ૧૦

---

૧ ગણપતિની સ્ત્રીઓ. ૨ શુદ્ધબુદ્ધિ. ૩ દેવજાતિમાં જે ગંધર્વ છે તે ૪ શાપથી ભ્રષ્ટ થએલા પુષ્પદંત નામે થએલા તેણે.

## ગુરૂવાર.

જય જય જય ગુરૂનાગુરૂ[1] ગુરૂમાં ગુરૂ[2] આપે. ગુરૂ૦
સુરગુરૂ[3] અસુરગુરૂ[4] જયવા. ખ્યાત[5] તમ પ્રતાપે. જય૦ ૧
મહેશ વણુ નહિ બીજો, દેવ જગત મા'યે. દેવ૦
સ્તુતિ ન મહિમ્ન સ્તુતિવણુ, અન્ય કદિ ગણાયે. જય૦ ૨
મંત્ર અઘોર વિના નહિ, મંત્ર અપર કયાંહી. મંત્ર૦
તત્વ ન ગુરૂ-તત્વ વિના, દીશે જગમાંહી. જય૦ ૩
મંત્ર અને યજ્ઞતણી, દીક્ષા જે સઘળી. દીક્ષા૦
ધેનુ-ધરા-કન્યાદિક, દાનો વિવિધ વળી. જય૦ ૪
ક્ષેત્ર પવિત્ર વિશે તપ, કાયા કષ્ટિતણાં. કાયા૦
તીર્થ ધરાતળ ઉપર, ગંગા આદિ ઘણાં. જય૦ ૫
ગુહ્યિયલ ગુરૂગમ્ય વિવિધ, જ્ઞાન અગણુ ગરવાં. જ્ઞાન૦
કર્મ ત્રિવિધ મખ આદિક, ભાવથી જે કરવાં. જય૦ ૬
એ[6] સઘળાં પણ શિવ તમ, મહિમા-પાઠ-કને. મહિ૦
નહિ સોળમે વિભાગે, સમ કયાંથીજ બને. જય૦ ૭
ગંધર્વ સર્વનો પતિ, પુષ્પદંત નામે. પુષ્પ૦
સેવા કરી શંકરની, નિત મન મુદ[7] પામે. જય૦ ૮
શિવના કોપથકી તે, ભ્રષ્ટ થયલ જ્યારે. ભ્રષ્ટ૦
આ[8] શિવ મહિમન કેરૂં, સ્તોત્ર રચ્યું ત્યારે. જય૦ ૯
ગુરૂવારની નિશાયે, આ આરતિ ગાતાં. આ૦
દેખશું ગુરૂ કરૂણાયે, નરમાં રતિ થાતાં. જય૦ ૧૦

---

૧ મ્હોટેરામાં મ્હોટેરા. ૨ ભારેમાં ભારે, ૩ બૃહસ્પતિ. ૪ શુક્રાચાર્ય. ૫ પ્રખ્યાત. ૬ દીક્ષા, દાન, તપ. તીર્થ, જ્ઞાન અને યજ્ઞ. ૭ આનંદ. ૮ મૂળ સંસ્કૃતનું મહિમ્નસ્તોત્ર.

## ભૃગુવાર.

જય જય ભૃગુશિષ્ય[1], અમર[2], નરને વર દાતા. નર૦
જય ભૂતનાથ ભય-હર, સચરાચર[3] ત્રાતા. જય૦ ૧
શ્રોત્ર[4] પવિત્ર કરણ આ, સ્તોત્ર મહિમ્ન તણું. સ્તોત્ર૦
રચિત પુષ્પદંત તણું, અફળ નહીંજ ક્ષણું. જય૦ ૨
સુરવર મુનિ માનવને, મન અતિ માનેતુ. મન૦
છે એકજ સ્વર્ગ અને, મોક્ષતણું હેતુ. જય૦ ૩
બીજે ચિત્ત ન રાખી, કરજોડી[5] જોડી[6] કર૦
શીજે ભણશે જે જન, મન શિવમાં ખોડી. જય૦ ૪
જાશે તે શિવ પાશે, સ્તુતિ કિન્નર[7] ગાશે. સ્તુતિ૦
થાશે શિવ લોક તણો. વાશી અઘ[8] નાસ્યે. જય૦ ૫
શ્રી પુષ્પદંત કેરા, વદન-સરોજ[9]થકી. વદન૦
શંકર પ્રિય અઘહર આ, પ્રગટયું સ્તોત્ર નકી. જય૦ ૬
કંઠ કરી જે પઢશે, થઇ સ્થિર-ચિત્ત અતિ. થઇ૦
અતિશય પ્રસન્ન થાશે. ભોળા ભૂતપતિ. જય૦ ૭
આમ રચી આ પૂજા, શબ્દ-મયી નક્કી. શબ્દ૦
શ્રી શિવ શંકર કેરે, અર્પણ ચરણ કરી. જય૦ ૮
તેહથકી શિવ શંકર, પ્રસન્ન મુજ થાઓ. પ્રસ૦
નેહ થકી નરનારી, શંકર ગુણ ગાઓ. જય૦ ૯
ભૃગુવારતણી રાતે, ગાતે આરતિ આ. ગાતે૦
ભૃગુવંશી[10] આરતિ હરી, કરશે સુભમતિયા. જય૦ ૧૦

---

૧ દૈત્ય. ૨ દેવતા. ૩ સ્થાવર જંગમ સહિત. ૪ કાન. ૫ જોડ (બે). ૬ ભેળા કરી. ૭ એ પણ એક દેવયોનિ છે દેવતાના ગાયક. ૮ પાપ. ૯ કમળ. ૧૦ પરશુરામ.

# શનિવાર.

જય જય શનિજનક[1]-નયન, જય જય ભૂતપતિ. જય૦
અશનિ[2]-ધર વંદિત-ચરણ, જય ત્રૈલોક્ય ગતિ. જય૦ ૧
નટવર નંદીવાહન, નાગ ઘરેણું ધર્યું ના૦
એમ મકાર સ્વરૂપી, શિવને નમન કરૂં. જય૦ ૨
મહાદેવ, મૃત્યું જય, નામ મહેશ ખરૂં. નામ૦
એમ મકાર સ્વરૂપી, શિવને નમન કરૂં. જય૦ ૩
શિવ શિતિકંઠ, શિવાપતિ, શિવ ગંગ અનુસરૂં. શિવ૦
એમ શિકાર સ્વરૂપી, શિવને નમન કરૂં જય૦ ૪
વામદેવ, વૃષવાહન, વ્યોમ કેશ સમરૂં. વ્યોમ૦
એમ વકાર સ્વરૂપી, શિવને નમન કરૂં. જય૦ ૫
યતિ, યજ્ઞ-[3]ધ્વંસિ, યમિ[4], યોગ નિલય[5] ન કરૂં. યોગ૦
એમ યકાર સ્વરૂપી, શિવને નમન કરૂં. જય૦ ૬
નમું નેક નિરંજનને, નમું હું નિરાકારા. નમું૦
નમું ત્રિભુવન વ્યાપીને, નમું જગદાધારા. જય૦ ૭
નમું મૃગશિશુ[6] કરધારી, નમું પરશું પાણી. નમું૦
નમું વરદાયક શંકર, નમું અભયદ જાણી. જય૦ ૮
આ આરતી આરતિ[7] હર, ભૂતનાથ પાસે. ભૂત૦
વાર શનિની રાતે, નીરાંતે ગાશે. જય૦ ૯
સુખ સંપત આ લોકે, આલોકે,[8] સઘળાં. આલોકે૦
વસે સદાશિવ પાસે, નાશે અઘ[9] અઘળાં. જય૦ ૧૦
વડનગરા નાગર દ્વિજ, જુનાગઢ વાસી. જુના૦

---

૧ શનૈશ્ચર તેના પિતા સૂર્ય તે જેનું નેત્ર છે. ૨ વજ્ર તેને ધરનાર ઇન્દ્ર. ૩ દક્ષયજ્ઞનો ધ્વંસ કરનાર. ૪ અહિંસાદિ પાંચ યમવાળા. ૫ ઘર. ૬ મૃગનું બચ્ચું હાથમાં ધર્યું છે. ૭ આર્ત્તિ=પીડા. ૮ દેખે. ૯ પાપ.

હરિદત્ત-જ વલ્લભજી, ભજી શિવ અવિનાશી. જય૦ ૧૧
ગૂંથી આરતી-માળા, પદ્ય[1]-પ્રસૂન[2] લઇ પદ્ય૦
અર્પી શ્રી શિવ-પદમાં, ભક્ત-નમ્ર થઇ. જય૦ ૧૨
શ્રીભૂતનાથ તેથી, પ્રસન્ન નિત રે'જો. પ્રસ૦
એ સુખ માગું કરગરિ, કર ગ્રહિ પદ દેજો. જય૦ ૧૩

ઇતિશ્રી આચાર્ય હરિદત્ત સુત વલ્લભજી કૃત મહિમ્ન ભાવપ્રકાશિકા આરતી.

**શ્રીભૂતનાથાર્પણમસ્તુ.**

## ભુતનાથ સ્તુત્યષ્ટક.

### છંદ ઝુલણા.

રાગ—પ્રભાતી, બિલાવલ, અથવા વસંત. તાલ ચરચરી.

ભૂતનાથ ! પ્રભુ ! અનાથના નાથ હો,
હાથ ધરજો અમ સહુ સાથ ગાથે.
બાથ ભીડી ત્વરા સાથ સહુ રોગપર,
ક્વાથ રૂપી બનો સાહિ હાથે. ભૂત૦ ૧
બાળ-શશિ-ભાલ ! પ્રભુ ! બાલ[3] પશુપાલ છો,
લેવિ સંભાળ કરુણાળ નિત્યે.
આલ આવે નહીં કાળ વિકરાળથી,
પાળજો એમ તતકાળ પ્રીતે. ભૂત૦ ૨
સા'ય થઇને પ્રભુ ! કાય-કષ્ટિ હરો,
રાયના રાય પડું પાય પ્રેમે.
થાય નહિ દુઃખ કદિ જાય સહુ આપદા,
ગાય ગુણ સર્વદા રહિ ક્ષેમે. ભૂત૦ ૩

---

૧ કડી રૂપી. ૨ ફુલ. ૩ બાળરૂપી પશુનાપાળક.

રંક હું આપને અંક[1] રહું છઉં સદા,
સંકટો આપ નિઃશંક હરશો.
ડંકમાંથી[2] દરદ બંકડા દૂર કરસ,
પંકથી[3] ઉદ્ધરી ડંક[4] કરશો. ભૂત૦ ૪
ગંગ–ધારી સદા સંગમાં ભૂત–ગણુ,
રંગ કપૂર–સમ અંગ કેરો.
ભંગ[5] પીનાર ભય ભંગ કરશ ભક્તના,
ઢંગ[6] કીજે શુભ અપંગ[7] કેરો. ભૂતનાથ૦ ૫
યાન[8] વૃષ[9] ગાનપ્રિય, કાન કુંડળ અહિ;[10]
સ્થાન ગુણવાન કૈલાશ રે'વા.
ખાન ને પાન મનમાનતા આપિને,
સર્જ્યૈ છો જ્ઞાનનું દાન દેવા. ભૂત૦ ૬
યાર[11] નિધારીઅ નિઃસંસાર સંસારમાં,
સાર તો ચારજ પ્રકાર સજ્યા.
ધારવું સ્મરણુ શિવ[12] નામ ઉચ્ચારવું,
વળિ નમસ્કાર કરિ પ્યાર પૂજા. ભૂત૦ ૭
છેક છો એક પણ ઓળખ અનેકધા,
ટેક ધરિ નેકજ વિવેક દીજે.
નેં કરો પ્રભુ ! કૃપા ફેંકવા દુઃખ પડું,*
વીનવે વલ્લભજી વિપ્ર રીજે. ભૂત૦ ૮

---

૧ ખોળામાં ( પાસે ). ૨ મૂળસ્થાન. ૩ દુઃખરૂપી ગારાથી. ૪ સાનંદાશ્ચર્યયુક્ત ૫ ભાંગ. ૬ ધાટ ( રીતભાત ) ૭ જેને કાંઇ ન્યૂનાંગ ! હોય તને. ૮ વાહન. ૯ બળધ. ૧૦ સર્પ. ૧૧ અરે મનુષ્ય ૧૨ શિવનું. * છેદું.

# અથ શ્રીભૂતનાથૈકાદશ સ્તોત્ર.

## અક્ષરાનું ક્રમે.

### છંદ ભુજંગ પ્રયાત.

અહો ઇશ ! શું વીશર્યા દિશ[૧] મા'રી, કરો સા'યતા પાય લાગૂ પુરારિ !
ખરો ભક્ત જાણી ધરો શીશ હાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૧
ગણો દાસનો દાસ હુંને સદાય, ઘણો શ્વાસનો[૨] ત્રાસ જે નિત્ય થાય.
ચ'ડા બાણ દષ્ટ્રિ–પાત[૩] લૈ નેત્ર ભાથ,[૪] ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ ૨
છતાછો બધા વિશ્વમાં સર્વ જાગે, જવું ગોતવા તો નથી કયાંઇ આગે;
ઝટો દાબવા દુઃખ ભીડોજ બાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૩
ટળે તુર્ત વ્યાધિ અમારા બધાયે, ઠરે ચિત્ત આરોગ્યતા તો સધાયે;
ઢળો દૂર કીજે ત્રણ્યે[૫] તાપ સાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૪
ઢળો આજ ભોળા પ્રભુ ! બાળ છૈયે, તમારાં અમે બાળગોપાળ લૈયે;
થશે આપની કોણથી ગુણ ગાથ[૬] ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૫
દયાસિંધુ ને દીન–બંધુ દયાળ, ધરોછો બધું આપમાં વિશ્વ પાળ.[૭]
નરૂં સાગરે જેમ પૂરસું ચ પાથ,[૮] ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૬
પડે પાય કે શીર્ષે નામે ન કેદી.[૯] ફસે આફતે આપથી થાય કેદી;[૧૦]
બધેમાં ફરે આપનાં દૂતનાથ ! ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૭
મટાડો અમારા બધા રોગ રીઝે, યથા થાય આરોગ્ય એવુંજ કીજે;
રટું આપનું નામ એ ચૂર્ણ ક્વાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ ૮
લહું આપને સર્વ બ્રહ્માંડ મા'યે, વસોછો વિયદ્વત[૧૧] સદા પર્ણતાયે;

---

૧ દિશા. ૨ શ્વાસનો રોગ. ૩ દષ્ટિપાત ( નજર ) રૂપીબાણ. ૪ નેત્રરૂપી ભાથો. ૫ પ્રાણીઓ તરફનો, શરીર સંબંધી અને દૈવી આફત. ૭ ગાથા, કથણી. ૭. હે પાળ !=પાળક ! ૮ પાણી. ૯ કદિ, કોઇદી. ૧૦ કેદમાં જનારો. ૧૧ આકાશની પેઠે.

શશી સૂર્ય તારા ગ્રહો આપ[1] સાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૯
ષટ્[2] શાસ્ત્ર અંતે મળે આપ ટાંણે, સદા વેદ નેતિ કહીને વખાણે;
હરિ ને વિધિ આપ પાંખે અનાથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ ૧૦
લખું કેટલા ગુણ હું પાર નાવે, ક્ષમા કીજીયે લેખજો બાળ ભાવે;
ગ્નતા[3] છે નહીં મુજમાં નામું માથ, ભયે ભીડ ભાંજો ભલા ભૂતનાથ. ૧૧

## શ્રીભૂતનાથાષ્ટક.

### છંદ વૈતાલીય.

જય શંકર પાર્વતી પતિ, કરૂણાલો કરૂણા કરો અતિ;
મુજ રંકનિ કાંન વિનતિ, કરજો હો કરજોડી છે નતિ. ૧
શકિયે નહિ દુઃખ તો ખમી, સ્તુતિ ગાવા મન ત્યાર આ ગમી.
વદુ શબ્દ કદી ગમે ત્યવા, કરજો અર્થ તમે ખરા જયવા. ૨
જયમ બાલક શબ્દ તોતડા, સમજે માત–પિતા શ્રુતિ[4] પડયા;
નથિ કયાંઇજ આપ એ નથી, બરકી શીદ કરૂં સ્તુતિ કથી. ૩
પૃથિવી તમ પીઠ છે ખરી, ઘન[5] સંધ્યા જળ–ધાર તે ઠરી;
સઘળું નભ[6] લિંગ રૂપ છે, ઉડુ[7] માળા થઇ પુષ્પની પછે. ૪
સરવે ગ્રહ પુષ્પ ત્યાં બન્યાં, ત્રણ નેત્રો શશિ, સૂર્ય અગ્નિનાં;
ઉદર–સ્થળ સાત સાયરો, ભુજ–ભાવે બળતાજ ભૂધરો. ૫
શુભ સાત પતાળ પાદ છે, મુખડું વેદ ષડંગ વાદ છે;
વળિ વસ્ત્ર દશે દિશા બને, નમું એવા નિત દિવ્ય લિંગને. ૬
તમને કદિ મૂર્ખ ભાવથી, ન ભજ્યા તોપણ પાળશો નકી;
ગુણ એજ વડાઇનો ભલો, હણતાં પથ્થર આમ્ર[8] દે ફળો. ૮
સમજી મન કામના કયમે, અમ ભૂતેશ કરો પુરી તમે;
શિશુની જયમ માત છે ગતિ, ત્યમ છો વલ્લભજી કરે નતિ. ૮

---

૧ આપનો સાથ છે ( આપથી ભિન્ન નથી ) ૨ છયે. ૩ વિદ્વત્તા. ૪ કાને, ૫ મેઘ, ૬. આકાશ. ૭ નક્ષત્રો. ૮ આંબો.

## પદ ૧

# રાગ—ભોપાલી કલ્યાણ.

### તાલ ત્રેતાલ.

("ચાંદનીરાત માનુ પિયાપાયા" એ ઢબ.)

વાંક અમારા, પ્રભુ! ક્ષમા કીજે.
પામર પ્રાણી, અમને જાણી, નિત્ય અભેદાન દીજે. વાંક૦ ટેક.
વાંક૦ ૧
જાણ્યુ અજાણે, અપરાધ કરિયે, આપ વિસારી સહુ રીજે, વાંક૦ ૨
આપ વડા તે, વડાઇ ન મૂકો, સાહી સંભાળજ લીજે. વાંક૦ ૩
સાંભળો ભૂતપતિ, વલ્લભ વિનતિ, પાસ વસે જો ન બીજે. વાંક૦ ૪

## પદ ૨.

# છંદ તોટકની ચાલ.

### રાગ—જંગલો ત્રેતાલ.

જનમ જનમ ગુન માનુંગી તેરા, જો કોઇ પિયાસેં મિલાવે મેરી ગુઇઆં એ ઢબમાં.

સમરસ સમર નર! અમર[1] પૂજિત હરિ,
ભ્રમર ઝૃંકૃત હર—ચરણ—કમલ—દ્વય. સમરસ૦
ન્યાલ કર્યા હરિને પરમ તત્વ દઇ,
પ્રણવ જેવું હરે વર્ણ ધ્વનિમય. સમરસ૦ ૧
હરણે હરિ ફરી પામ્યા પ્રણવથકી,
મંત્ર પંચક નકી નાશક ભવભય. સમરસ૦ ૨
પ્રથમ મંત્ર મહાવાક્ય જે તત્વમસિ,
સકલ કામ—પ્રદ ભણિયું મહાશય. સમરસ૦ ૩
ચોવીશ વર્ણની ચાર પુરૂષ.થંદ,

---

૧ દેવતાઓએ પૂજા કરેલ એવા હરિરૂપી ભ્રમરે શબ્દાયમાન કરેલાં હરનાં એ ચરણકમળ. ૨ ચોથો.

ક્રમીં ગાયત્રી સર્વ સેવક પાતક-ક્ષય, સમરય૦ ૪
તૃતીય મંત્ર મળ્યો, પ્રણવથી હરિને,
મરણ નિવારક મહા-મૃત્યુંજય, સમરય૦ ૫
તુર્ય પંચાક્ષર, મંત્ર પંચમ વળી,
ચિંતામણિ એ દક્ષિણ મૂર્તિ સમાલ્હય. સમરય૦ ૬
ભક્ત ભૂતેશનો વિપ વલ્લભ સ્તવે,
નિરખી પુરાણ શિવ કરૂણા આલય. સમરય૦ ૭

પદ ૩

## લાવણી.

ભૂતનાથ ! અમ સાથ સર્વ શિર હાથ ધરી રક્ષણ કરજો.
વિવિધ વિઘ્નભય કલેશ વિપત સહુ વેગે વા'ર કરી હરજો.
અમને ઓથ પ્રભુ તમ કેરી.
રક્ષણ માટ ફરોછો ફેરી.
પીડ હરો નથી કરતા દેરી.
સ્તવન સુણી શિવ અવન કાજ મા'રાજ આપથી અનુસરજો. ભૂ૦ ૧
ધામ ગ્રામ ને ઠામ સકળમાં.
વાટ ઘાટ ગિરિ કંદર સ્થળમાં.
પાલન કર્તા પ્રભુજી પળમાં.
વલ્લભ વિનતિ નાથ જગતના ભૂતનાથ શ્રવણે ધરજો. ભૂત૦ ૨

## રાગ સોરઠ.

### તાલ ત્રેતાલ.

(" કાંઇ બાજ રહે અલબેલાજી ! છોટી લાડીજીરા. વિછિયા રૂમ, ઝુમ ઝુમ. " એ ઢળમાં )

અમ રાંકના વાંક શ્રી શંકરજી ! અરજી ઉર આણી માફ કરો,
ભૂતનાથ અને ભુલિયે પ્રતિપળ, દિનદયાળ તે દિલ ન ધરો. અમ૦૧

પણ બાળકનો વાંક બધો પ્રભુ ! માત પિતાજ કરેછે પરો. અમ૦ ૨
વલ્લભ જગના માત પિતા તમે, માફી દઇને વિડારો ડરો. અમ૦ ૩

## મુમક યુક્ત.

### શ્રીભૂતનાથ સ્તોત્ર.

વસંત તિલકા.

હે દેવ-દેવ ! કરૂણાલુ ! પિનાક-પાણી !
પીડા ન મ્હારિ કદિ આપ વિના કપાણી;
પાળોચ આંખ્ય, રચના, કડય, નાક પાણી,
શ્રીભૂતનાથ સુખ દ્યો ઘર નાક[1] પાણી. ૧
આનંદ ઉત્સવ કરોજ હવે દીવાળી,
રાખો સદૈવ મુજ બેઠક ગાદિ વાળી;
સ્રીનાં કરો અચલ કુંકુમ બિંદિ, વાળી,
શ્રીભૂતનાથ સુખ દ્યો નિત દ્યો દિવાળી. ૨
હો દેવ-દેવ ! શિવ[2]દે વદને વદે જો,
દેજો કુટુંબ-સુખ ચિત્ત સદૈવ દેજો;
આ પૂર્ણ ભાવ થકિ ભક્તિ કરી વદે જો,
શ્રીભૂતનાથ સુખ દ્યો સુત-ભાવ દેજો. ૩
ચૂંથો નથી શિવજી ! આપ નવા લપા[3] છો,
તોળે અસંખ્ય મણ માપ ન વાલ પાછો;
તો ઇચ્છિતાર્થ મુજ આપ્ય ન વાજ્ય પાછો,
શ્રીભૂતનાથ ! સુખ દ્યો જનવાલ-પા[4] છો. ૪
ખાયે અખાજ વળિ પાંન ખરાબ તાડી[5],
તે દુષ્ટને શિર ઉપાન[6] ખરાબ તાડી;[7]

---

૧ સ્વર્ગનું પાણી=ગંગા. ૨ કલ્યાણ. ૩ લપ્પા. ૪ માણસ વાળાને પાલનાર[બચ્ચડવાળની પઠે જનવાળ.] ૫ તાડી દારૂ. ૬ જોડા. ૭ મારીને.

દેજો તમે ગદ[1] નિપાન[2] ખરા બતાડી,
શ્રીભૂતનાથ ! કુરૂપા[3] નખ રાગ તાડી.[4] ૫
આ કષ્ટમાં તરત સા'ર કરો કૃપાળો, !
આ દિન સર્વ મુજનો નિગમો રૂપાળો;
દુઃખો તમામ ભગવો મુજ ભેજી પાળો[5],
શ્રીભૂતનાથ ! સુખ દ્યો ચિંર કાળ પાળો. ૬
હું સર્વ કાળ તમથી અનુકુળ ચાલ્યો,
જો હોય મહારિ કુચાલ સુધાસ્ય ચાલ્યો;
જાણું નહીં તુજ રજા ટપિ મોસ્ય ચાલ્યો,
શ્રીભૂતનાથ સુખ દ્યો દુઃખ મોરચા[6] લ્યો. ૭
બીતી બધી જગતની પ્રભજીત[7] ! મારો,
દેવો બિજા ન તમ સન્નિભ[8] જીત–[9]મારો;
પહલો અશોચ તમનેજ ભજી તમારો,
શ્રીભૂતનાથ સુત વલ્લભજી તમારો. ૮

## આરતિ ( થાળની. )

પાટ બીછા દઉં બેઠો હરજી, જળ ભર ઝારી ભર દઉંજી;
ખીર ગીસરી થાળીમે પીરશું, જમો સદાશિવ હરહરજી.
પેડા બરફી મોતી ચુરજી, જલેબી સાટા ઘેવરજી;
ખાંજા ખાંડ ગુંજા હલવાજી, જમો મહાદેવ પ્રાતેજી.
સેવ કઢી પાપડ ગાંઠીયાજી, ચાર પાંચ સાક તલકારીજી;
દહી વડાં શીરો લાપશીજી, દુખ ભંજન તમે જમોજી.

---

૧ રોગ. ૨ અભેડા અર્થાત્ રોગનાં સ્થાન. ૩ કરૂપડા. ૪ તાહાડી. ૫ તમારો પાળો દૂત મોકલીને ૬ દુઃખન મોરચા લ્યો અર્થાત્ દુઃખને જીતો. ૭ હે પ્રભજીત ! ગજાસુરને જીતનાર. ! ૮ સરખા. ૯ જીત્યો છે કામ જેણે આવા.

તુલ ચણા અડદ મગ દાળજી, બરંજ ચોખા પીરશુંજી;
ચટણી ચાર પાંચ ચાર રાયતાંજી, સુખે જમો ભીડભંજનજી.
ફળ મગદળ અડદીયા લાડુ, ભજીઆં શકરપારાજી;
દહીંથરાં સુતરફીણીજી, સર્વેસ્વર તમે જમોજી.
કડી પકવડી ધોયલ દાળજી, વડી પકાવડી ઘર દઉંજી;
ફુલકાં ચોપડ મેસુબ ઘર દઉંજી, જમો ગંગાધર હરહરજી.
પુરી કચાળી માલપુવાજી, દુધ પતાસા ઘર દઉંજી;
રૂચી રૂચી આનંદ જમો શિવજી, ગુલાબ પંખા ઉડાઉજી.
કાશિપતી વિશ્વનાથ જમોજી, આનંદ જયજયકાર હોયજી;
મસાલ નાગપાન બીડીયાં અરપુંજી, પોઢો જગગુરૂ સેજપરજી.
સેજ પલંગપર પોઢો ચંદ્ર ચુડ, ઝીણીઝીણી મુઠી પગ ચાંપુજી;
અત્તર ગુલાબકી સુગંધ છુટે, ચીતાનન ચોકીપર ખડા હોતાજી.

## આરતિ.

દેખો સનારતન આરતિ લાવતા, સનત કુમાર હાથ જોડતેતે
બ્રહ્મા ઉઠ કર આરતિ ઉતારતે, સનત સનંદન નાચતેતે.
વિષ્ણુ મૃદંગ લેકર આયે, વાગદેવી વિણાં વજાવતીતી;
રમા ભગવતી તાલ બજાવતે, થઇ થઇ કાર મચાવતેતે.
સુરજ દેવ વાકી અસ્તુતિ કરતે, વરૂણ વાણી બહુ બોલતેતે;
ઇંદ્ર ન લટપટ ટાંડવ બોલતે, ઇંદ્ર ઇંદ્રાણી થઇ કાર લેતે.
સોળસે ગોપી કાનઇઆ લેકે, શિવ મંદીર આયે દોડી;
ચાર વેદ બંસીમ બજાવે, થઈ થઇ કાર મચાવતેતે.
કમળ ફુલકા બંગલા બીછાયકે, કૈલાસપતિ જ્યાં બેઠતે;
અનેક પુષ્પકી વૃષ્ટિ હોતી, શિવકા પુજન વિષ્ણુ કરતે.
નંદિ આગેં જપ તપ કરતા, ભંગી છડીદાર ઉભેતે;
અગ્ની આય કર ધુમ તપ કરતા, વાયુ પંખા બહુ ઢોળતાતા

ઘંટ નાદ બીરભદ્ર બજાવતા કાલભૈરવ કોટવાળ ઉભેતે,
ગનપતી સુંઢ ઉઠાયકે નાચતા, દેવતા દેખા સર્વ દંગ હોતા;
પ્રદોષ શમેકા મેમા શુનકર, ચરન કમળ ચીત્ત હોતે તે;
ચીતાનન મન અર્પણુ કરતે, જન્મમરણુ શિવ કાટ લેતે;

## આરતિ.

અશ્વનીકુમાર દાતા ભોળા અશ્વનીકુમાર દાતા;
ભવજળ તાપ મે દાતા, બચાવ મન દાતા. જયદેવ જયદેવ.
દેવુકા દેવ દાતા નાડી દેખો મેરીરે દાતા, કુન રોગ હુવા મેરે દાતા;
ખેચી કાઢો દુખદાતા, જયદેવ જયદેવ.
કર્મ દુઃખ દીયે દાતા, ગ્નાનપુડીયાં દેજેરે દાતા;
ખાંજાઉ ભંગ હોજાઉં દંગદાતા, બડા ઇલમી વૈદ દાતા. જયદેવ૦
ત્રષ્ણારૂપી તાપ દાતા, ભડકા નાખે બહુરે દાતા;
ઓસડદીયો ઝટપટ દાતા, બળધવાળા વૈદ દાતા. જયદેવ૦
લોભ મોહ નડે મેરે દાતા, કામ ક્રોધ ઘેર્યોરે દાતા;
જલદી જાઉં વૈદ પાસે દાતા, છોડી ધન ત્યારે દાતા. જયદેવ૦
ઓઢેબા ચર્મ ભોળા, હાથ લીએ અંકુશ ભોળા,
ભૈરવકી ટોળી ભુત ભોળા, ગવરીશંકર વૈદ ભોળા. જયદેવ૦
વાસી ઉજ્જૈનકા ભોળા, કાળમાં તો રક્ષામાં ભોળા;
ધુટે ધંતુરા ભોળા, રગડ પીયે ભાંગ ભોળા. જયદેવ૦
નથા ઉડી ચુક દાતા, જન્મમરણુ રોગરે દાતા;
પ્યાલા પાવ અજર અગર દાતા, ઘોળે ચીતાનંદ દાતા. જયદેવ૦

## પ્રદોષની આરતિ.

ઇંદ્ર આરતી લેકર આયે, રૂષિ મુનિ સબ આને ખડે;
તેત્રીશ ક્રોડ જ્યાં દેવ ખડેરે, ઘંટ નાદ ધન ધન કરતે;
શિવકા ગુન રવિ જે કોઈ ગાવે, ગર્ભ વાસ નહિ આવેગા;

જમકા કિંકર દેખ ડરેગા, વૈમાન બેઠ કૈલાસ જાવેગા.
અગર ધુપ બ્રહ્માજી ઊતારતે. વિષ્ણુ કપુર આરતિ કરતે;
નારદ ખડે ખડે બીના બજાવતે, સબ દેવનકા ઠઠ્ઠ લગે;
ચાર દશે શિવ ચાર મુખ હોયરે, પાંચમા મુખ શિવ અદભુતરે;
એસી સભાકર બેઠે મહાદેવ, સબ દેવનકી બાની સુની;
ચંદ્ર ગગન શિવ સુખે ચલતહે, નાગ પાસ ઘંટા ડમરૂ,
અનેક પ્રકારકે અલંકાર ધરેહે, કરપુર જૈસા હે ગૌરા;
સિદ્ધ મુનિ સિદ્ધેશ્વરકા મંડળ, ચાર બેદ ત્યાં ધુમ ગચી;
ચિતાનંદ ગુલામ તુમારા, સંધ્યાકાળ ત્યાં ધુમ મચી.

## શિવ સ્તુતિ.

મંગળ કર ભવ ભય હર જય ઉમાપતિ,
પ્રણુતપાલ હે દયાળ શિવજી ધૂર્જટી—મંગલકર.
ગૌરવર્ણ અંગપર બિરાજતા ફણી,
ચંદ્ર શેખર દિવ્ય દેવના ચૂડામણી,
ભસ્મ ધારી ભીડહારી આરત ઘો હણી;
ચરણે, શરણે, સ્મરણે, દુઃખ હરતા, સુખ કરતા,
ઉર ધરતા, સ્તુતિ આરતિ—મંગલકર.
ધરણીધર ગંગને જટાવિશે ધર્યાં,
શૈલજા સહસ્ર વર્ષના તપે વર્યાં,
ભોળાનાથ ભક્ત દુઃખ હોંસથી હર્યાં;
તારી, પ્યારી, ધારિ, ત્રિપુરારિ, દુઃખહારી,.
સુખકારી, પ્રાર્થના રતિ—મંગલકર.

## એકલીંગ સ્તુતિ. (શાર્દુલવિક્રીડીત).

જેના ભાલ વિષે શશાંક સુખદા, ગંગા શિરે સોભતી;
કંઠે હાર ભૂજંગ અંગ વિભૂતી વામાંગ શોભે સતી;

અંકે દેવ ગણેશ ક્લેશ હરતા, એવા બીરાજે પ્રભુ,
વંદુ વિશ્વ વરિષ્ટ ઇષ્ટ વરદા, શ્રી એકલીંગી વિભુ.
જેણે ભક્ત મુનિંદ્ર સૂર નરને, માર્કંડ સા તારીયા,
લંકાધીશ સમા અસુર અધિકા, શ્રાપેથી સંહારીયા;
સેવે ધ્યાન ધરી સદા સુરપતિ, ઉપેંદ્ર ને આત્મભૂ. વંદુ વિશ્વ.
જાતાં રાવણ સંગ લંકપુરીમાં, મેવાડ મધ્યે રહ્યા.
સ્થાને સ્થીર થતાં મલીન મનના, ના દુષ્ટ સંગે ગયા,
કીધી પર્મપુનિત રીત રૂડી એ, શ્રી બાળ મેવાડી ભૂ. વંદુ વિશ્વ.
જાણી આપ પ્રતાપ માન મહિમા, આચાર્યે ભુમા અતી,
મ્લેચ્છોથી ભય માનતા દ્વિજવરે, કીધી ત્વ ચર્ણે સ્થીતી;
તેનું ઇષ્ટ કર્યું સદાશિવ તમે, એવા સ્વયંભૂ પ્રભૂ. વંદુ વિશ્વ.
સ્મર્તા શ્રી હર ૐ સદાશિવ હર, આધી ઉપાધી ટળે,
કિર્તિ કાંતિ વ લક્ષ્મી શાંત સુખને, ભક્તિ વ મુક્તિ મળે;
એવા દેવ દયાળુ દાની દીલના, શંભુ શ્વરૂપે લુભૂં. વંદુ વિશ્વ.

### શાર્દુલવિક્રીડિત.

કામ ક્રોધ મરે ભલે પણ મને એ તે શકે શું કરી,
લોભે ને મદ મત્સરે કયમ અરે હું જાઉં આજે ડરી;
આધિ વ્યાધિ ઉપાધિનું પ્રબલ તે શું ચાલશે આ સમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
તૃષ્ણાવાન વિષે રહે જઇ સદા તૃષ્ણા બલે બાપડી,
ભોગીમાં જઇને વસે ભવતણા ભોગો બલે આ ઘડી;
મારૂં માનસ નિત્ય વૈભવ તજી વૈરાગ્યમાંહિ રમે. ભાવેથી ભજવા.
જે સંસાર તણા સુખો અખિલ તે સંસારીઓ મેળવો,
સ્ત્રી પુત્ર [illegible]ાં સદા હૃદયને ભાવે ભલે ભેળવો;
મારૂં માન[illegible]ા સદૈવ પરમાનંદ પ્રભુમાં ભમે. ભાવેથી ભજવા.

નિંદે નિંદક તોય તે વિષયનું કાંઇ ન મારે મને,
ના પામું કદિ હર્ષ વર્ણન કરી ઊંચો ચડાવે મને;
દુષ્ટો આ દુનિઆ વિષે વળી ભલે દુઃખો દઇને દમે. ભાવેથી ભજવા.
ભુખે પ્રાણ ગયા તથાપિ મુજને શી ખોટ લાગી ગઇ,
મિષ્ટાન્નો મળવા થકી કદિ રહ્યા તોએ ન મારે કંઇ;
મારૂં અંતર ચંદ્ર ચુડ ચરણે નિશ્ચિંતતાથી ગમે. ભાવેથી ભજવા.
પામું આ ભવમાં કદિ ઉદય હું તેથી કરી શું થયું ?
જાન્મ્યો હું ધન ધામમાં નહિ કદિ તેથી કરી શું ગયું ?
મારૂં અંતર પુણ્યના પ્રબલથી સર્વ પ્રકારે શમે. ભાવેથી ભજવા.
માતા તાત કલત્ર સોદર અને મિત્રાદિ સર્વે સગાં ?
મારે કાજ સદાય જે ભવતણાં દુઃખો ખમ્યાં છે બધાં;
ચિંતા ચિત વિષે ન કાંઇ કરતાં દીર્ઘાયુ રે'જો તમે. ભાવેથી ભજવા.
વિદ્યાર્થી જન હોય તે સુખ થકી વિદ્યા ભલે મેળવો,
અર્થાર્જે જન હોય તે સુખ થકી અર્થો ભલે મેળવો;
વિશ્વાધાર થકી રહે વિમુખ જે તે ધૂળ ઠાલી ધમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.

## રાગ બિલાવલ પદ ત્રેતાલ ધ્રુપદ.

આજ ઓર કાલ ઓર દીનપ્રતી ઓર ઓર, દેખત હટકનાથ છબ
નિત્ય નઇ હોત હેરી, ટેક.
કેશર સુગંધી યુક્ત, અર્ગજા ધરે અંગ, મોગરા ગુલાબ પુષ્પ જટિત
શી જ્યોત હેરી, આજ ઓર કાલ૦
માલતી ચમેલી જાઇ, જુક્ત ફુલ જામસાઇ, ધંતુરા દિયે ધરાઇ,
બિલ્વીપત્ર ઓત હેરી, આજ ઓર કાલ૦
અગર સુગંધી ધુપ દર્શત હે દીપમાલ, શર્કરા નિવેદ થાલ, આરતિ
ઉદ્યોત હેરી, આજ ઓર કાલ૦

પરમ પ્રતાપ પ્રભુ, એકહી અનેક રૂપ, નિરખ હરખ શીવલાલ હૈયે
હોત હેરી, આજ ઓર કાલ૦

## સોમવારની આરતિ. ત્રોટકછંદની ચાલ.

જય સોમસિતં શશિખંડધરં, અન પ્રેખપતિ અંજરં અમરં;
ભવ ભૂદર રાજકુમારી પ્રિયં ભયભંજન દેવ દયા નિલયં. ॥ ૧ ॥

નગરાજ નિવાસી નિરામયહે, નર નાથકે નાથ નિરાશ્રય હે;
સુખદાયક સંતત સંતજનં, હરિ સાયક નાયક દેવગનં. ॥ ૨ ॥
શિર ગંગ તરંગની ગાજીત હે, ઉમીયા અરધંગ બિરાજીત હે;
વરદાયક વામ વપુવિસદં, પદમાપતિ પૂજત કંજપદં. ॥ ૩ ॥

વિષ કંઠ ધરં મદનં દમનં, ભયભિતિ હરં સમનં શમનં;
ગખ ભંગકરં મૃગ બાલ કરં, ભગ નેત્રહરં ભગવત હરં. ॥ ૪ ॥
ભુજગેંદ્રકે કંકન હાથલસ, મુખ સુંદર મંદ હિમંદ હસ;
મનિ માલ મનોહર કંઠ ધરે, રજની પતિભાલ બિકાસ કરે. ॥ ૫ ॥

વૃષકેતુ વરા ભયદોઉકરં, છબિ દેખકે લાજત પંચ સરં;
શ્રુતિમેં ચલ કુંડલ હે સુભગં, સુખ માપ ધરાશિકે મીન યુગં. ॥ ૬ ॥
રવિ રસ્મિ જહાન પ્રકાશ કરે, તહાં ધ્વાંત પતંગ કહાં તે હરે;
કહ શંભુપસાદ અજાન કહે, ચતુરાનન પાર કછુ ન લહે. ॥ ૭ ॥

## મંગળવારની આરતિ.

જય મંગળ રૂપ મહેશ જટી, જય શિશ બિરાજીત ગંગ જટી;
મૃત્યુંજય શંકર જકત પિતા, તતુ ચર્ચિત ભસ્મ મનોજ ચિતા. ॥૧॥
સુરનાયક સાયક દેવ હરી, ગજ સાસન આસન ચર્મ હરી;
જય ત્રંબક ભૂશિતહાર અહી, જય પાલક લોક અસેસ મહી. ૨
મકરાકૃત કુંડલ કર્ણ લસે, મુખ સુંદર મંદહિ મંદ હસે;
જયનાથ અનાથ કે નાથ સતી, સુરદાનવ નાથકે નાથ જતી. ૩
જય નાગર સાગર પુત્ર ગરે, ગણુનાથ સદાશિવ પાસ ખરે;

શશિખંડન મંડ અખંડ મણી, કલગીત રૂચ્ય છબિ આછી બની. ૪
રણુ પંડિત ખંડિત માન અજા, તનમંડિત રત્ન પિનાક ભુજા;
શિવ સામ્બ રહો નરસિંહ જપે, હરિકો ન ખાન મેહા હ્રદિયે. ૫
બિધિ કંધર અર્જુન ગર્વ હર્યો, ભરમાંગદ નેન હુતાશ જર્યો;
આ ખંડલ મંડલ દેવ ખરે, હરતાંડવ પાંડવ મિત્ર કરે. ૬
તત થેઇત થેઇત થેઇ નચે, કલનાદ મૃદંગ વિપંચી રચે;
શરણાંગત વત્સલ જંતુ જનં, મુનિ મોહિત શેશ સુરેશ મનં. ૭
ભય ભંજન દેવ દયા કરિયે, ચિત તાપ સંતાપ સદા હરિયે;
હરદાસ કોદાસ કોદાસ રહો, ઇતની બિનતી રણુછોડ કહો. ૮

## બુધવારની આરતિ.

જય શંકર કિંકર પાલજયં, બુધ રંજન ગંજન કોટિભયં;
જગ નાયક ધાયક મીચજરા, ગુણગ્રામ ગિરીશ સમુદ્ર ગીરા. ૧
સુરનાથ પ્રમાથ અધીશ શિવં, દળદાનવ હાહક ઇશ દિવં;
વરદાયક દાહક દૈત્ય વપુ, રણુ પંડિત ખંડિત દેવ રિપુ. ૨
જગ કારન તારન સંતજનં, ધન સારસ મતનુ સેત ધનં;
રઘુનાથ કિયે અનભંગરનં, દશ કંઠ સપુત્ર કિયો દમનં. ૩
વસુદેવ કુમાર લિયો સુવરં, અમરેશ ભયે અજરં અમરં;
અહિરાજ સુતા અસુરી અમરી, ચરચે અરચે કરહેં ચમરી. ૪
બલવાન નિકુંભ નીશુંભ બલી, મઘવા પુરી તેહી દયાસું મિલી;
પુનિ ગર્વ કિયો અધલોક પરે, હરજુ અભિમાનીકો બેગહરે. ૫
કિતને જસબાની અજાની કહે, ગુનપારન પાયકે મોન ગહે;
રણુછોડ રચી બિનતી રમની, કરૂણા ભયવે કરિયે કમની. ૬

## ગુરૂવારની આરતિ.

ગુરૂકે ગુરૂ ગંગ તરંગધરં, ભુજ ગાંગદ અંગદ દીનબલં;
જય મેન અરિ ભગનેન હરં, પરમેશ પરેશ પરાતપરં. ૧

જબદચ્છ અદચ્છ ક્રિયો, તબ જગ્ગ તતક્ષન ભંગ ભયો;
અધમોચન લોચન ભાલ ભજે, સુખમાં અવિલોક મનો જશજે. ૨
વસુધા ધર બાલ સુધાધરસી, અરધાંગહી એક અંક બસી;
કમળા કમળાપતિ ધ્યાન ગહે, કમળાપત નેન કુમાર ચહે. ૩
પૃથવી જલ પાવક વાયુ નિભં, શિવરૂપ સમસ્ત શુભં અશુભં;
નર કિંન્નર દેવ અદેવ ગનં, સબકો શિવ કારન ગ્યાન ધનં. ૪
શિવ બ્રહ્મ સનાતન આદસહી, જિનકી કિગમા ગમકીર્તિ કહી;
જન રંજન દેવ નિરંજન હે, દુખ ભંજન હે ગજ ગંજન હે. ૫
શરણાંગતપેં અનુકંપ સદા, શિવ ભકતનકો નહિ દુખ કદા;
અવતંશ કિશોર કલાધરકો, જટધાર આધાર સુરા સુરકો. ૬
વિઝ ભુઝણુ અમૃત દાન કરે, રમની મનીકે ઉરહાર ધરે;
જિનકી છબિ ભારતીકો અગમં, તન ચંદ્રક ચંદ્ર તુખાર સમં. ૭
ગનદેવ સુરેશ મહેશ નમો, જગદીશ ગીરિશ પરેશ નમો;
અમરેશ ધનેશ સખાય નમો, રણછોડકુ સાંબ સહાય નમો. ૮

## શુકરવારની આરતિ.

ભગવાન ભવાભવતાર નમો, કવિનાથ નમો ભવસાર નમો;
જગદીશ જટાધર દેવ નમો, ગનદેવ નમો નરદેવ નમો. ૧
નિરલેપ નરોત્તમ નાથ નમો, દ્રઢ સેતુ મહાભવ પાથ નમો;
ત્રિપુરાંતક ત્ર્યંબક તાર નમો, સમનાંતક અંતર માર નમો. ૨
જગ કારણુ તારણુ સંત નમો, બિન આદનમો બિન અંતનમો;
ઉમયા મુખ ચંદ્રચકોર નમો, અનમેખનકે શિર મોર નમો. ૩
સુખરૂપ સુધાધર ભાલ નમો, ભયભંજન દીન દયાલ નમો;
સુર આપ ગધોતકપર્દ નમો, મખ દક્ષ વજેશ વિમર્દ નમો. ૪
નિરમાન નિરીહ નિશંક નમો, નગનાથ નરેશ વિતંક નમો;
રવિચંદ્ર કપાવક નેન નમો, નિજ ભક્તનકુ સુખ દેત નમો. ૫

સુખ પંચ પ્રપંચ વિનાશ નમો, અવિનાશ નમો સ્વપ્રકાશ નમો;
વિષ ભૂષણ દૂષણ કાલ નમો, મણિહાર ધરં ફણિમાલ નમો. ૬
વિગનાન વિબોધક શાન્તિ નમો, જપ સંઝ પ્રકારણ દાન્ત નમો;
વૃષવાહન કુંઝ બિહારી નમો, અવિકારી નમો સવિકારી નમો. ૭
વરદાયક દેવ અમેય નમો, અસુરાસુરનાથ અજેય નમો;
સરવાય નમો વરદાય નમો, રણછોડકું ઇષ્ટ સહાય નમો. ૮

## શનીવારની આરતિ.

જયસુંદરરૂપ નીધાન જયં, બીહસે અતિમંદ અમંદ જયં;
સુખ જોતિક નાયક માન હરે, તડીતારદ વહેદ હેરીજરે. ૧
શશિ રેખ લિલાટ બીરાજિ રહી, રજની જટિયાં લિખ લાજિસહી;
લટ છુટિ કપોલનિ આનિચઢિ, મનુજય હુતાસન ધુમકઢી. ૨
કચ કુંડલીસે લિખરેદરસે, ત્રન ત્રાન મનોરતિ નાથ કસે;
નહી નેન સુરતમ તંગ અરિ. મનુ કામ કટાર રંગત ભરી. ૩
સુરગંગ ઉતંગ તર ગધસે, દલની રજપે જલબુંદ જસે;
મુગતા શિરપેચ સુરાજીત હે, ઉશનાશશિ પેગનું નાચત હે. ૪
બરૂનીન અનંગ નિખંગધરે, નહિ કુંડલ મંડલ ચક્ર ખરે;
તન રૂપ નિહારી મનોજ લજ્યો, અપનો તન કુચ્છિત જાનીતજ્યો. ૫
તરૂ રામની માનીક રત્નજરે, શિર અર્ક મનોશુભ હેક ધરે;
સુ ત્રિપુંડ્રક ભાલક લંગી રચી, રસ હેમ મનોશુભ તાર લખી. ૬
જુગ મુચ્છરૂ ભોય વિવાદ પર્યો, નર સ્થંભસી નાસીક બીચ ધર્યો;
દ્રગ માનસ બીચન આયપરે, ફનિબાલકસે બીરી જાત ખરે. ૭
અહ સુંદરતાઇ ન બને, રતિ નાયક દેખી નહી સુપને;
રણછોડ નિહાર સીંગાર છબી, ભિકસ્યો જસપંકજ હેર રવી. ૮

## રવીવારની આરતિ ( સીંહાવલોકન. )

ભજલે રવીનેન ઉદાર મનં, મન સંભવ સંભવ કે શમનં;

શગનાંતક ગંગ તરંગ ધરં, ધરણીધુર રાજ દુલારી નરં. ૧
વરદાયક નાયક દેવવરં, ગનનાથ દયાકર ભક્ત જનં;
જનરંજન ગંજન દૈત્ય દલં, દલદેવ સમસ્ત મહેશ ફ્લં. ૨
ફ્લદાયક જોગીનકે તપકે, તપ તેજ બઢાવત હે નૃપ કે;
નૃપ કે કુલ વંદિત હે ચરનં, ચરનીય કે છુટત વીનરનં. ૩
રનગુંઝ મરે રસવીર ભરે, ભર શિષ શદા ઉર હાર ધરે;
ધરણીધર હાર બિરાજીત હેં, રજતા ચળ આસન સાજીત હેં. ૪
સુંદર સેનસુ ભ્રાજીત હેં, જીતને ધનુજાધિપ બાજીત હેં;
જિત હે શિવનામ ઉચાર સદા, રસદાતીત હે નહી હેં વીપદા. ૫
નીપદાતુર જોગઈ હે સરનં, શરણાંગત વત્સલ દેય ધનં;
ધનધીશ કરે રણછોડ ભલે, ભાવ શિવાશિવ કુંભ જલે ! ૬

## વસંતની આરતિ.

નટનાગર બાચ બસંતી ધરે, સુર સુંદરી સુંદર શોભીત હેં;
રતી રંગ ઉમંગ ભરે હુલસે, દીન ફાગન બાગમેં બીલસેં, ૧
બધુરી મધુરે સુર બાજીતહે, ધનઘોરસે કુકડ ગાજિત હે;
ડફ ચૂંગ ઉપંગ મૃદંગ ધુરે, અવિલોકન દેવ અદેવ જુરે. ૨
બરખે પીચકારી ગુલાબનકી. ઝનકે ઝનકારર બાબનકી;
ભરી ગોદ ગુલાલ અબીર ઉડે, કરી ઘેર ઉમા શિવ દોઉ લડે. ૩
રંગ કેશર ધાર ધસાવત હે, કરી કૌતીક લોક હસાવત હે;
મીલ નાગરી ગાગરી રંગ ભરે, શિવકી જટીયાંપર રીતી કરે. ૪
મુંખ ચુંબન દે હસીકે હસીકે નિરખે લલના ધસીકે ધરીકે;
એસી ધુમ બનારસ બીચ મચી, બીધિને છબી એસીન કાહુરચી. ૫
ન ભલા સબરંગ ગુલાલનકો, ગનુમંડપ લાલ પ્રવાલનકો;
રણછોડની હાલ ભયો જગમે, ધરી શિશ ઉમા શિવકે પગમે. ૬

## વસંતની આરતિ.

શિવરંગ ગુલાલન લાલભયો, મનુવૃદ્ધ પુરાતન બાલ ભયો;
જલ કેશર શું પીચકારી ભરી, ઉમીયા મુખ ચંદપે લાલ ઝરી. ૧
ગનનાથ લીયે ધન સાથ ઘને, બીચરે ચહુધાર સુરંગ સરે;
સકુમાર કુમારકુ મારનસું, ઝરલાવતહેં પીચકારીનસું. ૨
નવ પલ્લવકે અવતંસ ધરે, ઉરહાર પરે દુહરે ચહુરે;
નગરાજ અજીર મેદો ઉલલા, બીલસેં નીરખે સુરકી અબલા. ૩
ડફ ચંગ ઉપંગ મૃદંગ બજે, ધુધરૂ મધુરીસી અવંત ગજે;
નૃતકારી સુનો બીધનાથ ચનચેતત થેઇત થેઇત થેઇ નચે. ૪
રત ફાગુન માંહી ઉદાર જનં, બીન મોલહી દેવ તગારી ધનં;
નીજ કામની લે કયલાસ જહાં, સુર ફાગન ખેલ ન આયતહાં. ॥૫॥
ભરી ગોદ ગુલાલ ઉડાવતહે, ગીલ શંકર કે જસ ગાવતહે;
સુર મંડલ ધુમ મચાય ઘની, ફગવા મીલ માગતહે રમની. ॥૬॥
રંગ ધુંધર શંકરસો પરસે, મનુ ભ્રમર જો ગુનમેં દરસેં;
જલ ગંગ સુરંગ ભાયો લટમેં, મનુ બ્રહ્મ સુધાબી હરે જટમે. ॥૭॥
જય શંકર શંકર શ્રી સુખદા, જય દાયક દાયક મોદ મુદા;
રણુછોડ બસંત મહોત્સવમેં, નિત ચિત રહો ઉમયા શિવમેં. ॥૮॥

## વસંતની આરતિ.

ગવરીશ ગુલાલ ઉડાવતહેં, ઉત્સે પીચકારી ભીડાવતહેં;
નર નારી સુરા સુર આન જુરે, ડફ ચંગ ઉપંગ મૃદંગ ધુરે. ॥૧॥
ભર ગોદ ગુલાલ ઝરી બરખે, નભ મંડલ ધુંધર જાપરશે;
જલ કેસર ધાર ઘની સરસેં, કયલાસ સુમે રસ મંદીરસેં. ॥૨॥
કઉડાવત મુઠ ગુલાલ ભરી, ઉર ઢોરત કેશરકી ગગરી;
કર કોમલ કોઉ મરોરતહેં, મુખસોં મુખ કોઉક જોરતહેં. ॥૩॥
કઉ પુચ્છ ભુજંગમ ખેંચતહે, લટ કોઉ જટા નકી એંચતહેં;

કઉ નાચત કાઉ નચાવંતહેં, કઉ ગાવત કાઉ ગવાવતહે. ॥૪॥

કરૂ ફેરી ફરંત ફલંગ ભરે, કઉ રાગ હીંડાલ અલાપ કરે;
મધુરી મધુરી મોરચંગ બજે, મૃદુ મંદ હીમંદ મૃદંગ બજે. ॥૫॥

બદ રાસમ ધુંધ ગુલાલનકી, બરખા બરખેં રંગ લાલનકી;
શિવ ખેલત છેલ છટાક બંને, નર નારી ખેલાર રમંત મને. ॥૬॥

ફગવા મગવાયકે દેવતહેં, બર જોરીસેં કાઉક લેવતહેં;
એસી ધુમ બનારશ માંહી મચી, બિધ નાથ તહી મનુ ફાગ રચી. ॥૭॥

જલ કેશર કીચ ગુલાલનકો, જુવ મનુ ફુલ મનાલનકો;
રણુછોડ સહાય મહેશ ભયે, રત ફાગનમાં મનુ લાહોલીયે. ॥૮॥

### અરજી ( રાગ કલ્યાણ. )

હે ઉમા હે પતિ, હે ગંગાધરરે આન જટી, હે ઉમા હે પતિ;
સુરીનર મુની જાકો ધ્યાન ધરતહે, પાર ન પાયો રતિ. હે ઉમા.
જે જન ગાવત સોહી ફલ પાવત, પાવત ભુક્તિ મુક્તિ ગતિ. હે ઉમા.
અમરદાસ છબી વન ઓહી નીરખતહે, ચરન રાખો મેરી મતિ. હે ઉમા.

## શિવ-પાર્વતીનો સંવાદ.

### ગરબી પરજ.

શંકર વસેરે કૈલાસમાં,—ભોળો ભિક્ષાનો ભોગી કા'વે, નિર્ગુણ;
જોગીરે—સદાય રહેરે આનંદમાં. ( ટેક. )
સકળ દેવનો તું દેવતા, ચૌદ લોકનો તું ઇશરે;
પંચ વદન ઝળકી રહ્યાં, શોભે ચંદ્રમા તે શીશરે. શંકર વસેરે૦
અરધે અંગે ઉમીયાજી ધર્યાં, જટામાં જાન્હવી બિરાજેરે;
નામ જપતાં મહાદેવનું, ભોળો ભવનાં દુઃખ ભાંગેરે. શંકર વસેરે૦
દીગંબર વનમાં વસેરે, કરે વૃષભ વાહનરે;
ડાક ડમરૂ તે સોહામણાં, તેના શબ્દ તો પાવનરે. શંકર વસેરે૦
રૂંડ માળા કંઠે ધરીરે, અંગે ભસ્મ લગાવેરે;

વરદાન આપે શિવ દૈત્યને, દેવ સાથે લડાવેરે. શંકર વસેરે૦
શિવજી કહે ઉમિયા સુણોરે, જાવું ગંગાને તીરરે;
તપ કરવાની ઇચ્છા ઘણી, મન રાખવી છે ધીરરે. શંકર વસેરે૦
ઉમિયાજી કહે ત્રિપુરારીનેરે, વનમાં અપ્સરાઓ આવેરે;
કેમ કરી જોગ આરાધશો, કામ બાણુ ચલાવેરે. શંકર વસેરે૦
શંકર કહે ઉમિયા સુણોરે, આવે કામ કેરી નારરે;
ધ્યાન કરતાં તે ચુકું નહિ, સત્ય માનો નીરધારરે. શંકર વસેરે૦
ઉમિયાજી કહે શિવ સાંભળોરે, કેમ જાય દિન રાતરે;
ખટ માસ પ્રાણ વહી જશે, મારૂં માનો જગતાતરે. શંકર વસેરે૦
શંકર કહે ઉમિયા સુણો, વચન એહી ઉલાસરે;
વહેલા વળીને ઘેર આવશું, કંઇ થશો ન ઉદાસરે. શંકર વસેરે૦
એટલું કહીને શિવ સંચર્યારે, ગયા ગંગાને તીરરે;
ધ્યાન ધર્યું પરિબ્રહ્મનું, મન રાખ્યું છે સ્થિરરે. શંકર વસેરે૦
તપ કરતાં મહાદેવનેરે, વિતી ગયા ખટ માસરે;
ઉમિયાજીયે મનમાં વિચારીયું, કેમ નાવ્યા પ્રાણનાથરે. શંકર વસેરે૦
કેળપત્ર સતીનાં પેરણાંરે, ઓઢણુ કેળપત્ર સારરે;
નાકે તે નવસર શોભિતાં, ગળે ગુંજાનો હારરે. શંકર વસેરે૦
આડ લલાટે શોભતીરે, આંખ આંજી અણિયાળરે;
બાંહે બાજુબંધ બેરખા, ચાલ્યાં સતી વનવાસરે. શંકર વસેરે૦
ગજનીજ ચાલે ચાલતાંરે, ગયાં ગંગાને તીરરે;
જ્યાહાંરે બેઠા મહાદેવજી, નિરખ્યા ઉમિયાયે ધીરરે. શંકર વસેરે૦
રાગ મલ્લાર આરાધીયો, વાવ્યાં છે વિજીયાનાં ક્ષેત્રરે;
ગગન ઘટા થાય વીજળી, મોર બોલે રસ રેલરે. શંકર વસેરે૦
મકર ધ્વજ થયા વેગળારે, શિવે સાંધ્યા છે બાણુરે;
ધ્યાન થકી શિવજી ચુકીયા, સુણી ભીલડીનું ગાનરે. શંકર વસેરે૦

ક્યાંથી આવ્યાં મૃગાલોચનીરે, કહોને ક્યાં તમારો વાસરે;
એવું કહીને મહાદેવજી, રાખી ઉતરની આશરે. શંકર વસેરે૦
વાસ અમારો સ્વામિ વેગળો, અમે ભીલડીને વેસરે;
પિયુજી ગયાછે તપ કારણે, થયા તેને ખટ માસરે. શંકર વસેરે૦
સાચુ કહોને મુનિશ્વરારે, ક્યારે આવશે ભરતારરે;
જોશ જુઓને જોગેશ્વરા, કરી મનમાં નિરધારરે. શંકર વસેરે૦
શંકર કહે ભિલી સુણોરે, વનવાસીની શી આશરે!
કૃપા કરોને મૃગાલોચની, રાખુ શંભુજીની પાસરે. શંકર વસેરે૦
હસીને ભિલ્લીરાણી બોલિયાને, ધન્ય ધન્ય મહાદેવરે;
તમારે ઘેર ગંગા પાર્વતી, તેની કોણ કરે સેવરે. શંકર વસેરે૦
પાર્વતીને પીયર વળાવું, ગંગા દાસી કરી આપુંરે;
સર્વે તે દેવના દેખતાં, પટરાણી કરી થાપુંરે. શંકર વસેરે૦
સાક્ષી પૂરાવી સર્વ દેવનીરે, ઝાલ્યો ભીલી રાણીનો હાથરે;
પાર્વતીયે રૂપ પ્રકાશિયું, ત્યારે લાજ્યા ગૌરિનાથરે. શંકર વસેરે૦
ઉમિયા કહે સુણો ત્રિપુરારજી, ક્ષમા કરો અપરાધરે;
એવું કહીને કર ઝાલીયો, પછે આવ્યાં કૈલાશરે. શંકર વસેરે૦
શિવજીને પાર્વતી સંતોષીયાં, વર્ત્યોછે જેજેકારરે;
ગાય શિખેને જે સાંભળે, તેની શંભુ પુરે આશરે. શંકર વસેરે૦

**પદ (બરવા પીલુ.)**

જોગીંદ્રપણું શિવજી તમારૂં મેં જાણ્યું,
જટામાં ઘાલીને શિવજી આતે ક્યાંથી આણ્યું. (ટેક.)
પીળી પીળી પટોળી ને અંગે છે ગોરી,
શિદને છુપાવો શિવજી છતી થઇછે ચોરી. જોગીંદ્રપણું૦ ૧
ભોળા ભોળા શંભુ તમને વિશ્વ વખાણે,
તમારી કળા શિવજી કોઇ નવ જાણે. જોગીંદ્રપણું૦ ૨

વિભુતી ચોળીને શિવજી વાળ્યો આડો આંક,
આવે આવ લક્ષણે પાણી ન પાવું ટાંકરે. જોગીંદ્રપણું૰ ૩
કોઇ લાવે હાથે ઝાલી કોઇ લાવે બાંહે ઝાલી,
તમે લાવ્યા શિવજી જટામાં ઘાલી. જોગીંદ્રપણું૰ ૪
ઓળી પંખેળી શિવજી જટાઓ છોડાવું,
જો નિકળે નારી તો ફરી નહિ બોલાવું. જોગીંદ્રપણું૰ ૫
નંદીનું વાહન કીધું કોટે કાળી નાગ,
આડકાની ઝુંપડીમાં સોક ગાગે ભાગ. જોગીંદ્રપણું૰ ૬
હાથમાંહી સોટો બગલમાંહી કુંડી,
લીલી ભાંગ પીએ ભોળો નાથ જોગી. જોગીંદ્રપણું૰ ૭
બીજિયાની રોટી કીધી બીજિયાનું શાક,
પીરસ પારતીને જમે ભોળો નાથ. જોગીંદ્રપણું૰ ૮
ભોળા ભોળા શંભુ તમે દેવનાછો દેવ,
બ્રહ્મા વિષ્ણુ નિત્ય કરે તમારી શેવ. જોગીંદ્રપણું૰ ૯
આક ધંતુરો શિવજી ભાંગના ભોગી,
નરસિંહ મેહેતાના સ્વામી અવિચળ જોગી. જોગીંદ્રપણું૰ ૧૦

## હરીહરની આરતિ.

જય હરીહરા જય હરીહરા, ગંગાધર ગિરીજાધર, હરહરહર મહા.૧
લક્ષ્મીવર ઉમયાવર શંકર શામળીયા, પ્રભુ શંકર શામળિયા;
હરિહર નટવર સ્વામિ, એકાંતે મળિયા. હરહરહર મહા. ૨
જય જાદવરાયા, જય માધવરાયા, જય માધવરાયા;
આરતિ કીજે કરૂણા નંદની, વ્યાપે નહિ માયા. હરહરહર મહા. ૩
વાઘાંબર પિતાંબર શિવ સ્વામી પેહેરયાં પ્રભુ શિવ.
કમળ નયન કેશવને, શિવજીને ત્રિનયના હરહરહર મહા. ૪
ચંદન ચડે ત્રિકમને, શિવજીને ભસ્માંગે. પ્રભુ શિવ.

રામે રૂદીયે રાખ્યા, ઉમયા અરધાંગે. હરહરહર મહા. ૫
કેવડો વહાલો કેશવને, શિવજીને ધંતુરો. પ્રભુ શિવ.
ત્રિકમને વહાલી તુલશી, શિવજીને બીલી વ્હાલાં હરહરહર મહા. ૬
કૌસ્તુભમણિ કેશવને, શિવજીને રૂદ્રમાળા. પ્રભુ શિવ.
મુક્તાફળ મોહનને, શિવજીને સર્પકાળા. હરહરહર મહા. ૭
મોરમુગટ મોહનને, શિવજીને જટાયું. પ્રભુ શિવ.
હરિશંભુ સુખવાસી, શિવજીને વડે ડમરૂ. હરહરહર મહા. ૮
રામને રૂડાં રાજ, શિવ બાંધે ઝોળી. પ્રભુ શિવ૦
રામને વાંદર રીંછ, શિવને ભૂત ટોળી. હરહરહર મહા. ૯
બે ભૂજ ચાર ભૂજ આઠ ભૂજ દશ ભૂજને સોહીને પ્રભુ૦
શિવજીના રૂપને ભજતાં ત્રિભુવન મન મોહિયે. હરહરહર મહા૦ ૧૦
નંદિવાહન ખગવાહન શિવચક્ર ત્રિશૂલ ધારી. શિવ૦
ત્રિપુરારી મોરારી કર કમળા ધારી. હરહરહર મહા૦ ૧૧
વૈકુંઠે વસે વિશ્વંભર શિવજી કૈલાસે, પ્રભુ શિવ૦
હરિકાળા શિવગોરા, તે તેને ધ્યાને. હરહરહર મહા૦ ૧૨
એ બે એક સ્વરૂપ અંતર નવ ધરશો. પ્રભુ૦
શિવજીના રૂપને ભજતાં ભવ સાગર તરશો. હરહરહર મહા૦ ૧૩
મોહનને મહાદેવ જો સુંદર ગાશો. પ્રભુ૦
હરિહરના ગુણ ગાતાં, હરિચરણે જાશો. હરહરહર મહા૦ ૧૪

**શ્રી ભીડભંજનમાં ગવાતી આઠે વારની આરતિ.**

સોમે શિવ પૂજા કરો ભાવે, જેથી ભય નીકટ કદી નાવે, ભક્તિ.
જોવા શંકર પણ લાવે, શંકર ભીડભંજન ભય ભાંગો. મારૂં મન
મોહ થકી જાગો, શંકર ભીડભંજન ભય ભાંગો. ૧
મંગળકારી રૂપ સદા શિવનું અમંગળ જેથી મટે જીવનું,
ધરો માટે ધ્યાન ભીડભંજનનું, શંકર ભીડભંજન ભય ભાંગો. ૨

મુખે શું વરણવીયે તમને, બુદ્ધિ નવ પોચે પરીબ્રમને,
દર્શન દ્યોને દશ ભુજા અમને, શંકર ભીડભંજન ભય ભાંગો. ૩
ગુરૂ ગંગાધર છો મારા, અનુગ્રહ કરતા બહુ સારા;
શંકર છો પ્રાણ થકી પ્યારા, શંકર ભીડભંજન ભય ભાંગો. ૪
ભ્રગુએ ભક્ત જનનું સંકષ્ટ કાપો, શંકર હવે સ્થીર કરી સ્થાપો;
ભજે તેને સુખ સંપદ આપો, શંકર ભીડભંજન ભય ભાંગો. ૫
શાની પરદેશે પુજ્યા તમને, પ્રસન્ન થયા ગોકુળના સુતને;
રાખો પ્રેમ શંકરને શરણે, શંકર ભીડભંજન ભય ભાંગો. ૬
આદીતે ઉમીયા સહિત નમીયે, સદાશિવનું ધ્યાન રૂદે ધરીયે;
શંકર ગુણગાવા મન કરીએ, શંકર ભીડભંજન ભય ભાંગો. ૭

### હીર છંદ.

હે દયાળ જગતપાળ શંભુ મુક્તિદાયકા,
હે ભવાનિ નાયક સુભક્ત સર્વ સાયકા;
દે સુબુદ્ધિ સર્વ ગૂણ શુદ્ધ જ્ઞાન સાથજી,
આપે તું અભિષ્ટ સુખ વંદું વિશ્વનાથજી.
હે ત્રિનેત્ર ત્રીપુરારિ છે ત્રિલોક નાથ તું,
સચર અચર વ્યાપિ ઇશ છત્ર ભક્ત માથતું,
હે પ્રતાપિ પુર્ણ પ્રીતિવંત ભક્ત માથજી. આપે તું અભિષ્ટ૦
તું પ્રભુજી કષ્ટ હરણ સુખ કરણ દેવ છે,
શુદ્ધ બુદ્ધિ વ્રદ્ધિકારિ ઇશ તારી શેવ છે;
તૂં ભવાબ્ધિથી ઉગાર હે અનાથ નાથજી. આપે તું અભિષ્ટ૦
પંચ વક્ર શક્ર તુજ ભક્તિ ધ્યાનથી કરે,
દે પ્રભૂ સુગૂણ શક્તિહિણ ભવાનિ કર્ગરે,
હે અલક્ષ લક્ષ લે વિનંતી હર્ષ સાથજી. આપે તું અભિષ્ટ૦

## કાનડો.

શિવશંકર છો સુખકારી, શિવ (૨)
અકળ કળા કદિ કળિ ન કળાએ, અલ્પમતિ છે હમારી–શિવ૦
ચંદ્રશેખર શિર જટા અનુપમ, દંડ કમંડળ ધારી,
ત્રિગુણાત્મક ત્રીશુળ કર સોહે, જય જય જય ત્રિપુરારી. શિવ૦
અજર અમર શિવ સાંબ તમો છો, ભવ દુખ ભંજન હારી,
જગત સમાજ મળી સહુ નમિયે, બાંહ્ય ગ્રહોને હમારી. શિવ૦

## શયનની આરતિ.

જય ગિરિજાવર હર જય તેજો રાશિ "શિવ જય તેજો રાશિ"
મન ભવ દહન વિઘન લવ, વાસી શ્રી કાશિ, જય હરહર મહાદેવ.
ખળખળ પ્રબલ વિભંજન, ઝળઝળ મુખ કમળ "શિવ."
દ્વિજગજય અજ વાહન ગજ, આનન સુર વૃજ રજ વંદિ "શિવ"
તજતજ અજમજ ભોગજ, ભજભજ શીરચંદે. હરહર મહાદેવ.
મના તક ત્રિપુરાંતક, અંધક અંતક જય "શિવ"
મુખ અંતક ગજ અંતક, અંતક પાતક ભય. હરહર મહાદેવ.
દુખ હરપર હર ભવહર ભમહર આનંદી. "શિવ"
શશિધર ફ્રણીધર જલધર, ગિરિધર પ્રતિનંદી. હરહર મહાદેવ.
નગ ખગ અગ જગ પગ લગ ઢગઢગ સુખ પામે "શિવ"
અનુગ સુભગ દ્રગ મગમાં, વિહરો મન કામે. હરહર મહાદેવ.
શશિધર ધર વિખવરધર ગીરવર જારમણાં "શિવ"
સુખદ સુભગ સુરનાયક, દાયક ભય ભમણાં. હરહર મહાદેવ.
પતિત નહીં હું સરખો, તમ સમ નહીં પાવન "શિવ"
અધમ ઉધારણ શંકર તારો મન ભાવન. હરહર મહાદેવ.
મહેશ્વર પન્નગ ધર રણછોડના સ્વામી "શિવ"
તારીશ નિશ્ચે જાણું, શંકર બહુ નામી. હરહર મહાદેવ.

## ભજન રાગ ઝિંઝિટ, તાલ દાદરા.

શંભુને આધાર હું તુજદ્વાર દોડિ આવ્યો. શંભુને૦ ટેક.
નાથ પ્રીતિ પુષ્પ કઈ, મુજ હૃદય થાલ માંહિં નથી;
નથી વૃત્તિ ઝારી ભક્તિ, વારીએ ભરિ લાવ્યો. શંભુને૦
કપટ કંઠી બાંધિ કંઠ, દંભ તિલક સાંધિ ભાલ,
લુબ્ધાનો બેરખો લઇ, હાથમાં ઘુમાવ્યો. શંભુને૦
જગ ગુલામ બની આમ, અટવાયો આડિ વાટ,
માયાને મોહેં નાથ, ખુબ છે ફસાયો. શંભુને૦
કયાં હું જાઉં ? કોને કહું ? કોણ વાત ધરે કાન ?
વિપતિ બોજ પાદ પદ્મ, પાસ છે ઝુકાવ્યો. શંભુને૦
તું મુજ વિશ્રામ ધામ, તું મુજ આરામ, રામ
તુંજ પૂર્ણ કામ એજ, નિશ્ચય લગાવ્યો. શંભુને૦
તું મુજ નિર્બળની પાંખ, આંખ આંધળાનિ હરિ,
પાંગળાની લાકડી, પરંપરા કહાવ્યો. શંભુને૦
તુજ વિના દયાળ મુજ, વિરામનું ન ધામ કોઈ,
જગથી જે ભાગ્યો રોઇ, તેને તેં હસાવ્યો. શંભુને૦

## શ્રી હાટકેશ્વરની આરતિ.

જય જય મંગળમય, જયહાટક શંભો "શીવ" કરૂણા સાગર;
નાગર પાલક પાયપ્રભો જય હરહર મહાદેવ. ૧
પયસા દધી ઘૃત મધભી, શર્કર આ સહીત "શીવ" સ્નાન;
સમરપયે શિવ, ગંગાજળ મીલીતં જય હરહર મહાદેવ૦ ૨
કેશર કસ્તુરી યુતશ્રી કંઠેન કૃત "શિવ" સરવાંગે સુવીલેપન,
મંગી કરૂં સતતં. જય હરહર મહાદેવ૦ ૩
બીલવી દલ તુલશી દલ ફુલસુ કમલાની "શિવ" જાત કીન,
કુસુમાની સમરપયે તાની. જય હરહર મહાદેવ૦ ૪

અષ્ટાંગ તવ કુરતઃ કલ્પીત મીઠ ધુપં "શિવ" દીપ પ્રદર્શ,
ધૃતજં, વીક્ષે તવ રૂપં. જય હરહર મહાદેવ૦ ૫
ભક્ષં લેહીયં પેહીયં ચોસ્યં નૈવેદ્યં "શિવ" લડુક પાયસ,
દુગ્ધા બ્યાપ્ર ફલં હૃદયં. જય હરહર મહાદેવ૦ ૬
સતાવરતીત આરાર્તીક, મહતી સતાવતી "શિવ" ભૂષણ,
ગણેવી દુષણ, મીહી નવ હીવરતી. જય હરહર મહાદેવ૦ ૭
થનનન થઇતા થઇતા, નૃત્યં તો ભવતા "શિવ" કણુક
કીંકણી ચરણા, કરતા લેશ ગતા. જય હરહર મહાદેવ૦ ૮
વિદધતી ઝણુક ઝણુણુ ઝણુણુ ઝલ્લરીકાનાદં "શિવ"
દુંદભી દેપઃ કુરતે, રતની તે ન વિવાદં. જય હરહર મહાદેવ૦ ૯
ધણુક ધણુણુ ધણુણુ ઘંટા બાજય તે 'શિવ' ભેરી
શંખં તુરીયં, ડમરૂનાદયતે. જય હરહર મહાદેવ૦ ૧૦
વલ્લભ લજ્જાશંકર નુરમીત નુતગીતં "શિવ" હાટક નાથે
ભક્તિ, યચ્છીત તદધીતં. જય હરહર મહાદેવ૦ ૧૧

## શ્રી હાટકેશ્વર મહાદેવની સ્તુતી. (કલ્યાણ રાગ ભેરવી.)

જય જય હાટકમહેશ, ઇશ જટાધારી;
ઇશ જટાધારી, તુજ સેવક હીતકારી. જયજય૦ ૧
પંચ વદન ગૌર અંગ, ભુષણ શોભીત ભુજંગ;
પીવત શિવ ભંગ, લેહેરી ત્રિપુરારી. જયજય૦ ૨
શોભિત શુભ ચંદ્ર ભાલ, ચંદન ચરચીત વિશાલ;
બહુત ધરે પુષ્પ માલ, બીલ્વી શિવ પ્યારી. જયજય૦ ૩
બ્રહ્માદિક ધ્યાન ધરે, મહા વિષ્ણુ સેવ કરે;
ઇંદ્રાદિક દેવ ભજે શંભુ સુખકારી. જયજય૦ ૪
ઋષિમુનિ સબ સેવ કરત, અષ્ટ પહોર ધ્યાન ધરત;
શંકરકો નામ રટત મહાપાપ હારિ. જયજય૦ ૫

ગૌરી હર વીજય રૂપ, નીલકંઠ શોભીત શુભ;
ચક્ર ત્રીસૂલ ધરત કરત, નંદીપર સ્વારી. જયજય૦ ૬

સમાધીકો કીયો નંગ, ખાખકર દીયો અનંગ;
ઉનકી ધરે ભસ્મ અંગ, વાઘંબર ધારી. જયજય૦ ૭

ગણપતી હનુમાન ખડે, ભૈરવ સબ પાપ હરે;
વીરભદ્ર શંકર ગુણ, વીકટ રૂપ ભારી. જયજય૦ ૮

ભૂત પ્રેત યક્ષ આય, શંકરકો નમત પાય;
મુખસે કરતે ઉચ્ચાર, જય જય જયકારી. જયજય૦ ૯

પ્રાત સ્નાન નિત્ય કરે, પંચામૃત પુષ્પ ધરે;
ચંદન નૈવેદ્ય ધૂપ, દીપ ગંગ ઝારી. જયજય૦ ૧૦

શંકરકે દ્વાર જાય, ધ્યાન એક સ્થીર લગાય;
પુજનસે મોક્ષ પાય, નમું ભસ્મ ધારી. જયજય૦ ૧૧

બાજતહે ડમરૂ ડાક, ઘોર કરે ઘંટ નાદ;
શંખ તુરી ભેર બજે, ઝાલર ઝણુકારી. જયજય૦ ૧૨

સનકાદિક ભજન કરત, નારદ મુનિ ધ્યાન ધરત;
ગાંધર્વ સબ ગાન કરત, નૃત્ય કરે નારી. જયજય૦ ૧૩
નીશ્ચે સનમાન વાત, શિવ શિવ ભજ દીનરાત;
સપ્ત જનમ પાપ જાત, કહું વાર વારી. જયજય૦ ૧૪

જનમ મરણ તાપહાર, માગું શિવ વારવાર;
દીન છેલ શંકરકો, ચરણ શેવા પ્યારી. જયજય૦ ૧૫

## આરતિ ( રાગ કાનરો, તાલ ત્રિતાલ. )

જય જય જય મહાદેવ, સૂર્ય, શશિ, ગ્રહ પ્રભૃતિ,
સંત, મહંત, યતિ, સતિ, ચક્રવર્તિ સહુ ભૂપતિ,
કરે તમારી આરતિ, જય જય જય મહાદેવ.
બ્રહ્મા, વિષ્ણુ, પુરંદર, રામ, કૃષ્ણ, શિવશંકર,

## સારિગમ પધનિ સસસ્વર,

સાખિ, ગાય તવ યશવર, જય જય જય મહાદેવ.

વરૂણ, વાયુ, વૈશ્વાનર, સાગર, સિંધુ, સરિત સર,
પર્વત શિખર, તરૂવર, મહિમા રટ અનશ્વર. જય૦

સુમતિ, સુગતિ, રતી, કીરતિ, ભક્તિ, મુક્તિ, વળિ નિવૃતિ,
કમળા, કળા, સરસ્વતિ, દેવિ સહુપદ સેવતિ. જય૦

ઋષિ, મુનિ, યોગિ, તપોધન, સમસ્ત સિદ્ધ સાધુજન;
જ્ઞાની, ધ્યાની, દ્રઢમન, કરે તમારૂં પૂજન. જય૦

આરતિ કરે ચરાચર, વિશ્વ જેનિ નિશવારરે;
નગર નગર પ્રતિ ઘરપર, પ્રસન્ન રહો જગદિશ્વર. જય૦

## અશ્વિનિકુમાર કૃત શિવ તાંડવ.

જય જય શંકર મહારૂદ્ર પતીત પાવન, હરહર પતીત પાવન;
ગિરીજા વલ્લભ પ્રાણનાથ સંકટ હરન હરહર સંકટ હરન. જય૦

દશભુજ પંચાનન ગંગાધર નંદી વાહન હરહર નંદી વાહન;

અબધુત અલક અગોચર માયા અલક નિરંજન હર (૨) જય૦
ભક્તા ભૂષણ ભવભય ભંજન દારિદ્ર હરન (૨)
સુરિવર મુનીજન સકલ સુર સેવિત સદા નિરંજન (૨) જય૦
વિભૂતિ લેપન નીલગ્રીવા ભાલ શશિધરન (૨)
પંકજટાધર કર્પૂર ગૌરી વાઘાંબર વાસન. જય૦
કૈલાશવાશી કરૂણા સાગર વાતભજન, (૨)
પિનાક ડમરૂ ત્રિશૂલ માલા વિષધર ભૂષણ (૨) જય૦
વિશ્વા રામા વિશ્વ વિરામા વિશ્વંપાલેન, (૨)
નિત્યા નંદન નિરંતર યોગી, નરક નિવારણ. જય૦
જાગ્રત્વોધસુ ધારણ સુંદર અન હદધુન અસન (૨)
મઉંદ સુત ગન નિશ્ચલ બાધુ શિવ શિવ શિવ સ્મરણા. જય૦

શ્રી મહાદેવ સદાશિવ શંભુ, ત્રિભુવન દેવ મુદારં;
ગિરિપતિ ગિરિજા વલ્લભ શંકર ભજલે વારંવાર. શિવ૦
નીલકંઠ તનુ ભૂતિ વિભૂષિત ભુજંગ ફણી મણિ હારં;
જટા જૂટ ગંગાધર શંકર ભજલે વારંવાર. શિવ૦
ગોવાહન ગજ ચમ કપાલિ શુલિ ઈશ મહેશં,
વામદેવ વરદાયક શંકર, ભજલે વારંવાર. શિવ૦
સુરપતિ દેવ વિરંચિત વિષ્ણુ, રવિ ઋષિ ગણ મુનિવર વંદ્ય;
સિદ્ધ સુરાસુર સેવિત શંકર ભજલે વારંવાર. શિવ૦
ત્રિપુર નિકંદન ભવભય ભંજન સેવક જન પ્રતિપાલં;
આવાગમન નિવારણ શંકર ભજલે વારંવાર. શિવ૦
ચૌદ લોક પ્રભુ કર્ત્તા હર્ત્તા પ્રતિપાલક વિશ્રામં;
સદા સર્વ સંપૂર્ણ શંકર ભજલે વારંવારં. શિવ૦
ધન દારા સુત મંદિર મીથ્યા વિજય વિવેક દાતારં,
મન વાંછિત પરિપૂર્ણ શંકર ભજલે વારંવારં. શિવ૦
કર ડિમરૂ ડિમડિમ વાજે નાજે દેવ દયાલં;
આનંદ પરમાનંદ શિવ ભજલે વારંવારં. શિવ૦
તાંડવ નૃત્યતા થેઇ થેઇત નારદ ગાટતિ ગીતં;
એ પરબ્રહ્મ પરમેશ્વર શંકર ભજલે વારંવારં. શિવ૦
સામ ગાન બહુ ઋષિજન ગાયે નારદ વેણા વાયં;
સુરપતિ તામે નાચે શંકર ભજલે વારંવારં. શિવ૦
હરહર દુરત નિવારણ શિવપદ પરમ નિધાનં;
શિવ શિવ શિવ શિવ શિવ શિવ શંકર ભજલે વારંવારં. શિવ૦
અશ્વનિકુમાર વશે જ્યાં ચિરચિત પિતા રનીવારં;
શિવ તાંડવ મન સાફલ શંકર ભજલે વારંવારં. શિવ૦

## દ્વાદશ જ્યોતિર્લિંગની આરતિ.

જે શિવ જુગ સ્વામિ, જે શિવ જુગ સ્વામિ;
દ્વાદશ જ્યોતિશલિંગે, શમરૂં શિશનામી; જે શિવ જુગ સ્વામી.
પ્રથમ સોરઠિ સોમનાથ, નિત દરશન દીજે શિવ નિત દરશન દીજે.
શ્રી શૈલે મુનિસાર મલિકેશ્વર બીજે જે શિવ જુગ સ્વામી.
ત્રીજા શિવ કેદાર ગંગાત્રટ ગાજે શિવ ગંગાત્રટ ગાજે;
ચોથા શિવ ઓંમ્કાર રેવા ત્રટ રાજે. જે શિવ જુગ સ્વામી.
પંચમા પૂરવ દેશ વૈજનાથ વનખંડી, શિવ વૈજનાથ વનખંડી,
છઠ્ઠા શિવ નાગેશ્વર ધ્યાન ધરે દંડી. જે શિવ જુગ સ્વામી.
સાતમાદીન દયાળ વિશ્વેશ્વર કાશી શિવ વિશ્વેશ્વર કાશી;
અષ્ટમા શિવ મહાકાળ ઉજ્જયની વાશી જે શિવ જુગ કાશી.
નવમા શિવ ભીમેશ્વર ભક્તિ અચળ ભાવે શિવ ભકિત અચળભાવ;
દશમા શિવ રામેશ્વર સેતબંધુ કાવે જે શિવ જુગ સ્વામી.
ઘુષ્મેશ્વર ગુણુ જ્ઞાન એકાદશ જ્યોતી શિવ એકાદશ જ્યોતી;
દ્વાદશ ત્ર્યંબકનાથ ગુરૂમુખ લ્યો ગોતી જે શિવ જુગ સ્વામી.
ઈશ્વર રૂપ અપાર સમરો દુખ ટળશે શિવ સમરો દુખ ટળશે;
સુક્રિત નરને નાર ભજતાં શિવ મળશે જે શિવ જુગ સ્વામી.

## રાગ ખમાચ, તાલ દાદરો.

ચિતસેં અન્ય ચિંતન, અબ શિવ સબ ભુલાઓ;
કિસ બિધ ઉપાસના, તુમ્હારી કરે સો સિખાઓ. અન્ય૦ ટેક.
ઘડી અધિ ચંચળ મન, સ્વસ્થ કર બિઠાઓ,
વો યોગીન સમયોગ ધ્યાન, અમર રસ પિલાઓ. અન્ય૦
ઉસ મનન સિંધુ માંહી, ગહરે ગહરે લે જાઓ;
સત્યં શિવં અનૂપ રૂપ, અનુભવ કરાઓ;
આજ કંગાલન હૃદય કુટી, પાવન બનાવો. અન્ય૦

અંતર્મે મધુર મધુર ભાવ, પુષ્પ ન વિકસાઓ;
નૈનનસે પ્રેમ અશ્રુ ઝરન, ચરનન પ્રતિ બહાઓ. અન્ય૦
તુમ્હારે સંસર્ગ સ્વર્ગ, સુખ યહાં બતાઓ;
આત્માકો આનંદમે, નિમગ્ન કર નચાઓ. અન્ય૦

## મહીદીપ છંદ.

જયશ્રી અજર અમર નજર કર સદા કૃપાની,
જય અશરણુ શરણુ શરણુ કરણુ હરણુ હાની;
જય દયાળુ દેવ સર્વ સંકટો નિવારો,
જયશ્રી વૈજનાથ નાથ પ્રાર્થના સ્વિકારો.

જય મહેશ જગત જનક ભક્ત ભીતી હારિ,
પંચ વક્ર દે સુબુદ્ધિ સત્ય ભક્તિ તારી;
ભય વિનાશી હે ભવેશ ભવ સમૂદ્ર તારો. જયશ્રિ વૈજનાથ૦

તું અલક્ષ સત્ય પક્ષ રક્ષકારી દેવા,
તું કૃપાળુ ભકત પાળુ સત્ય તારી સેવા;
હે દયા નિધે પતીત પાતકો નિવારો. જયશ્રિ વૈજનાથ૦
જય કૃપાળુ કર કૃપા સુકાર્ય થાય તેથી,
કર કૃપા કૃપાળુ તોજ ભકિત થાય મેંથી;
કર કૃપા કૃપાળુ બાળ કરગરે તમારો. જયશ્રિ વૈજનાથ૦
તું કૃપાથી કષ્ટ હરણુ સૂખ કરણુ દેવા,
શુદ્ધ બુદ્ધિ વૃદ્ધિકારી ઇશ તારી સેવા;
જય ભવાની નાથ હાથ ગ્રહણુ કર અમારો. જયશ્રિ વૈજનાથ૦

## હીંડી.

જય પ્રભૂ પતીત પાવના પ્રણામૂં, હે દયાનિધે નિહાળ બાળ સામૂં;
જ્ઞાન અર્પ આપ ચર્ણુ ભક્તિ આપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
આપ ચરણુ ભક્તિ જ્ઞાનસૂ પ્રકાશે, અંધકાર રૂપ પાપ સઘ નાશે;

આપ શર્ણું મૂજ દોષછે અમાપો, બાબુલનાથ કષ્ટ જાળ સઘ કાપો.
દુષ્ટ કર્મ પૂર્વ જન્મમાં કરેથી, કષ્ટતા પમાય કાય જીવ જેથી;
કષ્ટતા નિવારી પ્રેમદૃષ્ટિ થાપો, બાબુલનાથ કષ્ટ જાળ સઘ કાપો.
જો વિચારશો વીદીત વાંક મારો, તો અગાધ દુઃખ કયાં સમુદ્ર આરો;
હે અનાથ નાથ અધમતા ઉથાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
આપ આશ્રરોજ સૂખનૂં સ્વરૂપ, જેથી રંક થાય ભાગ્યવાન ભૂપ;
ભૂપ ભુપછે પ્રસિદ્ધ તું પ્રતાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
આપ તુષ્ટતા પ્રતાપ ટેક સારી, અધમને ઉધારનાર બર્દ ધારી;
તુષ્ટતાથી મૂજ મસ્ત હસ્ત થાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
આપ ચરણ પદ્મ પરિમલે વિશેશ, સઘ મૂજ ચીત મેળવો મહેશ;
અંગઅંગ ભક્તિનો પ્રસંગ વ્યાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
શુદ્ધ નીરશીર બિલ્વપત્ર ધારૂ, પજન માનજો અધીક ઈશ મારૂં;
જાણુ રંક વીનતી વિશેષ જાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.
હે અશર્ણશર્ણ ચર્ણમાં પડુછું આપ સમીપ પાપ નાશવા રહુછું;
ભય હરો ભવાની ભવ શુણો વિલાપો, બાબુલનાથ કષ્ટજાળ સઘ કાપો.

પદ.

સગુણ સમર્થ સત્ય, શિવને સ્મરૂં હું નિત્ય;
આપો ધર્મ નીતિ વ્રત, વંદુછું હું વારવાર;
અજન્મને અવિકાર, નિત્ય દૃઢ સદ્વીચાર,
શક્તિનો ન પામું પાર, માનું શિવ ઉપકાર. સગુણ સમર્થ૦
ભવપતિ શિવસાંબ, તમે પૂર્ણ બલવાન,
વિશ્વમાં વિરાજમાન, વિનતી ધરોને ધ્યાન;
સુણી પ્રાર્થના ત્વરીત, મતી દ્યો મને પુનીત,
પાવન કરી પતિત, કરશો તમે ઉદ્ધાર. સગુણ સમર્થ૦

## (ઝુલણા) પ્રભાતી.

અખિલ બ્રહ્માંડના નાથને નિત્ય હું, પ્રેમ ભક્તિથકી પ્રાય લાગું;
દુર્મતી ટાળી સન્મતી સદા આપશો, એજ વરદાન શિવસાંબ માગું;
વિષય મોહાબ્ધિમાં મગ્ન અતિશય હુંછું, અંતમાં શી ગતી શિવ થાશે;
શિવ કૃપા જો હશે તોજ ભવબંધથી, મુક્ત થઇ મુક્તિ માર્ગે જવાશે.
નિંદ્ય નિષ્ઠુર કીધાં કૃત્ય મેં અતિઘણાં, શંભુ કરવા ક્ષમા હાથ તારે;
દીનવત્સલ દયાનીધિ નિજ દાસના, વિપતી ભય સંકુટો તું નિવારે;
શરણછું ચરણ પ્રતિપ્રણમી પ્રણિપત કરૂં, સ્મરણ હૃદયે ધરૂં નિત્ય તારૂં;
વિનતી ચિત્તે ધરો પાય શિવપરહરો, પ્રેમથી સાંભળો સ્તવન મારૂં;
સત્ય સચ્ચિદઘના સાક્ષી સર્વોત્તમા, સર્વદા ક્ષેમ કલ્યાણ દાતા;
પરમ કરૂણા થકી પ્રાણિ માત્રો તણા, ચિત્તને દ્યો તમે શાન્તિ શાતા;
અલ્પમતિછું શિવ સ્તવન તે શું કરૂં, નમ્ર ભાવે તને નિત્ય વંદું;
નીતિ સન્માર્ગમાં બુદ્ધિ પ્રેરી સદા, સદ્દગતી આપશો ન્યાય સિંધુ.
ધન્ય તારી ગતી ધન્ય તારી કૃતી, શુક સનકાદિકો કો ન પામ્યા;
ઋષિમુની વેદ મંત્રે સ્તુતીઓ કરી, નેતિ અંતે વદીને વિરામ્યા;
શિવ કરો અનુગ્રહો અવગુણો નવલહો, ભક્તનો કર ગ્રહોરે કૃપાલા;
ધર્મ ધારણ કિધો નિજ પ્રજા પાલવા, રાખુ વિશ્વાસ સહું વિશ્વપાલા.
સૃષ્ટ વસ્તૂથકી ભિન્ન શિવછો તમે, શુદ્ધ ચૈતન્યરૂપે વિરાજો;
જ્ઞાન ઇચ્છા ક્રિયા સબળ શક્તી થકી, વિશ્વમાં પૂર્ણ પ્રભુતાથી ગાજો;
ભવપતી શિવ તને વિસ્તરી શું કહું, કૃતિ નથી તું થકી કાંઇ છાની;
વિનય ભાવે તને વિનતી હું જે કરૂં, સર્વ લેશો તમે શંભુ માની.
દ્વાર તારે શિવ આવી વિનતી કરૂં, નવ કદી ચરણથી વિમુખ કરશો;
પતિત પાવન શિવ પ્રાર્થનાઓ સુણી, બરદ શુભ હસ્ત મુજ શીષ ધરશો;
યોગ્ય નથી તદપી પ્રતિ પાલના શિવ કરો, પ્રેમ રાખો સદા દાસ જાણી;
એ કૃપાનાથ ઉપકાર અતિ તાહરો, માની નિત્યે વદું નમ્ર વાણી.

રાખું અભીલાષ અવિનાશ પદ પામવા, યોગ્યતા આપવી હાથ તારે,
સર્વે અપરાધ કરશો ક્ષમા દાસના, સત્ય વિશ્વાસ આધાર મારે;
નમી નમી નિત્ય શિવ પ્રાર્થના હું કરૂં, ચિત્તમાં પ્રેમ લાવી સ્વિકારો;
સિદ્ધિ આપો સદા શુદ્ધ ઉદ્યોગમાં, વિઘ્ન આપત્તિ સર્વે નિવારો.

દાસના દોષ પર રોષ નવ લાવશો, ભક્તની સર્વ છે લાજ તુને;
કામના મન તણી પૂર્ણ કરીને સદા, શરણ રાખો મહાદેવ મુને;

નીત્ય સાષ્ટાંગ નમી શંભુ તમને કહું, રાખી સંપૂર્ણ શિવ પ્રેમભક્તિ;
ત્રિવિધ પુરૂષાર્થ સંપૂર્ણ હું ભોગવી, પામું તારી પ્રભુ સમીપ મુક્તિ.

## રાગ પરજ–કાલીંગડા–તાલ.

"કાટા ઇશકુ વા દિલ બિચ ખટકે."

ચાતા સુખતો શિવ શિવ રટલે, ચાતા સુખતો શિવશિવ રટલે. ટેક.
એહી જગકાલકી ઝાલ સમજ મન, ભવતારકપુર હરપદ ભજલે. ચા.
છનિક સકળ જોબન તનધન સુખ, દ્રઢ પશુપત પદ સુખદ સમઝલે. ચા.
પરમ પ્રતાપ અમાપ અનુપમ, સાંબ ભજન સુખ અજર અમરવે. ચા.

## રાગ સોરઠ–તાલ ઝુમરાનો.

શશિ સુલિલાટ શિર ગંગા બિરાજત, રાજત સાંબ નીલકંઠ બિશ-
ધારિ, શશિ૦

ડમરૂ પિનાક કર ગલે રૂઢમાલ ધર, ચોરે ભભુત અબધૂત ત્રિપુ-
રારી; શશિ૦

ચરચે સુગંધી ચંદન બિધબિધ, ફુલ ફુલ શુભ વસ્ત્ર ભોજન અડા-
રી, શશિ૦

ધુપહી સુવાસત કરત પ્રકાશ દીપ, નીરખી પ્રતાપ દોલત બલિ-
હારી; શશિ૦

## રાગ ભૈરવી તાલ દીપચંદી.

સમર શિવ સાંબ સોહાગી, સમર શિવ સાંબ સોહાગી;

પંચવદન મદનારિ મહેશ્વર, રટ રસના ઝટ જાગી; સમર શિવ૦
ચંદ લલાટ જટાધર શંકર, ભજ મમતા મદ ત્યાગી; સમર શિવ૦
સમર સદા હર હર ચરણાંબુજ, બન ઉનમેં અનુરાગી, સમર શિવ૦
પરમ પ્રતાપ પ્રભુપદ તજકે, ઓર ભજે સો અનુરાગી; સમર શિવ૦

## રાગ બિભાશ વિગેરેમાં ગવાશે-તાલ ધ્રુપદ.

મંગળ પ્રભાત સમે મંગળ બિધી સહીત મંગળ સ્તુતિ તે હોત
મંગળા મહેશકી,
મંગળ હે ધ્યાન વાકો, મંગળ હે જ્ઞાન વાકો. મંગળ નિદાન યાતે,
સિદ્ધિ હે સુરેશકી, મંગળ પ્રભાત૦
દેવ દક્ષણાખ્ય દાતા, દીનબંધુ સત્ય ત્રાતા, ખરતું કહા બિધાતા,
બિગત ખશેષકી.
પરમ પ્રતાપ, જાપ પરમ પ્રસાદ તાકો, ઉપમા અનુપ પ્રભુ પરમ
પરેશરી; મંગળ પ્રભાત સમે૦

## રાગ કલ્યાણ ધ્રુપદ.

"પુરન ચંદ ઉદય ભયો" એ ઢબ.

ગાવત બેદ અભેદ ઇશ ઓર જો પુરાન શાસ્ત્ર,
રટત બ્રહ્મ બિષ્ણુ નિશદિન જાકું શ્રીપશુપત હરહર શંકર.
ગાવત બેદ અભેદ.
સુમરત સુરેશ, શેષ પારહુ ન લેશ લેત,
અખંડાનંદ અલખ સકળ સુરાસુર મુનિ જીનચરન ચહેહે;
ત્રિનયન પાર્બતીબર. ગાવત બેદ અભેદ.
પુરન બ્રહ્મ ત્રિગુનતીત અગમ અગોચર,
પરમ પુરૂપ નિજ સ્વરૂપ એકહી અનંત ભવે;
અહત દોલત્ત પ્રતાપ કરના અખંડ, આપ હરન ત્રિવિધ તાપ.
મીટન મન ઉતાપ;

શિવ તુજ શરન ભયેહે, જયશિવ શાંબ અભય કર;
ગાવત બેદ અભેદ,

## રાગ ભુપાલી કલ્યાણ.

રટ નિશદિન "મન" શ્રી પશુપતી, કટત પાપ શુભ હોત ગતી;
રટ નિશદિન મનશ્રી પશુપતી.
અશરન શરન ચરન જીનકે, જગપાલક દીન દયાળ પ્રભો;
અહોનિશ ઉચરત અમરૂ સ્તુતિ રટ" નિશદીન મન શ્રી પશુપતી.
આગમ નિગમ જીનકે જશ ગાવે, બિબિધ બિષ્ણુ બિધી ના બરને;
તદપી પ્રતાપ અગાધ અતી, રટ નિશદીન મન શ્રી પશુપતી.

## હોરી રાગ આશાભૈરવ ભૈરવી મિશ્રીત.

" મોપર રંગ ન ડારો કનૈયા " એ ઢબ.

ચલહુ સખી શિવપુજન જાવે, અબહી વસંત રત સરસ સહાવે; ચ૦
બિબધ બ્રછ બેલી સબ ખીલે, કોકીલ મોર સુશબ્દ સુનાવે; ચ૦
કનક થાલ ઝારી કર લેકે, બિબિધ બસ્ત્ર ભુખન ધરવાવે;
અંગ ઉમંગ અભંગ ધરી શિવલિંગ સમીપ સુરંગ ઉડાવે; ચ૦
ચંદન પુષ્પ ધુપ શુભ દીપક બિબિધ ભાત ઉપચાર ચઢાવે;
દર્શન ધ્યાન કીયે શિવ પુજન, પરમ પ્રતાપ પ્રભુપદ પાવે; ચ૦

## મને સહાય કરશે મોરારીરે—એ રાહ.

શિવ સહાય કરો ત્રિપુરારીરે, ભકતો જાણીને લ્યોને ઉગારી;
ભક્તિ તમારી, દીયો સુખકારી, ભોળા આશા પુરોને હમારી. શિ૦
તાપો નિવારી, ભવ સિંધુથી તારી, સદા મહેર કરોને ત્રિપુરારી;
વિનતી એ શ્વીકારી ભોળા, જગત સરણે તમારી. શિ૦

## લાવણી.

" પ્રભુ તુંને પ્રસન્ન તે કેમ થાશે. " એ ઢબમાં.

જય જય શંકર શ્રીત્રિપુરારી, જય જય શંકર શ્રીત્રિપુરારી;

કર મન જાપ અહો નિશ જારી, જય જય શંકર શ્રીત્રિપુરારી. ટેક.
પંચ વક્ર પરમેશ્વર શીવજી, દીનબંધુ કરૂણા કારી;
કરન ભરન ત્રિનયન જય શંભો, હરન સકળ દુખહારી. જયજય૦
અંતરજામી શ્રી જગ સ્વામી, બહુનામી સુ બિરદ ધારી;
ભક્ત વછળ પ્રતિ પાલક પુરહર, શ્રીકૈલાશ બિહારી. જયજય૦
સાંબ સદા ભવપાર ઉતારન, અધમ ઓધારણ અઘહારી;
કૃપાસિંધુ કર્તાર સદાશિવ, દેશો વિપત વિદારી. જયજય૦
શેષ સુરેશ ગહેશ વિનાહદ, રટે સકળ યશ વિસ્તારી;
પાર લગાર ન પામે જેનો, સારદ બ્રહ્મ મુરારી. જયજય૦
અજર અમર શિવ અગમ અગોચર, ગંગાધર જય વીપધારી;
કર પિનાક ડમરૂ અંકુશ ઇતીઆદીક, આયુધ ભારી. જયજય૦
નિત્યાનંદ નિરંજન પશુપતી, છે જેની શુભ છબ ન્યારી;
કળાય નહીં ગતી રતી તેહની, પ્રતાપ પરમ ઉદારી. જયજય૦

પદ.

હું કહુંછું લાવી પ્યારરે, શિવ શેવા કરને;
આ સપનારૂપ સંસારરે, શિવ સેવા કરને.
તેમાં આપ્યોછે અવતારરે, શિવ સેવા કરને;
મારૂં તારૂં કર નિરધારરે, શિવ સેવા કરને.
ના ગાયા શંભુના ગુણરે, શિવ સેવા કરને;
અંતે તે મૂકાવશે ફૂણરે, શિવ સેવા કરને.
નહિ જમ મૂકે તુંને લેશરે, શિવ સેવા કરને;
ખેંચશે તુજ શિરના કેશરે, શિવ સેવા કરને.
માટે ભજ તું ભોળો નાથરે, શિવ સેવા કરને;
અંતે આવે એ ઝાલશે હાથરે, શિવ સેવા કરને.
સહુ પૂરે તે મનની આશરે, શિવ સેવા કરને;

જગન્નાથ રાખ વિશ્વાસરે, શિવ સેવા કરને.

**રાગ ભૈરવી તાલ "સુરનકે ભેદરે હોમીયાં."**

સમર શિવ સાંબ સદા જડમતી, પૂરન પરમેશ્વર શ્રી પસુપતી. ટેક.
સરસ નરસ રસના રસ તજકે, ભજપુર હર નિત પ્રતી; સમર૦
તજ અધરમ ધર પરમધરમ દ્રઢ, કપટ કુકર્મ ન કરહુ રતી; સમર૦
પરમ પ્રતાપ પ્રભુપદ મહીમા, રટન કટન અઘ અતી; સમર૦

**રાગ ભૈરવી તાલ દાદરો.**

જયજય શિવહર પુરારી શ્રીપશુપતે, કરદયા દયાળુ દેવ ઓ દયાનિધે.
ચંદન સુવસ્ત્ર બિબિધ પુષ્પ બિલ્વીપત્ર માળ, સોહત સુચંદન ભાલ;
છત્ર છાજતે, કરદયા દયાળુ દેવ ઓ દયાનિધે.
અક્ષતો પવિત અનુપધુપ દીપમાલ કીયે આરતી નૈવેદ તાંબુલાદી;
અરપી તે, કરદયા દયાળુ દેવ ઓ દયાનિધે.
દક્ષિણા પ્રદક્ષિણાદી ષોડષોપચાર લીએ દ્રઢ પ્રતાપ દેવ બ્રહ્મ વિષ્ણુ;
શેવીતે, કર દયા દયાળુ દેવ ઓ દયાનિધે.

**રાગ ભૈરવ તાલ ઠુમરી.**

મન ભજ શંકર ત્રિપુરારી, આજ મન ભજ શંકર ત્રિપુરારી. ટેક.
આજકર કાજ એજ ભવપાર ઉતરવા કરવા મજબુત પાજ. આજ.
દીનબંધુ દુખ ભંજન એછે, નાથ નીરંજન વિશ્વપતી;
જગ કારણુ ભવતારણુ શિવજી, સકળ દેવ શિરતાજ. આજ૦
વામ અંગ ગીરી તનયા શોભે, ગંગ જટામાં વાસ વશી;
ભષ્મ અંગ ધરી ભંગ પીએ નીજ આગળ ભૂત સમાજ. આજ૦
ધટ ત્રિશુળ ગ્રહે કરમાં, શુભ ડમરૂ ડાક પીનાક ધરે;
રૂંઢમાલ ધારિ કંઠ બ્યાલ ઉર, હરે સકળ દુખ દાઝ. આજ૦
ચંદન પુષ્પ ધુપ શુભ દીપક, ભોજન સુંદર થાળ ભરી;
પુજન પ્રતિદીન કરે પ્રેમથી, બ્રહ્મ વિષ્ણુ સુર રાજ. આજ૦

કહી પ્રતાપનિજ મનને શિક્ષા. ચહી શરણુ શીવ શંકરની;
દાશ ગણી નીજપાસ રાખજે, કૃપાસિંધુ શીવરાજ. આ૦૪૦

## રાગ ભૈરવી.

"સાશીરા મેંડા સાથ નીભાના" એ ઢબ.

દર્શન દે શિવસાંબ કૃપાલુંવે', દર્શન દે શીવશાંબ કૃપાલુવે';
અજર અમર શીવ અગમ અગોચર, નિર્ગુણુ નિગમ સ્વરૂપ નિહાળુંવે.
કારન તુંહી ભવતાપ નિવારન, તારન તરન તું દીન દયાળુવે';
પરમ પુરૂપ પશુપતી પરમેશ્વર પરમ પ્રતાપ. જયો જગપાલુવે'. દર્શન.

## રાગ સોરઠ તાલ ઠુંમરી.

રટત નામ સદાશિવશંકરકો; ધરહું નીત ધ્યાન મહેશ્વરકો. રટત૦
શ્રાપશુ પત નિતપ્રન ચિંતવન તેં, ડર નરહે જમકીંકરકો. રટત૦
ઓર મોહ અભિમાન છાંડ નર. કર સુમરન કરૂના કરકો. રટત૦
પરમ પ્રતાપ પ્રભુ પદ પરસેં, પાર પરત ભવસાગરકો. રટત૦

## માઢ.

ઉગારો આવી આપ, હે દીનબન્ધુ હે દયાળ ?
દેખાડો પ્રૌઢ પ્રતાપ, હે દીનબન્ધુ હે દયાળ ?
અકળ કલાવાળા. અવિનાશી, શું વરણવીએ વીર ?
પાર ન પામું હું પ્રભુતાનો. ગુણ ગણથી ગંભીર. હે દીન૦
ડુબુધું હું દુઃખમાંહી, હે દીન બન્ધુ હે દયાળ ?
આવ્યો આધારે આંહિ, હે દીનબન્ધુ હે દયાળ ?
પૂજન પાઠ કર્યાં નહિ કોડે, સાણે પણ સુખરૂપ;
ધૃતના દીપક પણ નહી પ્રગટયો, ન ધર્યાં રૂડા ધુપ. હે દીન૦
બાલું શું બીજો બોલ, હે દીનબન્ધુ હે દયાળ ?
અંતરમાં કરશો તોલ, હે દીનબન્ધુ હે દયાળ ?
ન કર્યાં મેં નવૈદ્ય નમીને, સ્તવન કર્યાં નહિ તેમ;

પુષ્પાંજલી પણ ન ભરી કોડે, અવળો ચાલ્યો એમ. હે દીન૦
ભટકું ભવમાં ભૂતેશ, હે દીનબન્ધુ હે દયાળ ?
સુખ દેખું નહિ લવલેશ, હે દીનબન્ધુ હે દયાળ ?
વિનય વીવેક ન જાણું જાતે, ખાંતે રખડું ખુબ;
નીતિ ન્યાય ન સમજ્યો સાચો, રસમાં ડુબાડુબ. હે દીન૦
તાપેથી હ્રદય તપાય, હે દીનબન્ધુ હે દયાળ !
આયુષ્ય એળે જાય, હે દીનબન્ધુ હે દયાળ !
વાંક અનેક થાયછે અગથી, કરશો માફ મહેશ;
અંતરજામી છો અલબેલા, શું વદવુંજ વિશેષ. હે દીન૦
સંતાણા કયાં શૂલપાણુ ? હે દીનબન્ધુ હે દયાળ ?
મારે તો આપ પ્રમાણુ, હે દીનબન્ધુ હે દયાળ ?
પીધું હર હલાહલ હોંશે, કઠણ કર્યું એ કામ,
સેવકને સુખીઓ કરવામાં, અટકો છો શું આમ. હે દીન૦
ચરણે રાખું છું શીશ, હે દીન બન્ધુ હે દયાળ,
શોભે નહી સ્વામી રીસ, હે દીન બન્ધુ હે દયાળ;
નિદ્રાનાથ નહી કરતા હો, મારે કાજ રમેશ;
એવું હું અંતરમાં સમજી, ચિંતા ન કરૂં ક્લેશ. હે દીન૦
રાખોને સુખમાં ઇશ, હે દીનબન્ધુ હે દયાળ ?
માગુંછું એ દિનનીશ, હે દીનબન્ધુ હે દયાળ ?
પોત પ્રભુ જો જોતા હોતો, બહુ જોયું જગદીશ;
અણુસમજુ અડબોથ અભાગી, શું હું શ્રેય કરીશ. હે દીન૦
તમ હાથે મારી લાજ, હે દીનબન્ધુ હે દયાળ ?
જાશો કયાં નાશી આજ, હે દીનબન્ધુ હે દયાળ ?
વસતા હો કૈલાસ સ્વામી ? તો ત્યાં આવું ઇશ;
ગિરિજાનાથ ગમે તે રીતે, આનંદ આપો ઇશ. હે દીન૦

ભીડભંજન ભાંગો ભીડ, હે દીનબન્ધુ હે દયાળ ?
ચૂકયો છું ત્યાં શી ચીડ, હે દીનબન્ધુ હે દયાળ ?
બાળકના અપરાધ ન માતા, મનમાં લાવે લેશ;
તેમ તમે માતાછો મારાં, રાખો રેંમ હમેશ. હે દીન૦
જીવાડો તો જીવીશ, હે દીનબન્ધુ હે દયાળ ?
તારો તો તરત તરીશ, હે દીનબન્ધુ હે દયાળ ?
સમજું છું હું સઘળું કરવા, સાંબ સમર્થ સદૈવ;
કાલ તણા પણ કાલ કળું છું, દૈવતણા પણ દૈવ. હે દીન૦
ભય ભાગો હે ભગવાન, હે દીનબન્ધુ હે દયાળ ?
સેવકને આપો સાન, હે દીનબન્ધું હે દયાળ ?
આધિ વ્યાધિ ઉપાધિ કાપો, ટાળોને ત્રણ તાપ;
ભવસાગરને પાર ઉતારો, બાંહે ઝાલી બાપ. હે દીન૦

## રાગ ઉપર પ્રમાણે.

વીનવું છું વારંવાર, હે દીનબન્ધુ હે દયાળ ?
વારે આવો આવાર, હે દીનબન્ધુ હે દયાળ ?
સચરાચર સેવેછે જેને, નારદ તુંબરૂ ગાય;
શેષ સહસ્ર મુખે વરણવતાં, તોય ન પાર પમાય. હે દીન૦
હું તે બોલું શું બિચારો, મારો શો છે ભાર ?
કરગરતો બેઠો કરજોડી, આપો લક્ષ લગાર. હે દીન૦
આવ્યો આજે શરણે સ્વામી, ચરણે નામું શીશ;
માફ કરો અપરાધ હજારો, ઉગારો હે ઇશ. હે દીન૦
આશુતોષ ? અનેક પીડા, અંતર થાય ઉમેશ;
આધિ વ્યાધિ ઉપાધિ એકે, સુખ થાવા દે ન લેશ. હે દીન૦

## વસંતતિલકા

આદ્યંત જે અખિલ વિશ્વ વિષે સમાન,

વ્યાપી રહ્યા સતત અંબરની સમાન;
પામે કદિ ન શત કલ્પ વડે વિકાર,
એ વિશ્વનાથ વિણુ કોઇ ન તારનાર.
કાષ્ઠે હુતાશન અદશ્ય સદૈવ રે'છે,
પ્રત્યક્ષ યત્ન થકી ભિન્ન જણાઇ રે'છે;
છે તેમ વિશ્વમય વિશ્વ થકી બહાર. એ વિશ્વનાથ૦
પોતે પ્રકાશક સદા સહુને પ્રકાશી,
દ્રષ્ટા થઇ ઘટઘટે વસતા વિલાસી;
આનંદથી અખિલને સુખ આપનાર. એ વિશ્વનાથ૦
જેનો પ્રભાવ નહિ કુંઠીત લેશ થાય,
ને દેશકાલ વળી વસ્તુ તણો જરાય;
જેના વિષે નહિજ ભેદ કદિ થનાર. એ વિશ્વનાથ૦
માયાવડે સગુણ સૌ જનને જણાય,
જે નિત્ય નિર્ગુણ અને નિરૂપાધિ રાય;
જન્માદિ દુઃખ જનનાં સહુ કાપનાર. એ વિશ્વનાથ૦
જે સત્ત્વ ને રજ અને તમના વિકારે,
ઉત્પત્તિ ને સ્થિતિ અને લય કાજ ધારે;
ઇચ્છાવડે ત્રિવિધ રૂપ અનેક વાર. એ વિશ્વનાથ૦
અવ્યક્ત ઇશ ત્રિગુણાત્મક જે અનુપ,
નિત્યે નિરંજન નિરાકૃતિ વિશ્વ રૂપ;
જે ભક્તના સહુ મનોરથ પૂરનાર. એ વિશ્વનાથ૦

**આરતિ.**

જયદેવ જયદેવ જય ઉમીયા સ્વામી હર. ( ૨ )
અનુપમ અગમાગામી, બળધર બહુ નામી. જય૦
સ્વર્ગ મૃત્યુ પાતાળ ઉત્પત્તિ સ્થિતી લ[illegible] હર. ( ૨ )

અધિપતી આપ અમર અજ અજય અને જયના. જય૦
સ્વયંભુ સુખકાર સદૈવ સ્વ પ્રકાશી શીવ. ( ૨ )
પ્રૌઢ જગત પહેલાના અક્ષત અવિનાશી. જય૦
સારદ શેષ રમેષ નારદ ગુણ ગણતા નિત્ય. ( ૨ )
બ્રહ્મા ભવ્ય ગીરાથી ભાવે યશ ભણતા. જય૦
પાર ન પામે કોઈ અદ્દભુત તુજ શક્તિ શીવ. ( ૨ )
વિવિધ વિધી નહીં જાણી કરી ભાવે ભક્તિ. જય૦

## આ ભવ પાર ઉતારો હોરી રાગમાં.

શિવ ભવ પાર ઉતારો, ટેક.
કંઇક કિધા હશે પાપ પ્રપંચે, અપરાધ એમાં ન મારો;
સંચિતને વશ વરતે સહુએ, એવો છે પંથ તમારો;
ત્યારે રીબાવી શીદ મારો. શિવ૦
સંસારમાં સઘળી છે ઉપાધિ, આવે ન એથી આરો;
દુર્જન લોક દમે મને દાડી, લાગું એને ખુબ ખારો;
એવો આજ હું દુખિયારો શિવ૦
કુડું કર્યું કોઇનું ન કદિ મેં, સહુને સુખે સુખી આરો;
પુણ્યમાં રાજી રહું દિન રાત હું, તોય થયો છું નકારો;
સદાચાર પાળતાં સારો. શિવ૦
જાણ થયું જ્યારથી ઉમીયા વર, પંથ તજ્યો છે નઠારો;
દુર્ગુણથી દૂર રોજ રહું છું, સદ્દગુણ છે મુજ પ્યારો;
નહિ થાઉ એ થકી ન્યારો. શિવ૦
અન્ય ન જાણું કંઈ અખિલેશ હું, તારણ કેમ નતારો?
હું છું અજાણ અજ્ઞાનના અંશે, જાતે કરો જાણનારો;
સંચિત સર્વ શાંબ નિવારો. શિવ૦
જાણું જયેં મૃગજલ સમ [illegible], ત્યારે હું છું અંશ તમારો;

એવી રહે નહિ વૃત્તિ હમેશાં, જેથી ટળે જન્મવારો;
કેશવ કહું વાર હજારો. શિવ ભવ પાર ઉતારો૦

### દુઃખમાં સહાય માગવા હોરી રાગમાં.

શાંભ આવી હવે તો ઉગારો, દાસ પીડા પામે છે તમારો. ટેક.
સંકટ સર્વ પડ્યાં મુજ માથે, તરત હવે શિવ તારો;
વાર થશે જો હવે કાંઇ શંકર, તો જીવ જાણો જનારો;
માટે મેલી સર્વ વિચારો. શાંભ૦
જો કદિ કાંઇ થશે કષ્ટ મુને, એથી નથી ડરનારો;
દેહ પડ્યાનો નથી ડર મારે, ટળશે તરત જન્મવારો;
એથી અન્ય લાભ શું સારો? શાંભ૦
ઉત્તમ મેં આપનું પદ લીધું, ત્યારે શંભુ શું વિચારો?
કોણ કરે વાર આ વાર મારી, આપે કર્યો જો નકારો;
નથી ક્યાંહિ મારો કિનારો. શાંભ૦
ઉમીયાવર ક્યાં જઇને વસ્યા છો, અરજ જરા ઉર ધારો;
શરમ નથી શીદ લાવતા સ્વામી, નામ શિવ ધરી હારો,
ત્યારે કેમ આવશે આરો. શાંભ૦
કઇક પીડા એમ પામતા દેખું, આપના દાસ હજારો;
વ્યાપક નામ ખરૂં કરવાને, આ વાર આવ્યો છે વારો;
આપો આપ આજ પધારો. શાંભ૦
શરણાગત પ્રતિપાલ દયાળુ, સેવક હું છું તમારો;
શરણુ રહું છું સદા આપને, કેશવ કોઇ ન મારો;
વિના આપ ભવ તારનારો, શાંભ આવી હવે તો ઉગારો.

### ઝુલણા છંદની ચાલ.

એક શંકર અનાદિ અખિલેશ તું, જગત નાયક સદા સુખકારી;
દીન બંધુ દયા સિંધુ સૃષ્ટિ સ્થિતિ, ન[illegible]ળી આપ સંહારકારી.

સર્વના દુઃખ હરનાર ઇશ્વર તમે, આજ વિઘ્નો અમારાં નસાડી;
હામને દામની સાથ સહુ કામમાં, શકિત શિવ આપજો દાડી દાડી.

### ભૈરવી.

શિવ હું ભલો ભુંડો પણ તારો, ભલો ભુંડો પણ તારો.

તું મારી માતા હું તારૂં બાળક, બહુ દુઃખ પામું બિચારો; શિવ.
દીન દયાળ થઇ દીન બંધો, બંધન વિવિધ વિદારો. શિવ.
માતાની માફક સેવકપર, શંભૂ ભાવ વધારો; શિવ.
પુજું આપ તણાં પદ એવું, સ્વાંત સદૈવ સુધારો; શિવ.
કેશવ શિવ હું કાંઇ ન માગું, નરક નિવાસ નિવારો. શિવ.

### ભૈરવી

વિશ્વંભર કર વાર, અમારી વિશ્વંભર કર વાર. ટેક.
ભવ સાગર આ ભય ઉપજાવે, આધિ વ્યાધિ અપાર. અમારી૦
કામ ક્રોધ લોભ મોહાદિક, પ્રતિદિન મારે માર; અમારી૦
ધામ ધરા ધન કામ ન આવે, ક્યાં કોનાં ઘર બાર? અમારી૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, ભૂપર કેવળ ભાર; અમારી૦
તાપ ત્રિવિધ તન ગનને બાળે, અન્ય ઉપાધિ અપાર. અમારી૦
ક્ષણુ ભંગુર તન કાલ કુટિલ આ, વણુસે વિનય વિચાર; અમારી૦
અખિલેશ્વર અડચણુ આ સઘળી, કર પકડી કર પાર. અમારી૦
આપ સુબુદ્ધિ પુણ્યમાં પ્રીતિ, અંતર્યામી ઉગાર; અમારી૦
જન્મ વૃથા આ જાય અમારો, શોધી શકાય ન સાર. અમારી૦
ધર્મ-કર્મ પર ધ્યાન રખાવા, કરૂં કરૂણા કિરતાર; અમારી૦
સ્મરણુ થવા સમજણુ તેં દીધી, એ મારો ઉપકાર: અમારી૦
કેશવ શિવ કર જોડી માગું, નરક નિવાસ નિવાર. અમારી૦

### મરાઠી સાખીની ચાલ

સંપ જંપ સંબંધ સમામાં, સંતોષે દિન વીતે;

કામ કરાય કુશળતા વાળાં, સુખ ઉપજે જે રીતે.
શંભુ એ માગું, હું હેતે ચરણે લાગું:
પ્રાણી માત્ર નિહાળું સુખિયાં, કોઇ ન શંકટ પામે.
ધર્મ કર્મ શુભ આચરણેથી, આ જગતે યશ જામે. શંભુ૦
કામ ક્રોધ લોભ લૂટારા, ન લહે મુને લૂટી;
આડધડે અથડાવી અંતે, રાલ ન મારે ફૂટી. શંભુ૦
મૃગજલ જેવા દુષ્ટ વિષયમાં, મન લલચાય ન મારૂં;
અંધ કરે નહિ મુને માયા,-રૂપ અહો અંધારૂં. શંભુ૦
નીચું મુખ રાખીને નિશદિન, હાટે વાટે ઘાટે;
ક્યાંહિ દીનતા કરવી ન પડે, પેટ પૂરવા માટે. શંભુ૦
અનાયાસથી મોતે મરવું, કુશલ કુટુંબી મેલી;
મતિ મારી શિવ ચરણે ચોટે, પ્રાણ ગયાથી પ્હેલી. શંભુ૦
ભેદ મટે મારા અંતરનો, વિનય-વિવેક-વિચારે;
એવી મુજને શિવ હેતેથી, કરૂણા કરશો ક્યારે. શંભુ૦

## હિંડી

હૃદય કામાદિક કર્વતે કપાતાં, વિષમ કોઇ કઠણ કર્મ યોગ થાતાં;
શંભુ ધર્મ-કર્મ કાંઇ હું ન જાણું, નથી પૂજન પણ પૂર્ણ મેં કરાણું.
વાસના વિષય તણી વરી પરાણે, પાપ ક્યાં થકી નડ્યું અરે કટાણે;
આપની કૃપા વિના અરે અજાણે, શંભુ ચડે દાસ દુઃખની શરાણે.
દુઃખ શોક આદિનો ભવાબ્ધિ ભારો, આપની કૃપા વિના નથી કિનારો;
દોષ હોય તોય અંતરે ન ધારો, ગમે તેમ તોય બાલ હું તમારો.
થાય ધામ ધરા સર્વ ધૂળ ધાણી, અધિક આશા સર્વ અંતરે સમાણી;
કરૂં શી કહો કૃપાળુ હું કમાણી, દયા કરો વિશ્વનાથ દીન જાણી.
નહિ જાણતા વિચાર કે વિવેક, તર્યા તે અભાગીયા જનો અનેક;
રાખનાર સર્વની સમગ્ર ટેક, જગતમાં તમેજ વિશ્વનાથ એક.

ભાવે ભક્તિભાવથી ઘણા ભર્યા છે, કૈકને તમે સદા સુખી કર્યા છે;
કૈક ઠીક ઠીક ધન-જને કર્યા છે, કૈક અજર અમર ભાવને વર્યા છે.
દેવ દાનવો અને અનેક પ્રાણી, આપને સમાન સર્વ ચક્ર પાણી;
શાંભ આપથી ન વાત એ અજાણી, સર્વ શાસ્ત્ર ને પુરાણમાં ભખાણી.
જુવો વિશ્વનાથ અંતરે વિચારી, દુઃખ શોકથી હણાઇ જાઉં હારી;
આપ વગર નથી કોઇ ગતિ મારી, શરણ નથી કોઇ અન્યનું સ્મરારી.
દીનનાથ દીનબંધુ કષ્ટ કાપો, અખિલનાયક આપત્તિઓ ઉથાપો;
પરમ ભક્ત કરી પ્રણત પાળ થાપો, તાપ પાપ હરી કેશવ સુખ આપો.

### કાનડો

શિવ ભજ શિવ ભજ શિવ ભજ ભાઇરે,
વિષમ વિષયોમાં વિસર વડાઇરે.
ધન જન ધામ ધરાદિક વૈભવ, જાય પવનમાં જેમ તણાઇરે; શિવ.
આ તન ચપલા જેવું ચંચળ, જીવન જલ સમ જાય તણાઇરે. શિવ.
મૃગજલ જેવી મિથ્યા મમતા, સ્વપ્ન સમાન સમજજે સગાઇરે; શિવ.
કામ ન આવે કંઇ અકાલે, ભોળપણે શું જા ભરમાઇરે. શિવ.
પુન્યવડે માનવ તન પામી, ધૂળ ધમે અમથો અથડાઇરે; શિવ.
લવરી કરતાં લેશ ન થાકે, નામ રટણમાં જાય લજાઇરે. શિવ.
દોહ તજી દે ઠાઠ ઠગાઇ, કર સંપાદન શુભ સરલાઇરે, શિવ.
શાંભ સફલ કર કેશવ સારો, હેત વડે શિવના ગુણ ગાઇરે. શિવ.

### હરિહર સ્તુતિ.

રાગ બિભાસ જંગલો ભૈરવી, તાલ દાદરો.
હર મુકુંદ શિવ ગોવિંદ ત્રિશૂલ ચક્ર ધારી,
વૃષભ ધ્વજ ગરૂડ ગૌરિ શ્રી વિહારી. હર મુકુંદ૦
ડમરૂ શંખ અરૂ પિનાક શર ધનૂષ ધારી;
મદનાંતક મધુ સૂદન, ત્રિપુર હર મુરારી. હર મુકુંદ૦

પરમ પુરૂષ પુરૂશોતમ, અજનમ અવિનાશી;
પાપ તાપ હરન ચરન, દ્રઢ પ્રયાગ કાશી. હર મુકુંદ૦
સુર મુનિ કરજોડી જુગલ, નિરખત છબ ન્યારી;
જીન પ્રતાપ અતિ અમાપ, અભય મોક્ષ કારી. હર મુકુંદ૦

પદ.

કૃતિ સામું શિવ કદિ નવ જુવોરે, કૃપાઘના કૃપાસિંધુ તમે; કૃતિ૦
વિષય મહોદધિમાં હું મગ્ન, દયાનિધિ દયા કરી કર ગ્રહોરે. કૃતિ૦
સાષ્ટાંગે તુજ ચરણે વંદી, સ્મરણ કરૂં સદાશિવ અનુગ્રહોરે. કૃતિ૦
પરમાત્મા શિવ પ્રણત જનોનાં, મનવાંચ્છિત તમે પરિપૂર્ણ કરોરે. કૃતિ૦

પુષ્પિતાગ્રા છંદ

ત્રિપુર અરિ ત્રિગુણ ત્રીપુરેશ, ત્રય દુખ હારિ ત્રિશૂળિ ત્ર્યંબકેશ.
સ્મર હર મમ ઉર સદ્ય વ્યાપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો.
યજન ન બિલ્લિપત્ર તોય સંગે, કિધ વિનતી ન ભવાનિ નાથ ગંગે;
ગણું પણ તવ આશરો સ્વ આપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો.
મમ અવગુણ ઇશ છે અતીશે, પણ ગણિ રંક ધરો ન ઉર વીશે;
દહન કર કૃપાળુ પાપ વ્યાપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો.
વ્યથિત અધિક દોશથી ભરેલો, પ્રથિત સુનીતિ થકી નથી વરેલો;
નથિ પ્રભુ ભવના જપ્યા સુજાપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો
પ્રણમિ તવ સુચરણમાં પડું છું, તવ સમિપે અઘનાશવા રડું છું.
શિર કર ધર આ શુણી વિલાપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો.
મમ શિર તવ ચરણમાં સ્મરારી, ધરિ કરિ આ સ્તુતિ લે સ્વચીત્ત ધારી;
સ્તવન શુણિ સુભક્તિ શરણ આપો, ભવપતિ શ્રી ખરડેશ કષ્ટ કાપો.
શ્રયકર જય ભક્ત ભાવિકોનું, નજર કરી ભવનાથ આમ જો તું;
પુનિત ચિત શ્રીઇષ્ટ દેવની જે, વિનતિ ઉચારિ ભવાનીશંકરે તે.

## ઝુલણાછંદની ચાલ.

અજરને અમર જે આપ શંભુ અતિ, કીર્તિ તારી છતી ભક્ત પાળા,
દેવદાનવતણા પૂજ્ય પ્રભુ આપ છો, અસુર સંહારવા, સઘ સારા;
દાસજન દિનનાં, દુઃખ દૂરે કરી, સુખ સન્માર્ગને, સ્મૃત્તિ આપો.
તેહ ખરડેશ હે, શાંબ મારાં હરો, દુરિત દુષ્કર્મનાં કૈક પાપો.
ભાવથી નહિ કરૂં, ભજન તારૂં ભૂરિ ? તો ગતિ માહરી કેવી થાશે,
આપને શર્ણછું આપને ચર્ણછું, આપ આધાર છું એમ ભાસે;
પુત્ર છું તાહરો, બાપ તું માહરો, એમ વ્યવહાર તારા અમાપો. તેહ૦
ગુણ ગણવાતણી, નાથ મારી નથી, લેશ વૃતિ મતિ મોક્ષદાયી,
તોય પ્રભુ પાળવા, દુર્મતિ ટાળવા, સ્નેહ સંભાળવા શિવ સ્હાયી;
ધુર્જટી ધામને, મોક્ષપદ હામને, પામવા કામવા બુદ્ધિ આપો. તેહ૦
શિવનુ નામ લિધું નથી સ્વપ્નમાં, કે નથી જાપમાં કોઈ જાપ્યું,
તોય રાખી દયા, ઇશ અણચિંતવ્યું, ભક્તને ભાવથી સુખ આપ્યું;
વિષયવાટે બહુ, આથડ્યો હું શિવ, સરવ સંસારના બંધ કાપો. તેહ૦
પાય લાગ્યો નથી, પ્રેમથી આપને, મુખથી શિવ સંભારીયા ના,
સાંભળી નહિ કદિ, શંભુની સત્કથા, મોહ ભવસાગરે ડુબીયો હા;
પુનીતભય ભંજના, દુઃખદળ ગંજના, પ્રાર્થનાથી પ્રભુ ભક્ત થાપો. તેહ.
નીતિને નાવડે, નાથ બેસારીને, વીકટ ભવ પંથથી નાથ છોડો,
અબુધને બુધ કરી, શુદ્ધ કરજો સદા, આપની ભક્તિપર ભાવ જોડો;
છગનના તાતછો વિશ્વનાથા વિભુ, દાસ જાણી શિરે હસ્ત થાપો. તેહ૦

### રાગ દેશ

કરજો સ્હાય સદા ઉમીયાવર શંકર દુઃખ હરારે,
ધરજો મમ શિર ઉપર હસ્ત કૃપાળુ સુખ કરારે. ટેક.
આધિ વ્યાધિ ઉપાધિ વળગી, એ માયા કયમ થાયે અળગી
મોહ મુકાવો જગનો જય વિશ્વંભરારે. કરજો૦

ભટક્યો હું ભવસાગર પંથે, રાચ્યો નહી કદિ સદમતી ગ્રંથે
તુજ સેવાનું અમૃત પા ભવ ભય હરારે. કરજો૦
જનમ ધરીને આ જગ માંહી, ધરમ ન ધાર્યું મેં મન માંહી
આ તનના પાપો પ્રલ્લે કર પ્રભુ વરારે. કરજો૦
નિરખ્યા નહિ નયનેથી શિવને, ત્યારે મોક્ષ મળે શું જીવને
કૈક કલપના થાયે મનમાં ભૂરિ વરારે. કરજો૦
સુકૃત કરવા નથી મતી મારી, એહ દીસે અવકૃપા તમારી,
તોપણ ચરણે આજ પડયો નંદી વરારે. કરજો૦
અનિત્ય છે માયા જગ જીવને, માનું શ્રેય ખરેખર શિવને,
તદપી લુબ્ધ રહ્યો છું એમાં ગણુ વરારે. કરજો૦
મમતાનો બંધાણો માળો, ભવસાગર લાગે છે ખારો,
મુક્ત થવા વલખાં મારૂં છું શીવ વરારે. કરજો૦
પ્રેમ અંજલી પુરી આપો, ભવસાગરની સાંકળ કાપો,
છગન અમાપો અવગુણ મારામાં ભર્યારે. કરજો૦

## ઝૂલણા—પ્રભાતિ.

પ્રાત થયું ધ્યાન ધર જગતના ઇશનું, જે થકી પાપના પુંજ દાઝે;
પંચમુખ સુખ દાતારને હૃદયમાં, આણુ તે કલેશ કાયા ન બાઝે. પ્રાત.
શૂલ ધર શૂળ સંસારનાં બાળશે, ભાંજશે દુઃખ તે જાપ ઝાઝે;
નામ લેતે તમે પામશો મોક્ષને, બુડશો કામના ક્રોધ લાંઝે. પ્રાત.
શુદ્ધ સ્ફાટિક સમી દેહ ઉજ્વલ ભલી, ટાળશો શ્યામતા ભાગ પ્રાજે;
દોષ જે રાતના પ્રાત કાળે પ્રભુ, પ્રાતના થયા તે રણછોડ સાંઝે. પ્રાત.

## છંદ ઉપર પ્રમાણે.

ચંદ્ર અવતંસ સુરનાથ ઉમયા રવન, ગંગધારી જટી શૂલપાની;
અંધકારી મહાદેવ ઇશાન શિવ, ત્રિપુર સુદન મહેશાન જ્ઞાની. ચંદ્ર.
ત્રિપુર પુર દહન મન્મથ મથન, પિનાકી સચ્ચિદાનંદ કૈલાસવાસી;

કાશિકા ધીશ જગદીશ ત્ર્યંબક પ્રભુ, બ્રહ્મ ચૈતન્યમય જ્ઞાન રાશી. ચંદ્ર.
સ્વર્ગ અપવર્ગ દાતા નિરાકાર હર, ભર્ગ ભગવાન ભગનેત્ર હારી;
દર્પ-કંદર્પ ભંજન ગજાધીશ રિપુ, ભક્ત રિપુકદન આનંદકારી. ચંદ્ર.
પંચમુખ ચતુર મુખ વિનાશન પ્રભુ, ઘન વિઘન હરન સુર અસુર વામી;
પ્રાત ઉઠિ ગાય રણછોડ વહ નામકો, જાહિકો જપે નીલ ગરૂડ ગામી. ચંદ્ર.

## છંદ ઉપર પ્રમાણે.

ચંદ્ર અવતંસ સુર વંશકે દીન મણી, અસુર કુલ અંસ વીધ્વંસ કર્ત્તા;
હંસ હંસાસનં હંસ વંદે ચરન, શરન કંસારી સંસારી ભર્ત્તા.
જગત સ્વામી નમો વૃષભગામી નમો, અંત્ર જામી નમો સહસ્ત્ર નામી;
ભુજગ ભૂષણ નમો વીગત દૂષણ નમો, ભક્ત પોષણ નમો રૂપ સાગી.
દર્પ કંદર્પ હર સર્પ આ કલ્પ ધર, નર્પ કે નર્પ સુર વૃંદ રાજે;
ગૌરી અર્ધંગ અનભંગ નીઃસંગ શીવ, ગંગજલ તુંગ બીચ શીશ ગાજે;
ત્રાહ સુરનાથ ગણુનાથ જગનાથવર, ત્રાહ નરનાથ પુરનાથ હારી;
દીનબંધુ નમો દયાસીંધુ નમો, પાહી રત્ના ભરન અંધકારી.

## છંદ ઉપર પ્રમાણે.

ભકતશીવ-શકતીકે જોગ જુકતી બીના, ભુકતી મુકતી સદા અચલ પાવે;
અર્કકે ફૂલ ધંતુરસેં સેઇકે, દેવતાસેં અમર ધામ જાવે. ભકત०
જ્ઞાન ઉપદેશ શ્વેતાશ્વતર કરતહે, તોઉ પાપીષ્ટકો ચીત્ત કારો;
વીપ્રસો છોપ્ર આચાર્ય પદવી લહી, છુત્ર તમ શુદ્ર મન પાન ગારો. ભ ત०
કાલ ભય નાગ સુખપાલ તીય બાલધર, માલ જંજાલસો દુઃખકારી;
ધ્યાન ધરીહેં સદા ભકતકો કામરીપુ, ભકત વાત્સલ્ય રણછોડ પ્યારી. ભ.

## આરતિ.

જય શાંબ જય શાંબ જય જય જગકર્તા, શીવ જય જય જગકર્તા;
શશીધર તું ભવ ભર્તા ( ૨ ) હરકત સંહર્તા—જય શાંબ०
પૂ... પરમ પરાક્રમી, શીવ શીવ પરમાત્મા—શીવ શીવ०

સકળ કળાધર શ્રીમત ( ૨ ) ધીમત પરમાત્મા—જય શાંભ૦
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી—શીવ બળ૦
વીમળ મંડળ વીશ્રામી ( ૨ ) ધન્ય અચળ ધામી—જય શાંભ૦
તત્વ સકળ ગુણુ તારા, સર્વ થકી સારા—શીવ સર્વ૦
અંતર્યામી હમારા ( ૨ ) પ્રાણ થકી પ્યારા—જય શાંભ૦
કરૂણા કર ઉપકારી, ધર્મ બીરદ ધારી—શીવ ધર્મ૦
તેં ભવપાર ઉતારી ( ૨ ) અગણીત નર નારી—જય શાંભ૦
તુજ મહીમા બહુ મોટો, શીવ તારી શકતી—શીવ૦
સુરનર મુનીવર માગે ( ૨ ) બલી તારી ભકતી—જય શાંભ૦
હે શીવ ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો—શીવ કરૂણા૦
અભય કરણુ આદરજો, ( ૨ ) ઉર અરજી ધરજો—જય શાંભ૦

## સાત વારની આરતિ.

આદીતે આવ્યો છઉં શરણે, રાખો શીવ શંભુ મુને ચરણે;
આદી ગુણુ ગુણી આવ્યો કરણે, વીજયનાથ વીજય કરો શંભો.
રહો પ્રભુ સદાય મારા મનમાં, વીજયનાથ વીજય કરો જગમાં.
સોમે શીવ મંદીર છે આદી, સદાય અંતરમાં મુને યાદી;
સાયંકાલે સદૈવ ભજે કાદી, વીજયનાથ વીજય કરો જગમાં. રહો૦
ભોમેં ભાવે ભકત ભજે સારા, રૂદ્રાક્ષર રત્ન મણી માલા;
શીરપર ભોરીંગ છે કાળા, વીજયનાથ વીજય કરો જગમાં. રહો૦
બુધેં બાલા ભકત ઘણા ઝંઘમાં, શુભ રવી ચંદ્ર અગ્ની અંગમાં;
વળી શીવ ભૂત તણા સંઘમાં, વીજયનાથ વીજય કરો જગમાં. રહો૦
ગુરૌ જગદીશ ધણી જાણું, હરીહર એક સ્વરૂપ આણું;
વીશ્વેશ્વર નામ મારે નાણું, વીજયનાથ વીજય કરો જગમાં. રહો૦
ભૃગુયેં ભસ્મ દેહ ધરી શંભૂ, ભાંગ ધંતુર યુકતેં અંબુ;
વળી ગરલ કંઠ શોભે જંબુ, વીજયનાથ વીજય કરો જગમાં, રહો૦

શનીચેં જોઇ શોભા ઘણી સારિ, શીવજી તમ ચરણ ભકતી મારી;
મારૂં શ્રેય કરોને જટાધારી, વીજયનાથ વીજય કરોને જગમાં. રહો૦
સાતે વારે પૂર્વે પ્રભુ રયા છો, ભવસાગરમાં રૂપે તારક થ્યા છો;
દાસાનદાસ સુંદરજી જાણો, મારાં ઘણાં પાપ તેને નાશો;
રહો પ્રભુ સદાય મારા મનમાં, વીજયનાથ વીજય કરો જગમાં.

## ભુજંગી છંદ.

મહા કાલ કંકાલ શ્રી કાલ કાલં, ગરે વ્યાલ માલં ધરે જ્વાલ ભાલં;
જગજ્જાલ જંજાલ હર વિશ્વ સ્વામી, નમામી નમામી નમામી નમામી.
સદા હાલ ખુશ હાલ ધન પાલ પાલં, કૃપાલં કપાલં ધરે વ્યાલ ખાલં;
કરાલં અકાલં દયાલં સુનામી, નમામી નમામી નમામી નમામી.
ભુજંગાંગદં નિર્ગંદં મંદ હાસં, સદા આપ દાદં ગદા પાનિ દાસં;
સુનાદં સુનાદં ચિદાનંદ સ્વામી, નમામી નમામી નમામી નમામી.
ભવાનીપતી બાની જાની સહાવે, અગાની ગસાની વિજ્ઞાની કહાવે;
લસેં શૂલપાની કૃપાધીશ ગામી, નમામી નમામી નમામી નમામી.

## ભુજંગી છંદ.

નમો દેવ દેવેશ ગૌરીશ જોગી, નમો ચંદ્ર ચૂડ અલંકાર ભોગી;
નમો જગ આદી અનાદિ અનંતં, બિલાસી નમો માનસી ધામ સંતં.
નમો ભૂત પાલં ધરૈયા કપાલં, કલા નાથ ભાલં ગલે રૂંઢ માલં;
નમો ગંગ પ્યારી નમો બ્રહ્મચારી, નમો માર હારી નમો ભસ્મ ધારી.
પ્રભા અંસુ માલી નમો રૂપ સાલી, નમો નેન જ્વાલી ધૃતાહાર કાલી;
નમો સ્વપ્રકાશી નમો તેજ રાસી, નમો ગોબિલાસી ત્રિગુન તેં ઉદાસી.
નમો ચંદ્રહાસં કરી ચર્મ બાસં વપૂ ચંદ્રભાસં ધરી નાગ પાસં;
નમો મુકિત દાતા નમો દેવ ત્રાતા, નમો પિત્રિ ધાતા અમનં ઇજાતા.
નમો શૂલપાની નમો ઇશ બાની, નમો અપ્રમાની પ્રમાની પુરાની;
નમસ્તે ત્રિશૂલી નમસ્તે અકુતી, નમો ચંદ્ર મૌલી વંપૂસિકત ધૂલી.

નમો અપ્રમેયી નમો નિર્વિકારી, નમો અંજનાતીત આનંદકારી;
નમો ગ્નાન ગોતીત જોતીસ હારં, નમો જગ્ગનાથં નમો જગ્ગ સારં.
રિષીકેશ સર્વેસ ભૂતેશ નિત્યં, નમો વીશ્વનાથં પ્રભૂ રત્ય સત્યં;
નમો ધૂસરી કુંતલા ક્રાંત ગલં, નમો નીર્વિકલ્પં અજા જુદ્ધ મલં.
નમો કર્નમૂલે-ધૃતા ફુલ ગુચ્છં, જટા મધ્ય ચંદ્રાવલી બર્હિ પુચ્છં;
નમો અંબીકા પ્રાનના થાય ઇશં, નમો સચ્ચીદાનંદ ત્રૈલોકય ધીશં.
ક્ષમધ્વં ક્ષમધ્વં કૃપાસીંધુ સીંધુ, હરે પાહીમાં પાહીમાં દીન બંધુ;
જગનાથજી તો કર્યો જગ્ય હોતા, અભેદાન દીજેં હરી ટેરી શ્રોતા.
લીયે લૂટીકેં વીર બદ્રેસ જુદ્ધં, દયા જીયમેં જાની છાંડો વીરૂદ્ધં;
લહે સૈલકે મેહમેં જન્મ ગોરી, બીને ઘોસમેં ફેરિ જોરૈ સુજોરી.

## ભુજંગી છંદ.

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભૂજી, નમસ્તે નમસ્તે અખંડા વીભૂજી;
નમસ્તે નમસ્તે સદા કષ્ટ હારી, નમસ્તે નમસ્તે પ્રભુ નીર્વિકારી.
નમસ્તે નમસ્તે પ્રભુ દીન બંધુ, નમસ્તે નમસ્તે મહા ગ્નાન સીંધુ;
નમસ્તે નમસ્તે પ્રભુ દીન દાતા, નમસ્તે નમસ્તે ચીદાનંદ ધાતા.
નમસ્તે નમસ્તે વીભૂ વીશ્વકર્તા, નમસ્તે નમસ્તે સદા સૃષ્ટી ભર્તા;
નમસ્તે નમસ્તે નીરાકાર દેવ, નમસ્તે નમસ્તે પ્રભૂ એક મેવ.
નમસ્તે નમસ્તે વીભૂ વીશ્વપાળા, નમસ્તે નમસ્તે દયાળા કૃપાળા;
નમસ્તે નમસ્તે અનાદ્યંત દેવા, નમસ્તે નમસ્તે વીભૂ ઇષ્ટ દેવા.
નમસ્તે નમસ્તે કૃપાનાથ ત્રાતા, નમસ્તે નમસ્તે વીભૂ હે અજાતા;
નમસ્તે નમસ્તે વીભૂ વીશ્વભૂપા, નમસ્તે નમસ્તે સદા શાંત રૂપા.

## કોટેશ્વરની આરતી.

આદીતે આનંદ સ્વરૂપ જાણું, કોટેશ્વર હ્રદય મધ્યે આણું,
તરણુ તારણુ સ્થાનક માનું, કોટેશ્વર જગતતણા સ્વામી,
રહો શ્રી ઉમેશ મારા મનમાં, પ્રભૂ આપેં નીવાસ કર્યો વનમાં,

સોમે શીવ ગાંડ આવ્યો શરણે, અગ્ની કુંડે નાહી નમ્યો ચરણે,
શંભુ તમે સદાય સખા મરણે, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.
સોમે ઇશ ભ્રમરતણા સ્વામી, શીવ તમે જગતતણા નામી;
ચરણે નમે ભુપ ઘણા કામી, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.
બુધે બુદ્ધી ઉગ્ર કરો શંભુ, શીવ પરે બીલી તથા અંબુ;
તેને શોભે ગરલ કંઠે જંબુ, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.
ગુરૂયે ગુરૂ જગતે માન્યા તમને, દર્શન થકી પવીત્ર કર્યા અમને;
મારી પાસે ફેરો ટળે જમને, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.
ભૃગુયે શીવ ભાંગ તણા ભોગી, સદાશીવ જન્મ થકી યોગી;
શીવ નામ શુણી આવ્યો રોગી કોટેશ્વર જગતતણા સ્વામી રહો શ્રી.
શનીયે સરોવરમાં જઈ નાયે, પુજન કરી પાવન ત્યાં થાયે;
કોટેશ્વરનાં ચરીત્ર ગણાં ગાયે, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.
સાતે વાર પુરા ત્યાં જાણો, હરીહરમાં અંતર નવ આણો;
હરીસુત સુન્દરજી માણ્યો, કોટેશ્વર જગતતણા સ્વામી. રહો શ્રી.

## ઉપેંદ્રવ્રજા.

ઋષી મુનીઓ નહી કોઇ જાણે, સ્વરૂપ જેવું નહી કો પ્રમાણે;
કળા જીવોથી ન કદી કળાય, શીવ મહીમા સઘળે જણાય.
વ્રતસ્થ જે સાધુ જનો મહાન, કરે અહોરાત્ર તમારૂં ગાન;
મહા મુની મંગળ માર્ગ પામે, ઉમાપતીના પદમાં વીરામે.

## પદ પ્રભાત.

શંકર મહાદેવ દેવ, સેવક સુર જાકે;
સેવક સુર જાકે નાથ, સેવક સુર જાકે. શંકર૦
ગાવત ગુણ ગણેશ, પાવત નહી પાર શેષ;
ધરત ઋષી મુની ધ્યાન, બ્રહ્માદીક થાકે. શંકર૦
ભસ્મ અંગ જટન ગંગ, વાહન અતી બળ પ્રચંડ;

ગૌરી અર્ધંગ સંગ, ભંગ રંગ છાકે. શંકર૦
ઓઢે તન જરદ છાલ, લીપટ લીપટ જાત બાલ;
ચંદ્ર ભાલ મુંડ માલ, દગ વીશાલ વાકે. શંકર૦
ડમરૂ ઘન બાજ ફરકે, નીશા નાચ નાચ એસા,
બહુ એસ કીયા સાંબ, નીલકંઠ તાકે. શંકર૦
તુળસિદાસ દગનિહાર, શોભાં નિરખો અપાર;
કોટિક જંજાળ કટત, ધરત ધ્યાન વાકે. શંકર૦
દયાનંદ અતિ અનૂપ, નિરખત નિત્ય શંકર રૂપ;
કોટિ ભૂપ વારિ જાવ, ચરણુ નેન જાકે. શંકર૦

## સોરઠ ત્રિતાલ.

શિવ ચરણે હું વંદું, શિવ ભવ તારોરે; શિવ ચરણે હું વંદું.
શરણાગતનું રક્ષણુ કરશો, હે કરૂણાના સિંધુ; શિવ૦
સપ્રેમાંતઃ કરણુ થકી હું, નમું શિવ ચરણારવિંદુ. શિવ૦
અવગુણુ ઉપર લક્ષ ન દેશો, દીનવત્સલ દીનબંધુ; શિવ૦
પરાભકિતની લહેરસુ લાગી, શિવપદમાં આનંદુ. શિવ૦

## વસંતતીલકા.

હે દેવ દેવ અહીભુષણુ પાપહારી,
હે ચંદ્ર ચુડ અરીનાશન મન્મથારી;
કલ્યાણુકારી પતી પાર્વતી વીસ્વનાશા,
ત્રૈનેત્ર ધારી જગદીશ્વર કાળ ત્રાશા.
હે ઇશ નાશ ત્રીપુરોજ તણા વીડારી,
થાઓ સગુણુ નીજ નીર્ગુણુ દેહધારી;
પાદારવીંદ તવ પુજનમાંહ્ય ભાળું,
તે ભક્ત રક્ષણુ કરો શરણે દયાળુ.
હે ભવ મહેશ્વર શિવ સ્તવ સર્વ વ્યાપી,

કલ્યાણકારી સચરાચરમાં પ્રતાપી;
જે ચર્ણ મુળ પરીશોધનમાં થયેલા,
વિષ્ણુ સહીત સુર પ્રામ ચીના કયેલા;
તો કુપ મીડક સમો ગણુમાંજ કહાવું,
તે પાર કેમ કરી પામી સમર્થ થાવું.

## શિવસ્તુતિ બારમાસી.

કારતકે કરૂણા કરો દેવા, કરો ભીડભંજનની સેવા;
જેથી પામે મનગમતા મેવા. શંકર ભીડભંજન ભવતારો.
માગસરે મોહ મારો ટાળો, મુને તમે સ્થિર કરી સ્થાપો;
ભજન તણો દેખાડો ચાળો. શંકર ભીડભંજન ભવતારો.
પોષે પ્રભુ પ્રીતે પૂજન કરવું, ધ્યાન રૂદે શંકરનું ધરવું;
શિવ શિવ કેતાં હરવું ને ફરવું. શંકર૦
માહે મોટી શિવરાત્રી જાણી. શંકર માથે ધરજો બીલી પાણી;
અંતર થકી વદો શિવ શિવ વાણી. શંકર૦
ફાગણે ફરફરતાં ફુલ ધરો, જુઇ જાઇ આકને ધંતુરો;
ગુલાબ ડોલર ને ગલતુરો. શંકર૦
ચૈતરે ચિત રાખો ઠામ, રૂદે ધરો શંકરનું નામ;
અંતર આખર એ આવશે કામ. શંકર૦
વૈશાખે વાઘંબર ધરીયું, વાહન તમે નંદી તણું કરીયું;
દર્શન કરતાં મન મારૂં ઠરીયુ. શંકર૦
જેઠે જપમાળા લીયો કરમાં, જપો શંભુ માળા બેઠાં ઘરમાં;
દરશન શંભુ દેશે કલેવરમાં. શંકર૦
અશાઢે અરજી શુણી મારી, શંકર હુંતો શરણે આવ્યો તારી;
બતાવોને તરવા તણી બારી. શંકર૦
શ્રાવણે શીશ જટા ધારી, જટા તારી મોટી દીસે બારી;

દર્શન કરતાં પાપને હરનારી. શંકર૦

ભાદરવે ભુલ ખાધી ભારી, મુને પાડે આધીને વ્યાધી;
નથી નાગ લીધું તારૂં સ્વાધી. શંકર૦

આસુએ અરજી ઉરે ધરજો, શેવે તેનો જન્મ સફળ કરજો;
ભોળા શંભુ સહાય સહુને થાજો. શંકર ભીડભંજન ભવતારો.

### મનહર છંદ.

જોડિને હમેશ હાથ, સેવિયે અનાથ નાથ;
પાર્વતિ સંઘાથ દેવ દુનીયાં તમામનો;
બ્રહ્મ ઈંદ્ર દેવ હરી પ્રીતે નિત્ય ધ્યાન ધરી;
ફરિ ફરિ જાપ જપે, નિલકંઠ નામનો;
વેદ ને પુરાણ વિષે, શ્રેષ્ટ દેવ એજ દીસે;
ભ્રગૃટિ ચડાવી જેણે કીધો દાહ કામનો;
અધમ ઉધારનાર, ભજીય નિશી સવાર;
કીજીએ સદા ઉચાર, શીવ સુખ ધામનો.

### વેજનાથની સ્તુતિ—હરિગિત છંદ.

જય જગત કારણ, ભરણ, હરણ જય નાથ શ્રી ઉમીયાપતી;
જેનાં ચરિત્ર અકળ સકળ, વરણાય નહીં મુજથી રતી;
જય પંચવદન મદન અરિ, કૈલાશ સદન કરી રહ્યા;
જય વેજનાથ અનાથ ઇશ્વર દાસપર કીજે દયા. ૧

અંગે ધરે રૂંઢમાળ ને બહુ વ્યાલ ભૂષણ રીતથી,
વાદિત્ર ડમરૂ આદિ લઇ ગાયન કરે સંગીતથી;
શુભ જેહના ત્રણ નયન, તે શશિ સૂર્ય ને અગ્નિ થયા. જય૦
ત્રિશૂલને ખટવાંગ ફરશી પાસ અંકુશ હાથમાં,
પ્રિતે પીયે વિજીયા, વસે બહુ ભૂત કેરા સાથમાં;
ગરજા રહી અર્ધાંગ, ગંગ જટા વિષે ધારી રહ્યા. જય૦

બળિ શ્રષ્ટિ રચવા, પાળવા, સંહારવા, તેને ફરી,
રહિ આપ અલગ અખંડ રૂપે ત્રિગુણની માયા કરી;
છો આપ એક સ્વરૂપ, પણ સા વિશ્વમાં વ્યાપી રહ્યા, જય૦
સુર અસુર મળીને સિંધુ મથતાં નિસર્યું વિષને ડર્યા,
ભય કાપિને આપો અભય, તમ પાસ એવું ઉચર્યા;
પ્રિતે કર્યું વિષપાન તેથી નીલકંઠ બની ગયા. જય૦
શેવે સદાય સુરેશ, શેષ હમેશ સહસ્ત્ર મુખે જપે,
દ્રઢ ચિત્તથી સૌ મુનિજનો તમ પામવા તપથી તપે;
તુજ તાનથી નિજ જ્ઞાન પામ્યા, તેજ મોક્ષ કર્યા લયા. જય૦
પુજે ધરી શુભ પ્રેમ વિષ્ણુ વિરંચી રાજ્યો પચારથી,
શુભ ધૂપ દીપ નૈવેદ દઇ, પ્રિતે કરે પછી આરતી;
અતિ ભકિત ભાવે પ્રતિ દિવસ તે આપ ચરણ કરે ચહ્યા. જય૦
બ્રહ્માંડ ભાર ઉતારવા કરતાર તેં કરૂણા કરી,
નિજ શકિતથી દુષ્ટો હણી, સૌ ભુવનની પીડા હરી;
ઇતિ આદિ આપ પ્રતાપના યશ અમર નિગમ વિષે કહ્યા. જય૦

## શિખરણિ.

દશા મારી માઠી શિવ શિવ હવે કેમ કરવું,
રિબાઇ રીબાઇ વગર મરણે રોજ મરવું;
સગાં સંબંધી તે નથી સુખ કશું કાંઇ કરતાં,
હવે હું તો હાર્યો હરહર, ભવાં બોધિ તરતાં.

ખરે ખાવું પીવું પ્રતિદિન નથી શાંબ ગમતું,
વિલાસે વિશ્વાસે હરહર નથી ચિત્ત રમતું;
ધરા ધામે કામે ધન જન વિષે ધ્યાન ન રહે,
સદાના સંતાપો પલપલ વિષે સ્વાંત ન સહે.

પડે પીડા પૂરી પરવશપણે પિંડ પડતાં,

ઉપાધિ વ્યાધિથી દીવસ-રજની જાય રડતાં;
અરે અંતર્યામી પ્રણુત જનનું દુઃખ હરજો,
ગહા માયામાંથી કર પકડીને પાર કરજો.

ઉદાસી રાખો જો પ્રણુતજન બંધુ શિવ તમે,
કહો ત્યારે કોને કુટિલજનનું મસ્તક નમે;
તમે મારા ત્રાતા ત્રિભુવન વિધાતા વગરતો,
દયાસિંધુ ડુબ્યું દિન દિન રહી દીન રડતો.

હવે લેજો તારી શિવ શિવ મને આ ભવ થકી,
નથી ગારૂં કોઇ તમ વગર હે શંકર નકી;
સુધારી દે સ્વામી સુખ સરસ આપી પ્રણયથી,
ઉગારી લે આજે ભવજલધિના હાય ભયથી.

## ભુજંગી છંદ.

નમસ્તે નમસ્તે મહાદેવ શંભુ, નમસ્તે નમસ્તે ત્રપન્નેક બંધુ;
નમસ્તે નમસ્તે દયાસાર સિંધુ, નમસ્તે નમસ્તે નમસ્તે મહેશ.

નમસ્તે નમસ્તે મહા મૃત્યુ હારી, નમસ્તે નમસ્તે મહા પાપ હારી;
નમસ્તે નમસ્તે મહા દુઃખ હારી, મનસ્તે નમસ્તે નમસ્તે મહેશ.

નમસ્તે નમસ્તે સદા ચંદ્ર મૌલી, નમસ્તે નમસ્તે સદા મેસ જાણો;
નમસ્તે નમસ્તે સદા શૂલ પાણી, નમસ્તે નમસ્તે નમસ્તે મહેશ.

નમસ્તે નમસ્તે જગત્ જન્મ હેતુ, નમસ્તે નમસ્તે વૃસાધિશ કેતું;
નમસ્તે નમસ્તે મહા પૂર્ણ સેતુ, નમસ્તે નમસ્તે નમસ્તે મહેશ.

## ભુજંગી છંદ.

સ્રજ્યો જુક્તિથી સાર સંસાર જેણે, તથા તત્વ મેલ્યાં યથાયોગ્યતેણે;
ચિરંકાળ તેને વિષે ચિત્ત ચોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.

દયા રાખિને જ્ઞાનનું દાન દીધું, કરી દષ્ટિ સંકષ્ટને નષ્ટ કીધું;
છુટું પાપથી મેલશે આપ છોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.

જરાએ ક્રિયાથી નથી તે અજાણ્યો, પુરા પંડિતોએ પતી જે પમાણ્યો;
બિજા તે વિનાથી બધી પ્રીત તોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
ભજે સર્વ જેને સજી ભાવ ભકિત, સદાકાળ સર્વ સ્થળે જેનિ શક્તિ;
કહું જો કથા થાય તે કેમ થોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
કડા કર્મના બંધને કાપી નાંખે, મહા દુઃખ દારિદ્રથી દૂર રાખે;
દયાળુ દિશે દીનતા યુક્ત દોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
મહા એજ ચિંતામણી મૂલ મોંઘી, ઘણી અન્ય વસ્તુ ગણી સર્વસોંઘી;
ફરીએ બીજીમાં નથી માલ કોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
સદા નેક નામી શિવ એક સાચો, તથા તે વિના તે વૃથા વાદ કાચો;
અરે એથિ ઉંધી મતીને મરોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
કહું સત્યને શોધિને શુદ્ધ રસ્તે, ઉદે સૂર્યકાળે અને સૂર્ય અસ્તે;
ફરી ફેલના ચાલતા ફંદ ફોડી, નમું વિશ્વના નાથને હાથ જોડી.
મુખે એ રિતેથી સુખે સ્વાદ પીજે, સ્તુતી વિશ્વના નાથની નિત્ય કીજે;
કરેલોજ તેને ગણી ઠામ ઠામે, રચ્યાછે રૂડાછંદ દલપત્તરામે.

## શંભુ શરણ મહીદીપ છંદની ચાલ.

આપનું અનાદિ શંભુ શરણ એક મારે;
આ ભવાબ્ધિથી સદૈવ તારવો તમારે. આપનું.
સાંબ સ્વયરૂપ સુખદ સાર ન સંસારે;
વ્યાધિ ને ઉપાધિ આધિ ને મનોવિકારે;
પાપરૂપ આ પ્રપંચ હૃદયને વિદારે. આપનું૦
દુષ્ટ દુર્ગુણો તણા ગુંચાય કોઇ ગારે;
કોઇ તે થકી ન આપના વિના ઉગારે. આપનું૦
આ બધો પ્રપંચ અંધ કૂપમાં ઉતારે;
કોણ શંભુના વિના દયાનિધે નિવારે. આપનું૦
અન્ય પાપના પ્રપંચમાં ભલે પડયારે;

દુઃખરૂપ દુરાચારમાં ભલે દડયારે. આપનું૦
કામ ક્રોધ લોભથી ભલે સદા ભર્યારે;
મત્સર મદ મોહથી ભલે સદા ભમ્યારે. આપનું૦
રાત દિવસ રોજ રાગમાં ભલે રમ્યારે;
ભલે અંધ વિષયરૂપ ધુળને ધમ્યારે. આપનું૦
દીનને અપાર દુઃખ આપવા અડયારે;
કલેશ આપનાર નીત્ય કર્મને કયારે. આપનું૦
ધર્મ કર્મની ન વાત ધ્યાનમાં ઉતારે;
પરધન પદધામ ધુતવા સદૈવ ધારે. આપનું૦
દ્વેષ-રાગ દુઃખ શોકથી ભલે રડયારે;
આ ભવાટવીની જાલમાં ભલે જડયારે. આપનું૦
આપના અમૂલ્ય નામને નહિ ઉચ્ચારે;
મોહ જાળમાં મમત્વથી ભલે મચ્યારે. આપનું૦
લાભ હાનીમાં સદૈવ તે ભલે લડયારે;
આજ કાલ એમ કાલને ભલે ગણ્યારે. આપનું૦
જગત્ કૃપાનિધાન આપને પનારે;
પ્રાણ જાય તોય તે કદિ નહી વીસારે. આપનું૦

## શંભુ વિના કોણતારે મહીદીપની ચાલ.

શંભુના વીના અનાદી ઇશ કોણ તારે ?
કોયનું ન શરણ આપના વીના અમારે. શંભુના૦
ક્રોધ કામ લોભ મોહ હૃદયને વીદારે;
આંધળા બનાવી અંધ કુપમાં ઉતારે. શંભુના૦
વ્યાધિ-આધિ ને ઉપાધિ મોત વગર મારે;
ત્રિવિધ તાપ તન તપાવનાર છે પુરારે? શંભુના૦
છે ભવાટવી તણાં અનેક કષ્ટ ભારે;

આ ગુંચાઇ જાય દાસ વિષય રૂપ ગારે. શંભુના૦
ધ્યાન દાન જપ તપ નથી જાપતો લગારે;
ઠગ્યો ઠાઠમાઠ રૂપ દુષ્ટ આ ઠગારે. શંભુના૦
હાથમાં ચડયો મણી દબાઇ દાસ હારે;
જન્મ–મરણ હર્ષ–શોક વેદના વધારે. શંભુના૦
કેશવ શિવલોકનાથ ચડો ગારી વારે;
ઉમીયાવર નહી તો બુડી ગયાં વાહાણ બારે. શંભુના૦

## મહીદીપ છંદની ચાલ.

હે દયાનીધાન આપ આવીને ઉગારો;
હું હણાઉંછું સદૈવ દાસ આ તમારો. હે દયા૦
વિષ સમાન વિષયનો નિશો ચડે નઠારો;
વ્યાધી આધિને ઉપાધિનો નથી કિનારો; હે દયા૦
ત્રિવીધ તાપ આવવા ન દે રૂડા વિચારો;
આ ભવાબ્ધિનો પમાય કેમ આમ આરો? હે દયા૦
માંડ માંડ આ મળ્યો મનુષ્ય–જન્મ વારો;
આપની કૃપા વીના નકી ઠરે નઠારો. હે દયા૦
નીતિ રીતીને ન જાણું ધર્મનો ન ધારો;
ગ્રહણ મેં કર્યો કૃપાળુ આપનો પનારો. હે દયા૦
પ્રેમ... કરૂં પ્રણામ શીવહરા હજારો;
દયા દષ્ટિ કરી શાંબ ઠીક ઠીક ઠારો. હે દયા૦
આપથી અનાદી શીવ હું ન હોઉં ન્યારો;
પ્રણુ... નામ ધરી આમ શું વિસારો ? હે દયા૦

## રાગ ધનાસરી પદ.

આ દુખ તે કયમ સાંખું શંભુજી, આ દુખ તે કયમ સાંખુ ? ટેક.
ત્રિવિધ તાપથી બળતે ઝુંપડે, શી કઠિણઇ ધિર રાખું ? શંભુજી૦

ગઇ ગુજરીને બનતી વાતો, કયમ ભીતરની ભાંખું ? શંભુજી૦
સત્ય રાહપદ ચાલુ તોએ, માયા મારે ડાકું. શંભુજી૦
સહું કેટલું ને કયાંલગી હું તે, નુરમુજ થાતું ઝાંખું. શંભુજી૦
બહુ સાલે પડતા ઘા કારી, ચીસો કારમી નાખું. શંભુજી૦
ઘણીવાર અકળામણથી તુજ, વદતો ભૂંડો વાંકું. શંભુજી૦
પણ પછી જ્ઞાને બહુ હું સમાવું, અકળ કળાને માન આપૂં. શંભુજી૦
રે શું કરૂં બહુ કઠિણ થઇ હું, હૈડું કરતો પાકું. શંભુજી૦
જોતાં ત્રિપુટી જ્ઞાન વિચારે, શુદ્ધ પ્રેમરસ ચાખું. શંભુજી૦
તલ્લિન સુખ રહેજો સહુ ભુલવે, વિશ્વ ભરૂસો રાખું. શંભુજી૦

## રાગ જોગી અસાવરી પદ.

ઓ શિવ કયાં લગી, જુલમી આ જાગ;
રહેશે આ હાલતે આગનો આગ ? ઓ શિવ૦ ટેક.

ઝોકું આવંતાં તો રિપુ સપડાવે,
જીવડો થાકેલો ત્યાં કઇપેરે ફાવે ? ઓ શિવ૦
ઘોર અંધારે દહેશત બહુ ભારી,
જોતાં જુલમ જિંદગી થાય અકારી. ઓ શિવ૦
છ રિપુ ને આ એકલ તેઓ મંદ,
ગાત શું કરે વિણુ અમિ સુખ કંદ ? ઓ શિવ૦
નથીજ રહ્યું હાવાં સામર્થ્ય મહારૂં,
નહિ ઉપચાર ત્યાં શુંરે ઉચ્ચારૂ ? ઓ શિવ૦
વિત્ત સોષે આધિ દયા નાણે કાંઇ,
તેમાં સાધન અનુકૂળતા ન્હાઈ. ઓ શિવ૦
તન સોપ્યું ને આ અગન મનમાં તે,
ચાલતી મગજ આણી સનેપાતે ? ઓ શિવ૦
અનાથ બંધુ તું છે અંતરયામી,

કયમ ન દયા હે જાણી દશા છાની ? ઓ શિવ૦
પ્રકૃતિ શાંત તરંગમાં રંગી,
ખિજવે તેને રીતિ દુનીયાં બેઢંગી ? ઓ શિવ૦
વ્હાલું ભલું મૃત્યુ કાયર થાતાં,
પણ ન ત્રુટે મંદ ઊન તણાતાં ? ઓ શિવ૦
કઇ થતો દૃઢ વિજય તો શિખશે,
સ્હેતાં ન હારી તું જ્યાં લગિ કસશે ? ઓ શિવ૦

## મલ્હાર.

ઘન આવેરી રૂમઝુમ આનંદ બન વિથિન વરસૈ;
કંચન ભવન મહેશ ઉમાકે અતિ ઉતંક નભ પરસૈ. ઘન૦
વિશ્વનાથ પદ પંક જપે પાપ પુરાતન ઝરસૈ;
દેવી સહાયકો દેહુ દરશાન શિવજીના દર્શન જન તરસૈ. ઘન૦

## કવિત-કીર્તન.

શિવ કહો, શંભુ કહો, શિવપતી ઇશ કહો,
ગૌરી નાથ શંકરકો, સુમિરત રહુરે;
હર કહો શુલી કહો, ગનમેં મહેશ કહો,
કાશીવિશ્વનાથ કહો, કે તે સુખ લહુરે;
ગિરિકો વિહારી કહો, ગંગા શીશધારી કહો;
વિષકો અહારી કહો, યહી ગાઢ ગહુરે;
કાશીકો વાસી કહો, સુખકો નિવાસી કહો;
તીનો તાપ નાસી અવિનાસી કયા ન કહુરે.

## પદ (સામેરી.)

શિવ નામનો પરતાપ સજની, કહે વાકો સમર્થ નથી. ટેક.
શુક સનકાદિક સદાસેવે શિવને, ભૃગુ નારદમુની જતી;
વારંચ્યાદીક પાર ન પામે શિવનો, નીત્ય સેવક ગજ્યા અતિ. શિવ૦

પંચાશ ક્રોડ પૃથ્વી કાગળ, અને-સુર તરૂવર લેખણુ વતી;
પત્ર સાહેર મેંશ પરવત, વીધાતા જુએ કથી. શિવ૦

લખતાં લખતાં લેખણુ ગાઠી, કાગળને સાહી છટિ;
અપરંપાર અપાર શંકર, વિધાતા વળતી લટિ. શિવ૦

ચારવેદ જેનો પાર ન પામે, જપે શેષ એ સહસ્ત્રા જીવ્હાવતી;
શિવ સેવકનો દાસ કહે, ગુણુ શા કથું ગિરિજાપતી, શિવ૦

## ભસ્મ મહાત્મ પદ ( સામેરી. )

ભસ્મે અક્ષર નાખ્યા ભૂંસી, હો ભસ્મે૦

સર્પ દંશ જેમ મોહોરો મૂકયો, સર્વે વિષ લીધું ચુશી. હો ભસ્મે૦

એક ભીલે તે ભસ્મ ચઢાવી, મોહી નાર તે આરતી લાવી;

તેનો ટળિયો તે યમનો દંડ, કથા છેરે બ્રહ્મોતરખંડ. હો ભસ્મે૦
પ્રાણી મરણુ કાલ છે એવા, જમદૂત આવ્યા છે લેવા;
ભસ્મે વાયે ઉડી ચઢી અંગે, જમદૂત નાઠા મન ભંગે. હો ભસ્મે૦

પ્રાણી ભસ્મ ચિતાંમણી પામ્યો, તે તો દુઃખ દરિદ્રથી વામ્યો;

જેણે ભસ્મ તણી છત જાણી, તે તો દેવ આદકો જાણી. હો ભસ્મે૦

જેણે ભસ્મ ત્રિપુંડજ કીધું, તેણે વેગે કૈલાસપદ લીધું;

તેની ભવ ભાવટ ભાગી, જેને શિવ સાથે લેહે લાગી. હો ભસ્મે૦

ભસ્મ ને શિવ બન્યો બ્રહ્મ, તેથી અળગાં સઘળાં કર્મ;
કહે જિવરાજ ભસ્મને સેવો, ફરી જમને જવાબ ન દેવો. હો ભસ્મે૦

## કજરી.

સુગિરો ગંગાજીકો નિશિદિન, તેરો પાપ આપાગિ જાય. ટેક.

વેદ વિદિત હે જાકો મહિમા, કહત પુરાણુ સુનાય;
જો નર ધ્યાન ધરત હે ઉનકો, તાકો દુખ મિટિ જાય. સુગિરો૦
સફલ મનોરથ સબકે કરતી, એસી સુર સરિ માય;
દેવી સહાય ભજત નિશ વાસર, શિવ દર્શન હિત લાય. સુગિરો૦

## ભુજંગી છંદ.

નમો અંબિકાનાથ શ્રીત્ર્યંબકેશં, નમો ચંદ્રરેખા ધરં ચારૂ વેશં;
નમો નાગરાધીશ શ્રી હાટકેશં, નમો તાર કેશં નમો વ્યોમ કેશં.
નમસ્તે સુરેશં નમસ્તે પરેશં, નમસ્તે ગિરીશં નમસ્તે નરેશં;
હન્યો ત્રીપુરેશં કરી દાનવેશં, નમસ્તે સુરેશં ધરે તાર કેશં.

## ગણપતિની સ્તુતિ ( ભેરવી. )

ગણપતિ બિઘન બિનાશન હારે. ટેક.
લંબોદર પીતાંબર સોહે, ફણિ મણિ મુકુટ નયન રતનારે;
ગજમણિ માલ ગલે બિચ સોહે, ભાલ લાલમેં ચંદ્ર કલારે. ગણ૦
મોદક લેત દેત જનની જબ, ઠુમુક ચલત નૂપુર ઝનકારે;
રિદ્ધિ સિદ્ધિ દોઉ ચમર ઢુરાવત, સુર સમૂહ લખિ હોત સુખારે. ગણ૦
ઉઠિ પ્રભાત ગિરિજા સુત સુમરે, દુખ દારિદ્ર ન આવત દ્વારે;
દેવી સહાય બસે આનંદ ધન, યહ વર દેહુ મહેશ દુલારે. ગણ૦

## બીલનાથ સ્તુતિ પ્રભાત—પદ.

" પ્રાત ભયોં સમરને તું શ્રી ગનેશ દેવા " એ રાહ.
જય જય જય બીલનાથ, કર કૃપા અસુરારી;
હર હર હર હર મહેશ, અઘ સહુ નિવારી. જય જય૦
સન્મુખ બીલગંગ વ્હેત, નાહે નર નારી;
પતીત પણ પવિત્ર થાય, પરમ સુખ કારી. જય જય૦
અંગમેં પતંગ રંગ, ભભૂત કા ગોળા;
બિજિયાકે ભઇ અધીન, ખાત બોત ઝોલા. જય જય૦
હર હર હર મહાદેવ, સાંબ સુખ કારી:
અચળ ભક્તિભાવ દિજે, દુઃખ સો વિદારી. જય જય૦
ૐ હરો હર મહાદેવ, બિજીઆ બિહારી;
યાચું એક આપ કૃપા, જન્મ સફલ કારી. જય જય૦

## કજલી.

આએ **શ્રાવન** માસ સુહાગન, સબ કોઇ શિવ પૂજે મન લાય. ટેક.
ગંગાજલ કેસરીઆ ચંદન, પુષ્પ સુગંધ ચઢાય;
ભાંતિ ભાંતિકે ભોગ લગાઓ, સુગન પહિરાય. આએ૦
પૂજન કર પુનિ કરો આરતી, સબ કલેશ નસિ જાય;
દેવી સહાય આપ ગુરૂ મોકે, દીન્હી રાહ બતાય. આએ૦

## કજલી.

એસે **શ્રાવનમેં** શિવ શિવ સુમિરત, કયો નાહી મન મોર. ટેક.
જાકો મહિમા સબ જગમાંહી, છાય રહી ચહુ ઓર;
પ્રેમ કરો ગૌરી પતિજીસોં, જન્મ સફલ હોય તોર. એસે૦
શિવ શિવ નામ લિયેસેં પ્યારે, પાપ કટત અાત ઘોર;
દેવી સહાય દરશ શિવજીસેં, માગી દોઊ કર જોર. એસે૦

## અન્નપૂર્ણા સ્તુતિ ભૈરવી.

ભજ મન અન્નપૂરણા માઇ. ટેક.

જાસુ પ્રભાવ ભનત નિગમાગમ, અંત રહત સકુચાઇ;
જો ધ્યાવત પાવત ફલ ચારૌ, મમતા મદ છુટિ જાઇ. ભજ૦
કાશીપુરી પ્રેમસોં પાલત, અન્ન દેત હરખાઇ;
શંકર અંગ નિશંક બિરાજત, ગોદ લિયે ગણુ રાઇ. ભજ૦
શચી રમા શારદ જાકો નિત, કરહિ વિવિધ સેવકાઇ;
દેખિ શકત નહિ દુખિત દેવ દ્વિજ, દેખ બિપતિ ઉર આઇ. ભજ૦
તાકી શરણુ ગહન કિત પામર, મિટહિ સકલ દુચિતાઇ;
દેવિ સહાય મહેશ ઉમા યશ, સકત ન બિધિ હરિ ગાઇ. ભજ૦

## ઓંકારેશ્વરની લાવણી.

જય જય હયે શિવ પરાક્રમ, ઓંકારેશ્વર તવ શરણું;
શિવ નમામી સાંબ નમામી, ભવાનીશંકર તવ શરણું જય જય. ટેક.

દશ ભુજ મંડલ પંચવદન શિવ, શ્રવણે કુંડલ અતિ રમણું. જય જય૦
લલાટ ચમકત રજની નાયક, શોભા અદ્ભુત શિવ રૂપં;
ત્રિશૂલ ચમકત વિદ્યુત ગતિસેં, ડિમ ડિમ ડિમ બાજે મધુરં. જય જય૦
જય ચર્મામ્બર વ્યાઘ્રાંબરં હર, કપાલ માલા ગંગેશં;
પંચવદનપર ગણપતિ શોભા, પૃષ્ટે ગિરિપતિ જયાં લેશં. જય જય૦
ભસ્મ લેપિત સર્વાં હર, નંદી વાહન અતિ રમણું;
વામાંગે ગિરિરાજ બિરાજે, ઘંટા નાદ દીસે મધુરં. જય જય૦
સિદ્ધેશ્વર ત્રંબકેશ્વર શંકર, કપિલેશ્વર હર કોટેશં;
કપિલા સંગમ નિર્મળ જળ છે, કોટીક તીરથ ભય હરણું. જય જય૦
નર્મદા કાવેરી સંગમ, અંદર શોભે ગિરી શિખરં;
ઇંદ્રાદિક સુર સેવિત નિશદીન, રંભા નૃત્ય અતિ મધુરં. જય જય૦
મંગળ મૂર્તિ કલેશ વિનાશક, અદ્ભુત શોભા મૃદુ ભુવનં;
શુક સનકાદિક પઠતે સ્તોત્રં, મનવાંચ્છિત ફલ ભય હરનં. જય જય૦
પ્રણયાષ્ટક પદ માહેશ્વર, રચયતી નીર્મળ પદ સંગમં;
પૂર્ણ કૃપા ત્રિગુણાત્મક શંકર, પતીત પાવન ભય હરનં. જય જય૦

**ગરબો. "આવો હરિ શિવશંકર ભોળા"—એ રાહ.**

આદીતે તો આનંદની એલી, સાચું કહું સાંભળ સાહેલી;
પૂરવની તો પ્રીત હતી પેલી, પારવતીજી શંકર વર પામ્યાં.
સોમવારે સુખ સંપત સજની, વ્હાલા સાથે રાસ રમે રજની;
લાગી મને શિવજીસું લગની, પારવતીજી શંકરવર પામ્યાં.
મંગળવારે નિત્ય મંગળ નીરખું. શંભુજીનાં દર્શનથી હરખું;
નહિ કોઇ શિવશંકર સરખું, પારવતીજી શંકરવર પામ્યાં.
બુધે મને બહુ રૂપે મળીયા, તેણે મારા તાપ સહુ ટળીયા;
આપો આપછે અઢળક ઢળીયા, પારવતીજી શંકરવર પામ્યાં,
ગુરૂવારે ગોરાછે અંગે, મારે રેવું શંકરને સંગે;

ઉમાપતિને રંગે ચંગે, પારવતીજી શંકરવર પામ્યા.
શુકરવારે સ્વામીછો મ્હારા, જગતપતિ પ્રાણુથકી પ્યારા,
કરો નહિ નેત્રથકી ન્યારા, પારવતીજી શંકરવર પામ્યાં.
શનીવારે નિશ્ચય મન રાખી, ભક્તિ સુધા ભાવથકી ચાખી;
સફળ થઇ તેની ઉમર આખી, પારવતીજી શંકરવર પામ્યાં.
શિવાનંદ શિવ એવું કીજે, ગણીદાસ નિજ દરશન દીજે;
સદા સંભાળ શંભુજી લીજે, પારવતીજી શંકરવર પામ્યાં.

## પદ કાફી.

શરણુ તમે ભગવાન. પ્રણમું પાય પડીરે શંભુ; શરણુ૦
વૃથા ગયો ભવ જન્મ અમારો, નવ રાખ્યુ નિજ ભાન;
દાસ સદા જાણીને તારો, તારો ભવથી નિદાન,
કરી કરૂણાજ વડીરે શંભુ, શરણુ તને૦
સગુણ સ્વરૂપે ગુપ્ત રહ્યાછો, અન્ય નથી તું સમાન;
નવ જાણ્યું મહા ઋષિ મુનીયોએ, તારૂં નિશ્ચલ સ્થાન,
વિરમ્યા નેતિ વદીરે શંભુ. શરણુ તને૦
કિંચિત્ નથી હું યોગ્ય પરંતુ, માગુછું વરદાન;
કર્તુમ કર્તુમ અન્યથા કર્તુમ; માનીને બળવાન,
આવું તુજદ્વાર ચઢીરે શંભુ. શરણુ તને૦
શરણાગતની લજ્જા રાખો, વિશ્વાધીશ મહાન;
મન વાંચ્છિત ફલ નિશ્ચય આપો, હે શંભુ કૃપાનિધાન;
અવસર આવ્યો અડીરે શંભુ. શરણુ તને૦
પરમાત્મા પરબ્રહ્મ શંભુનું ગાઉં શુભ ગુણગાન;
ભક્તિપરાથી કરૂં હું તમારા, જ્ઞાનામૃતનું પાન,
સફળી એજ ઘડીરે શંભુ. શરણુ તને૦

## ધનાશ્રી.

દેવા દેવા મહાદેવા, સુરિનર કરત સેવા;
સંગી બાજે સમ ગાજે, ભોલાનાથ આયે.—દેવા૦
બેલકી સ્વારી કિયે, નીલકંઠ ગલે લીયે;
રૂંઢનકી માલા સોહે, એસો ધ્યાન ધર્યોરી—દેવા૦
ખાવે આક ધતુરા ભંગ, પાર્વતીજી અર્ધ અંગ;
હાથમેં ત્રિશૂળ, જટામાં શ્રી ગંગ— દેવા૦
તાનસેન સ્તુતિ કરે, ભવ દુઃખ દારિદ્ર હરે;
એહિ સેવા એહિ મેવા, ચારૂ બેદ ગાવે— દેવા૦
શિવ અબ્ધુત દિગંબર, વાસિ ગિરિજાપતિ;
સોહતહે લંકાંપર, ગંગાધર જટાધારી— દેવા૦
મહાદેવ મહેશ્વર તિનલોકકે નિસ્તારક;
દિનદયાલ કૃપા સાગરા, ભક્ત વત્સલ પ્રતિપાલ-દેવા૦
કહે ગુનિ તાનસેન સુનો શાહ અકબ્બર;
દેવ મહાદેવ અવિનાશી શિવ અબ્ધુત.— દેવા૦

## બિલાવલ-તાલ ધ્રુપદ.

પ્રથમ મણિ ૐકાર, દેવ મણિ મહાદેવ;
ગ્નાન મણિ ગોરખ, વદે મણિ બ્રહ્મા.
વિદ્યા મણિ મૃદંગ, રૂપ મણિ રંભા.
ગિત કો સંગિત મણિ, સંગિતકો સુર મણિ;
સુનો શાહ અકબ્બર, દિનમણી સુરજ રેન્મણિ ચંદા.

## રાગ સોરઠ.

શિવ બિના કોન તારનવારા;
દિન દયાલ સંતન પ્રતિપાલ, દયા શિલ ગુણ વાળા-શિવ૦
માયા ફંદ ફસાયો જીયરા, શિવ શિવ નામ ઉચાર;

રણુછોડરાય લગિ હે શંભુસે, સો કબહુ ન પાવે વિકાર–શિવ૦

## રાગ ભેરવી–કાફી–કાનરા વિગેરેમાં ગવાશે.

જીયા તેં શાંબ શિવ ના જપિયો, પિનાક ડમરૂ શુળ પાણી–જીયા૦
મોહ માયા બસ ભયો જીયરા, અનંગકે રંગમેં બસ્યો;
અંતકાલ કછુ કિયો નહિ અપનો, જમકી ફાંસી ફસ્યો— જીયા૦
અગમ અગોચર જાકો નામ નિરંજન, બહુ નામી નામ બન્યો;
ગંગાધર ગિરિજાપતિ પ્યારો, ઘટ ઘટ જાકે બસ્યો— જીયા૦
બેદ પુરાણ ગાવત જીનકે જશ, સ્વરૂપ શ્રુતિમેં કહોરી;
એહિ બોધ ધ્યાન ન ધરત મન મુરખ, સો કબહુ પાર ન પયોરી. જીયા૦
વિરૂપ સ્વરૂપ એહિ સબમેં વ્યાપક, જાકો નામ નેકો બન્યો;
રણછોડ એહિ બિધ સુબિચારત, સો ભવસાગર તર્યો— જીયા૦

## રાગ—કાફી.

શાંબસેં મન ક્યું ન મિલાવે,
તેરા ફેરી ફેરી મનખા જનમ નહિ આવે— શાંબ૦
સદ્ગુરૂકી શરણાગત જાયે, ઉમંગકા ગુલાલ ઉડાયે;
સંતનકી કૃપા મિલાવે, કુમતિકું દુર ચલાવે;
શાંબકું ઘટમેં રમાવે,— શંભુસેં મન૦
પ્રેમરંગ હરની પિચકારી, સુરતકી ચોટ ચલાવે;
શાબકો ધ્યાન સદા જપ કરલે, પ્રેમ ભક્તી સુખ પાવે;
મનમેં મોજ ઉડાવે. શંભુસેં મન૦
કામ ક્રોધ મદ નિદ્રા લોભહે, મમતાકું માર હઠાવે;
ગંગાસ્નાન નરબદામેં નાવે, જોત સનેહ લગાવે;

સદા સુખ જીયામેં પાવે,— શાંબસેં મન૦
તનમનકી પિચકારી ઉડાવે, સ્વર્ગ લોક કહાવે;
સુવા ચંદન કરલે પ્રિતકા, અનહદ ધ્યાન લગાવે;
કાળતો નિકટ ન આવે— શાંબસેં મન૦

શાંબકી શરણાગત જાઇ, ઉમંગકો અબીર ઉડાવે;
શાંબકી ગતમત કાહુ ન જાને, સુમતિકો ફાગ રચાવે;
શાંબકું ઘટમેં રમાવે— શંકરસેં મન૦
સો સુખ નહિ વૈકુંઠ ધામમેં, ઇંદ્ર લોક કહાવે;
ગ્નાનદાસ માગત ભર ફગવા, ભગતિ અભેપદ પાવે;
રનછોડ કહે મુકિત પદ પાવે;—શાંબસેં મન કયું ન મિલાવે૦



# આ પુસ્તકને અગાઉથી આશ્રય આપનાર સદ્‌-
# ગૃહસ્થોનાં મુબારક નામો.

૫ રા. રા. શેઠ મુળજી રૂગનાથ.
૫ ,, શા. ચુનીલાલ નારાણજી
૨ ,, શા. મોતીચંદ રતનશી
૨ ,, શા દ્વારકાંદાસ લધા નાઘોરી
૨ ,, શા હરગેવિંદ મુળજી
૨ ,, જોશી ઘેલુ ચાંપશી
૨ ,, જેઠી નાનાલાલ ગોપાલજી
૨ ,, વકીલ નવલશંકર સુરજશંકર
૨ ,, શા. પ્રાણજીવન ધનજી
૧ ,, મેહેતા કલ્યાણજી હીરજી.
૧ ,, દુર્ગારામ દુર્લભરામ ન્યુ. સ્કૂલ
૧ ,, વકીલ સુરજશંકર અંબાશંકર
૧ ,, વકીલ દયાશંકર ભગવાનજી
૧ ,, વકીલ મુગટરામ પ્રભાશંકર
૧ ,, વકીલ ઉમેદલાલ ગોપાલજી
૧ ,, વકીલ લક્ષ્મીદાસ દેવજી
૧ ,, વકીલ મોતીચંદ વાઘજી
૧ ,, સોઢા દાનસિંહજી બાવસિંહજી
૧ ,, મેહેતા નાથજી ભગવાનજી.
૧ ,, નથુરાગ વાસણજી.
૧ ,, ભગવાનજી મોરારજી ત્રિવેદી
૧ ,, ઠા. જગજીવન મંગળજી.
૧ ,, રેવાશંકર મૂળશંકર જોશી.
૧ ,, મેહેતા નવલશંકર ગીરજાશંકર
૧ ,, સોની ગોવિંદ હમીર.
૧ ,, પ્રાણજીવન વાલજી ત્રવાડી.
૧ ,, મેહેતા હરખલાલ જુગતરામ
૧ ,, સોની કાળા ચત્રભુજ.
૧ ,, કાશીરામ બજીભાઇ
૧ ,, સોની જેઠા કાનજી
૧ ,, હરજીવનદાસ રતનશી ઝવેરી
૧ ,, જગજીવન ખીમજી. શા.
૧ ,, દવે નરભેશંકર રામજી
૧ ,, કરશનજી મોતીરામ
૧ ,, આચાર્ય ઓધવજી કૃપાશંકર
૧ ,, દવે માધવજી પ્રેમજી
૯ ,, ખવાસ લધુ રઘા રાઠોડ.
૧ ,, વેલજી વિ. ભગવાનજી
૧ ,, હરજીવન પ્રાણજીવન.
૧ ,, સોની રામજી ભગવાનજી
૧ ,, સુવાર ડોસા વિરજી.
૧ ,, કોઠારી પ્રેમચંદ જશરાજ.
૧ ,, સુતાર હીરા ભવાન.
૧ ,, ચંદુલાલ નથુ
૧ ,, હંસરાજ વશરામ ઘડીયાળી
૧ ,, મહેતા વેણીશંકર ગીરજાશંકર
૧ ,, ઝીણા નકાભાઇ
૧ ,, સોની ડાહ્યા દયાળજી
૧ ,, વૈકુંઠરાય મનસુખરામ
૧ ,, મહેતા રવીશંકર જેઠાશંકર

૧ ,, વિઠ્ઠલજી ગોકળજી
૧ ,, પારેખ પરસોતમ ભગવાનજી
૧ ,, દયારામ તુલસીદાસ ખત્રી
૧ ,, વ્યાસ કલ્યાણજી ગીરજાશંકર
૧ ,, મગનલાલ હંસરાજ
૧ ,, મે. કામેશ્વર કરૂણાશંકર
૧ ,, છોટાલાલ વિ. મણીશંકર
૧ ,, મનસુખલાલ મથુરાંદાસ
૧ ,, નથુ વિઠલ
૧ ,, સોની જસરાજ વિ. લીલાધર
૧ ,, ઘેલા પરસોતમ રાજગોર
૧ ,, જોશી સુંદરજી જેરામ
૧ ,, પોપટલાલ હરજીવન
૧ ,, ખવાસ કાનજી કરશન
૧ ,, જોશી લાલજી મોરારજી
૧ ,, જોશી રાગજી માવજી
૧ ,, ઓઝા જટાશંકર મૂળશંકર
૧ ,, દવે દુલભજી ઇશ્વર
૧ ,, વ્યાસ વજેશંકર દેવશંકર
૧ ,, પાઠક સુંદરજી રતનજી
૧ ,, ભગત ભીમજી કુરજી
૧ ,, લક્ષ્મીચંદ ઠાકરશી
૧ ,, પથુભા ખેંગારજી
૧ ,, ધનેશ્વર પ્રમાણંદ
૧ ,, શુક્લ ધનેશ્વર ગયાશંકર
૧ ,, મે. દુર્ગાશંકર ઉમેદશંકર
૧ ,, રાવળ જીવરામ ભવાનીશંકર
૧ ,, શા. ધનજી હરીભાઇ

૧ ,, ગુ. લાલગરજી ખીમગરજી
૧ ,, માણેકચંદ પ્રેમચંદ
૧ ,, ઠા. કાળા કાનજી
૧ ,, પંડ્યા પ્રભાશંકર દયારામ
૧ ,, અમરશી ભવાન મોઢ
૧ જોશી ગોકળદાસ કાળા.
૧ ત્રવાડી જીવનલાલ કાનજી
૧ ,, લુવાર જેઠા ત્રીકમજી
૧ ,, શા. જમનાદાસ મોરારજી
૧ ,, વિષ્ણુપ્રસાદ ત્રિ. જુગતરામ
૧ ,, કાંતીલાલ શંકરલાલ
૧ ,, દવે દુર્ગાશંકર જાગેશ્વર
૧ ,, ત્રવાડી કાળીદાસ મોનજી
૧ ,, સોની ગોરધનદાસ ચત્રભુજ
૧ ,, વૈધ મોહનલાલ હીરાચંદ
૧ ,, ઓઝા મગનલાલ પીતાંબર
૧ ,, ત્રવાડી ઉમીયાશંકર મૂળજી
૧ ,, સુતાર નાગજી ઝીણા
૧ ,, સોની રણછોડ બાવા
૧ ,, ઠા. નારાણજી રામજી
૧ ,, સોની દામોદર કેશવજી
૧ ,, જોશી છગનલાલ ધરમશી
૧ ,, મણીયાર ભગવાનજી દેવજી
૧ ,, શા. લક્ષ્મીચંદ લાલજી
૧ ,, ખત્રી શામજી ઘેલા
૧ ,, પંડ્યા શીવશંકર દયારામ
૧ ,, ત્રવાડી હીરજી આણંદજી
૧ ,, શુક્લ તુલજાશંકર નરભેશંકર

૧ ,, દવે બાલાશંકર મયાશંકર
૧ ,, ખત્રી દામોદર તુલશીદાસ
૧ ,, ગોરધનદાસ વાલજી
૧ ,, ઝવેરચંદ દામોદર પો. આફ્રર
૧ ,, મેતા મગનલાલ ભીમજી
૧ ,, ઠકર છગનલાલ ગોપાલજી
૧ ,, ત્રવાડી નથુરામ કાશીરામ
૧ ,, માધવલાલ ચત્રભુજદાસ
૧ ,, ઓઝા દયાશંકર કામેશ્વર
૧ ,, શા. કુરજી રવજી દલાલ
૧ ,, શેઠ રણછોડદાસ કાનજી
૧ ,, દવે કુરણાશંકર હરજીવન
૧ ,, મહેતા મોનજી મદનજી
૧ ,, દવે ભગવાનજી વેલજી
૧ ,, ગઢવી જેઠા રામાણી
૧ ,, ગુ. રૂપગરજી મયાગરજી
૧ ,, દવે કેવળ મૂળજી
૧ ,, ગાંધી જેઠા સામળજી
૧ ,, સોની ગીરધર મોનજી
૧ ,, ત્રવાડી શિવશંકર હરીશંકર
૧ ,, શા. છોટાલાલ ત્રિ. હંસરાજ
૧ ,, વિઠલજી મોનજી નાધોરી
૧ ,, વોરા મણિશંકર
૧ ,, શુકલ નથુરામ કુંવરજી
૧ ,, દવે હરીવલભ ત્રિ. રામજી
૧ ,, જમનાદાસ વિ. ઓધવજી
૧ ,, સોની હીરા રૂગનાથ
૧ ,, પા. પ્રભુદાસ જેઠાલાલ
૧ ,, ત્રવાડી અમૃતલાલ કાનજી
૧ ,, નાધોરી મથુરાંદાસ રવજી
૧ ,, ઠ. ગોવિંદજી કેશવજી
૧ ,, ગોવિંદજી રામજી
૧ ,, જાની ડાહ્યા નરભેરામ

## મુંબઈ.

૫૧ રા. રા. ઠાકર વાલજી જીવરાજ
૨૫ ,, પંડિત જેષ્ઠારામ મુકુંદજી
૨૫ ,, પંડિત નારણુ મુળજી
૫ ,, વૈદ્ય કેશવરાવ પુરૂષોતમ
૫ ,, શુકલ નથુરામ પ્રાણજીવન
૨ ,, લક્ષ્મીશંકર જેશંકર
૨ ,, સોની રેણછોડ દેવજી
૧ ,, શા. વાલજી રતનશી
૧ ,, જેષ્ઠારામ પ્રભુરામ
૧ ,, મંગળદાસ ગોપાલજી
૧ ,, દવે છગનલાલ કેવળ
૧ ,, હરખલાલ ભગવાનજી
૧ ,, ભટ મગનલાલ રામજી
૧ ,, દોશી ઓધવજી નેણશી
૧ ,, ડૉ. રતનશી હરગોવિંદ
૧ ,, ઠા. ગીરધરદાસ દયાળદાસ
૧ ,, પરોત કલ્યાણજી મેઘજી
૧ ,, ત્રવાડી મણીશંકર જીવનભાઇ
૧ ,, શિવજી પ્રેમજી
૧ ,, ઠા. શિવજી દામજી
૧ ,, જોશી કાનજી મોનજી
૧ ,, ગોકળદાસ જમનાદાસ
૧ ,, સોની પોપટ ત્રિ. વેલજી
૧ ,, સોની જીવરાજ ગોકળ

૧ ,, સોની જીવરાજ હરજીવન
૧ ,, ઓ. પ્રભાશંકર મનસુખરામ
૧ ,, શામજી ગોકળદાસ
૧ ,, ઠા. મથુરાંદાસ ગોકળદાસ
૧ ,, મહેતા મોહનલાલ હરીભાઇ
૧ ,, વ્યાસ પ્રભાશંકર કાશીરામ
૧ ,, શા. મોહનલાલ લાલજી
૧ ,, ભાઇશંકર નથુરામ
૧ ,, ઠાકર મયારામ પાવનરામ
૧ ,, ઠા ખીમજી મંગળજી
૧ ,, વ્યાસ નથાલાલ મંગળજી
૧ ,, વ્યાસ મહીધર કામેશ્વર
૧ ,, ભટ દોલતરામ રૂપજી
૧ ,, શા. ઠાકરદાસ પ્રાણજીવન
૧ ,, જાની દેવશંકર છગનલાલ
૧ ,, ઠા. મોરારજી ગોકળદાસ
૧ ,, લીલાધર ગોકળદાસ
૧ ,, વ્યાસ અંબાલાલ નાથાલાલ
૧ ,, ભટ વિશનજી ખીમજી
૧ ,, મે. મગનલાલ બેહેચરલાલ
૧ ,, ઠા. મેઘજી કેશવજી
૧ ,, મોતીચંદ મકનજી ધ્રુવ
૧ ,, વ્યાસ જગન્નાથ ત્રંબકરામ
૧ ,, ઠા કરશનદાસ ગોકળદાસ
૧ ,, ભટ ભાણજી હરિકૃષ્ણ
૧ ,, ભટ ખીમજી ગોવિંદજી
૧ ,, ભટ નરહરામ કમળાકર
૧ ,, ભટ પરસોતમ ગોપાલજી
૧ ,, દવે શિવશંકર નથુ
૧ ,, પંડ્યા રતનજી ત્રીકમજી
૧ ,, ચિંતામણ રગનાથ પોષ્ટમેન
૧ ,, નારાણદાસ કાનજી
૧ ,, ઠા. મોરારજી દામોદર
૧ ,, ઠા. ભાણજી ત્રિભોવન
૧ ,, ઉમીયાશંકર ભાઇશંકર
૧ ,, પં. વલભજી રતનશી શર્મા
૧ ,, ઠા. રણછોડદાસ દામોદર
૧ ,, દ્વારકાંદાસ ત્રિભોવનદાસ
૧ ,, ગોદાવરીબાઇ
૧ ,, જાની ઉમીયાશંકર કૃપારામ
૧ ,, પંડ્યા મુળજી શિવજી
૧ ,, પંડયા શોભારામ ગંગારામ
૧ ,, ગોરધનદાસ નાનાભાઇ
૧ ,, હરગોવિંદદાસ વ્રજવલભદાસ
૧ ,, સોની છગનલાલ માધવજી
૧ ,, ઠા. વાલજી ભાણજી
૧ ,, ઠા. જીવરાજ હરજીવન
૧ ,, લલુ બલાકીદાસ
૧ ,, સોની નથુ મેઘજી

## રાજકોટ.

૧૦ ,, બેચર મેઘજી
૧ ,, બાવાભાઇ જીવાભાઇ
૧ ,, કૃપાશંકર વિ. ભાઇશંકર
૧ ,, વ્યાસ જટાશંકર હરજીવન

## ગોંડલ.

૧ ,, રા. ગોવિંદજી જેશંકર ભટ

**જોડીયા.**

૧ રા. રા. દેશાઇ બળવંતરામ રતનરામ

**જામ જોધપુર.**

૧ રા. રા. વિઠ્ઠલ હરીકૃષ્ણ ભટ

**ખંભાળીયા.**

૧ પુરોહિત રતનજી ખીમજી
૧ દયાશંકર જીવાભાઇ જાની
૧ રા. રા. પીતાંબર નથુ વ્યાસ
૧ ,, પંડયા ઉમેદલાલ જટાશંકર

**લાલપર.**

૧ ,, પા. મુલજી વશનજી

**હળવદ.**

૧ નંદવાણા મણિશંકર મોતીરામ

**સાતુદડ-વાવડી.**

૧ ,, ગુલાબરાય જીવણરામ

**ટંકરા.**

૧ ગુંસાઇ કેવળગર જવાલાગર

**મોટા દહીસરા.**

૧ શુકલ કુબેરજી પુંજા

**વાંકાનેર જડેશ્વર.**

૫ બ્રહ્મચારી શ્રી ભગવદાનંદજી કમળાનંદજી
૧ દેરાસરી હરજીવન પ્રાણજીવન

**દ્વારકાં.**

૧ વેદાંતી મયાશંકર જયશંકર

**પોરબંદર.**

૧ જેશંકર માધવજી સારસ્વત

**અમદાવાદ.**

૧૦૦ ,, બુકસેલર મહાદેવ રામચંદ્ર
૧ રા. રા. કેશવજી વિશ્વનાથ

**બોડલા.**

૧ ,, કરસનદાસ હરખા પટેલ

**કરાંચી.**

૧ ,, ઠા. કાનજી જેઠા

**દેવળીયું.**

૧ ,, જાની પોપટ ધનજી

**વરવાળા.**

૨ ,, દેવશંકર ઇંદ્રજી

**કલ્યાણપુર.**

૨ ,, નાગરદાસ મથુરાંદાસ

આ ગ્રંથને પ્રથમ આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં કેટલાંક નામો મને મોડાં મળવાથી આ પુસ્તકમાં દાખલ થઇ શકયાં નથી માટે તે સદ્ગૃહસ્થો પાસે માફી માગું છું તે દરગુજર કરશો.

# ભોજપ્રબંધ મૂળસહિત ભાષાંતર.

**આવૃત્તિ બીજી, બન્ને ભાગ સુધારા-વધારા સાથે, રોયલ બારપેજી, ફારમ ૫૭, પૃષ્ટ ૬૦૦-૬૫૦, પુંઠું સોનેરી-પાકું. કિંમત અગાઉ આશ્રય આપનારને રૂ. ૧ પાછળથી રૂ. ૧॥.**

આ મહાન કવિ **બલ્લાલનો** રચેલો સર્વોત્કૃષ્ટ સંસ્કૃત બાષામાં ગુણમય અને રસિક **ભોજપ્રબંધ** ગ્રંથથી લોકો ભાગ્યેજ અજાણ્યા હશે. કારણ કે **ભોજના** દીર્ઘદર્શી વિચારો અને તેના દાનવીરપણાના અસંખ્ય દાખલા જગ જાહેરછે એ ગ્રંથ સાહિત્યમાં અગ્ર ગણ્ય ગણાયછે આ પુસ્તકમાં ભોજની બાલ્યાવસ્થાની સ્થીતિ ધારાનગરની ઉત્પત્તિ સિંધુલના મરણ સમયે તેના ભાઇ મુંજને રાજ્યાભિષેક, મુજનું સાહસ તેનો પ્રશ્ચાત્તાપ, ભોજની હિંમતને રાજ્યપ્રાપ્તિ વિદ્વાનો તથા કવિઓનો આશ્રય, રાજ્યનીતિ, રાજ્યવહિવટ, તેનું ઔદાર્ય, તેની સભામાં મ્હોટા ૫૦-૬૦ કવિઓના અેહેવાલ આ એક ભોજના વખતમાંજ બનેલા છે તેમાંના **કાલિદાસ, માઘ, ભવભૂત, રાજશેખર, બાણ, મયુર, શ્રીહર્ષ, વરરૂચિ** આદિ મહાન્ પુરૂષોના વિનોદો અને ભોજ તથા મહાકવિ **કાલિદાસની** કેટલીએક ઉત્તમ **વારતાઓ** નો સંગ્રહ કરવામાં આવ્યોછે. આ આખા ગ્રંથમાં આશરે ૧૦૦૦ થી ૧૨૦૦ શ્લોકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, આ ગ્રંથનું ભાષાંતર પ્રથમ જામનગરના **શાસ્ત્રી કાળીદાસ ગોવિંદજી** પાસે તૈયાર કરાવી મારા તરફથી છપાવવામાં આવેલ તેમાં કેટલોક નવો ભાગ ઉમેરી તેના બે ભાગ કરવામાં આવ્યાછે, આ પુસ્તકમાં અગાઉ ગ્રાહક થવા ઇચ્છા હોય તેણે કારતિક માસ સુધીમાં નામો લખી જામનગર નાગરવાડામાં નીચે સહી કરનારને મોંકલવા કૃપા કરવી.

**લિ. વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી,**

**પુસ્તકો પ્રસિદ્ધ કર્તા તથા વેચનાર.**

